# અનુક્રમણિકા



## ભાગ ૧

### સામાન્ય માહિતી



## ભાગ ૨

### આર્થિક પ્રશ્નો



## ભાગ ૩

### સામાજિક પ્રશ્નો

# પરિશિષ્ટોની યાદી

# પ્રાગ્વચન

ઉત્તર ગુજરાત વિકાસ મંડળે, એના પ્રમુખ શ્રી. તુલસીદાસ કિલાચંદ એમ. પી. ની ઇચ્છાથી મહેસાણા જિલ્લાની આર્થિક અને સામાજિક તપાસ કરવાનું કાર્ય ઇન્ડીઅન સોસાયટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિકસ (શ્રી હિન્દી કૃષિ અર્થવિજ્ઞાન મંડળ) ને સોંપ્યું હતું. તે કાર્ય તેના પ્રમુખ શ્રી મણિલાલ નાણાવટીના નિયમન નીચે ઘણી સુંદર અને સફળ રીતે પાર પાડવામાં આવ્યું છે, અને ૨૦૩ પૃષ્ટનો દળદાર અને માહિતીપૂર્ણ અહેવાલ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયો છે. તે પુસ્તકનો ગુજરાતી અનુવાદ કરવાનું અને છપાવવાનું કાર્ય ગુજરાત સંશોધન મંડળને સોંપવામાં આવ્યું છે. તે કાર્ય આજે આ પુસ્તક પ્રસિદ્ધ થવાથી પૂરું થાય છે. મંડળ એને આ કામમાં ભાગ લેવાની તક આપવા માટે સર મણિલાલ નાણાવટીનો અને શેઠ તુલસીદાસનો આભાર માને છે.

મહેસાણા જિલ્લો ગુજરાતનું નાક છે. ગુપ્ત થયેલી પ્રાચીન સરસ્વતી નદી અને એને કિનારે આવેલુ હાલનું માતૃતીર્થ સિદ્ધપુર ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક કીર્તિનું ભાન કરાવે છે. એક બાજુએ અંબામાતા અને અર્બુદા દેવીનાં તીર્થસ્થાનો, અને બીજી બાજુએ શુભ્ર સાબરમતીના કિનારે દધીચિઋષિ અને મહાત્મા ગાંધીના આશ્રમો, અને વચ્ચે અણહિલ પાટણના કીર્તિમંદિરો અને મોઢેરાનાં સૂર્યમંદિર—એ ગુજરાતનાં ગૌરવસ્થાનો વિરાજે છે. પ્રાગૈતિહાસિક કાળમાં વસતા ગુજરાતના માનવોનું સંશોધન સાબરમતીની ખીણમાં આ જિલ્લામાં જ થયેલું છે. આવી રીતે પ્રાચીન કાળથી જ પ્રસિદ્ધ સંસ્કૃતિવાળી ભૂમિ મહેસાણા જિલ્લામાં આવેલી છે. આવા કીર્તિમંત ભૂતકાળવાળા પ્રદેશનું ભવિષ્ય તો હજુ યે ઘણું ઉજ્જવળ અને પ્રભાવશાળી છે, જો કે હાલમાં તો આપણને જોઇતો પ્રકાશ દેખાતો ન હોય, અથવા તો ઝાંખો જ લાગતો હોય.

આ તપાસનાં મુખ્ય પરિણામો નીચે પ્રમાણે ગણી શકાય :

૧. પ્રજાનો ૬૧ ટકા જેટલો ભાગ ખેતીવાડી ઉપર જીવે છે.

૨. પાંચસોથી ઓછી વસ્તીના ગામડાંઓની સંખ્યા ઘટતી જાય છે; અને ૧૦૦૦ થી ૨૦૦૦ જેટલી વસ્તીના ગામડાંઓની સંખ્યા વધતી જાય છે.

૩. આ પ્રદેશમાં દુકાળનું જોર ઘણું રહે છે, દર ચોથે વર્ષે દુકાળ પડે છે, અને દર ત્રીજે વર્ષે પાણીની તંગી પડે છે.

૪. જિલ્લાની ૬૧ ટકા જેટલી જમીન અને ૪૬ ટકા જેટલી વસ્તી દુકાળગ્રસ્ત છે.

૫. બાકીની જમીન સારી હોય છે, અને તેને જોઈતું પાણી આપવામાં આવે તો સારો પાક નીપજે છે.

૬. પૂર્વના પ્રદેશમાં નદીના પાણીને લીધે જમીન ધોવાતી જાય છે. એ ધોવાણને અટકાવવાની જરુર છે.

૭. પશ્ચિમના પ્રદેશમાં જમીન ખારી હોય છે અને પવનને લીધે કેટલીએક જમીન ધોવાતી જાય છે.

૮. વર્ષાદ ઘણો ઓછો પડે છે; અને એ પાકવાળી જમીન ઘણી ઓછી છે. વીસ ટકા જેટલી જમીન પડતર જમીન છે, અને ઘાસચારાને માટે વપરાતી ગુરચરણ જમીનનો ૫૮ ટકા જેટલો ભાગ ખેડી શકાય તેવો છે. વધુ જમીન ખેડાણ હેઠળ લાવવા માટે યોજનાપૂર્વક રેકલેમેશનની જરૂર છે.

૯. જિલ્લાનો ઘણો ખરો–૮૫ ટકા જેટલો પાક અનાજનો છે અને તે પણ જવારી,બાજરી જેવા હલકા પ્રકારના અનાજનો. પાકનું પ્રમાણ છેલ્લા ત્રીસ વર્ષથી ઘટતું જાય છે; કુવાનું પાણી પૂરતું હોય તો ફક્ત ઘઉંનો પાક સારો થાય છે.

૧૦. પાક ઘટતો જવાનાં કારણો ઘણાં છે. વર્ષાદની ખામી અને અનિશ્ચિતતા ઉપરાંત ખેતીનાં સાધનની અછત ઘણી છે. સો ખેડૂતોની વચ્ચે ૫૭ હળો અને ૨૨ ગાડાંથી વધારે સાધનો નથી હોતાં. બળદની સંખ્યા ઘટતી જાય છે. ૧૯૧૦ માં બળદ દીઠ ૧૧ વીઘાં જમીન ખેડાતી; ૧૯૫૧ માં બળદ દીઠ ખેડાણ ૩૧ વીઘાં જમીન જેટલું છે.

૧૧. જંતુનાશક અને બીજા વૈજ્ઞાનિક સાધનો વાપરવા જેટલું જ્ઞાન અને આર્થિક શક્તિનો અહીં અભાવ છે.

૧૨. બીજા જિલ્લા કરતાં આ પ્રદેશનું એક શુભ ચિહ્ન છે કે અત્યારે ૭૭ ટકા જેટલી જમીનની માલીકી ખેડૂતોમાંજ છે.

૧૩. ખાતેદારની જમીન ઘણી નાની હોય છે. ૪૧ ટકા ખાતેદારોની જમીન અડધા એકર કરતાં ઓછી હોય છે અને ૩૮ ટકા જેટલા ખાતેદારોની જમીન સરેરાશ સવાપાંચ એકર કરતાં ઓછી હોય છે.

૧૪. આ જિલ્લામાં પછાત વર્ગોની સંખ્યા વધારે પ્રમાણમાં છે, લગભગ ૨૧ ટકા વસ્તી તો ફક્ત ઠાકરડાનીજ છે, અને બીજા ૨૮ ટકા હરિજન, ભરવાડ, રબારી, ચૌધરી, રાવળ, વાઘરી એવી જાતના પછાત વર્ગો છે.

૧૫. જમીન હવે વધારે પ્રમાણમાં કણબી અને ખેડૂતો પાસેથી પછાત વર્ગોના હાથમાં જતી જાય છે અને તેઓ ખેતીકામમાં જોઈએ તેટલા કાર્યક્ષમ અને હોશિયાર નથી.

૧૬. જમીનની સ્થિતિ એવી ગણાય છે કે પીત જમીન ૧૫ એકર હોય અને સૂકી જમીન ૨૫–૩૫ એકર હોય તોજ ખેડૂત પોતાનું ગુજરાન ચલાવી શકે. ૪૫ ટકા ખાતેદારો આવી અનાર્થિક જમીન પર ખેતી કરતા હોય છે.

૧૭. મહેસાણા જિલ્લાનાં કાંકરેજ ઢોર પ્રસિદ્ધ છે અને આખા ગુજરાતમાં વખણાય છે. તે છતાં છેલ્લાં વીસ વર્ષમાં ઢોરની સંખ્યા અને તેમની શક્તિ અને ગુણો ઘટતાં જાય છે. ઢોરની ઉન્નતિ અને વિકાસને માટે ખાસ પગલાં લેવાની ઘણી જરૂર છે.

૧૮. આપણા જિલ્લામાં પાણીની તંગી છે અને ફળઝાડોની પણ અછત છે.

૧૯. જિલ્લામાં દીવેલીઆ, વરીઆળી, જીરૂ, અને ઇસબગુલના પાક સારા થાય છે, પણ વેચાણને માટે યોગ્ય વેચાણ યોજનાની જરૂર છે.

૨૦. રેલ્વે માર્ગ તેમજ બીજા વાહનમાર્ગની સ્થિતિ ખરાબ છે. આખા જિલ્લામાં ત્રણ માઈલની લંબાઈનો માત્ર એકજ પાકો માર્ગ છે.

૨૧. ગ્રામ અને ગૃહઉદ્યોગો બુરી હાલતમાં છે. એને પાકા પાયા પર મૂકવા માટે ખાસ ઉત્તેજન અને આયોજનની જરુર છે. હાથવણાટ, ખાદી, ચર્મ ઉદ્યોગોને માટે સારું ક્ષેત્ર છે.

૨૨. અક્ષરતાનું પ્રમાણ ઘણું ઓછું છે. જો કે ૨૫ ટકા જેટલુ પ્રમાણ હિન્દના બીજા પ્રદેશોની સરખામણીમાં ઓછું ન ગણાય. પરંતુ ખેતમજુરોમાં ફક્ત ૯½ ટકા સાક્ષરતા છે. પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલયની પ્રવૃત્તિની ખાસ જરુર છે.

૨૩. જાહેર સ્વાસ્થ્ય અંગેની પરિસ્થિતિ પણ અતિ ગંભીર છે. બાળમરણનું પ્રમાણ ઊંચું, દવાદારુની સગવડ અપૂરતી, રહેઠાણ માટેની વ્યવસ્થા ઘણીજ કંગાળ અને પીવા–ખાવાના ચોકખા પાણીની અછત–એ સર્વે ત્રુટિઓ માટે ખાસ ધ્યાન અપાવુ જોઈએ.

આ આખીયે તપાસમાંથી એક તારતમ્ય નીકળે છેઃ મહેસાણા જિલ્લો આર્થિક દૃષ્ટિએ પછાત છે એ એની પ્રાકૃતિક સંપત્તિના અભાવને કારણે નહીં પરંતુ એની અર્થરચનાને કારણે. સમજપૂર્વક અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ અહીંની પ્રાકૃતિક સંપત્તિનું આયોજન કરવામાં આવે તો આ પ્રદેશમા ભલે ઘી દૂધની નદીઓ ન વહે તો ય અછતના વાદળા વરસતા અટકે ખરા. અને આ હકીકત સમગ્ર ભારત માટે સાચી છે. આપણી ગરિબી આપણા પ્રયાગોમાં સામગ્રિક દૃષ્ટિના અભાવને આભારી છે.

ભારત નવસર્જનને પંથે પ્રયાણ કરી રહ્યુ છું. પહેલી પંચવાર્ષિક યોજના પૂરી થવા આવીછે અને બીજી અને ત્રીજી યોજનાનાં સ્વરુપો ઘડાતા જાય છે. લક્ષ્ય ઘણું ઊંચું રાખ્યુ છે. અને આખી ભારતીય પ્રજા આ નવઘડતરનાં કામમાં લાગી જશે તો કદાચ આપણી આ પેઢી જ સુખ શાંતિ અને સમૃદ્ધિના દિવસો જોઈ શકશે.

આ રીપોર્ટ ૧૯૫૪ મા લખાયો હતો અને જેમ બને તેમ છેવટની માહિતી આપવામાં આવી છે. પરંતુ ત્યારપછીના ૧૯૫૪ અને ૧૯૫૫ ના વર્ષોમાં આયોજન પંચની ગ્રામ વિકાસ યોજનાના અમલને લીધે અગત્યના ફેરફારો થયા છે. એકંદર પ્રગતિ અને પ્રગતિ સારા પ્રમાણમાં થતી જાય છે અને તેમા ઘણુ કાર્ય કરવાનું બાકી રહે છે. તે છતાં અરુણોદય નાં કિરણો ચારે તરફથી પ્રસરતા દેખાય છે. નવી દિશામા કાર્ય કરવાની જરૂરીઆત અને તે સંબંધી વધારે સંશોધન અને તૈયારી કરવાને માટે આ પુસ્તકમાં ઘણી માહિતી આપવામાં આવી છે. આશા રાખવામાં આવે છે કે મહેસાણા જિલ્લાના વતનીઓને જ નહી પણ અન્ય પ્રદેશોની ઉન્નતિ ઇચ્છનારાઓને પણ પુસ્તકમા ઘણું જાણવાનું, વિચારવાનું અને કાર્ય કરવાનું મળશે.

આ દિશામાં યતકિંચિત સફળતા પ્રાપ્ત થશે તો ગુજરાત સંશોધન મંડળ કૃતકૃત્ય થશે અને શેઠ તુલસીદાસ તેમજ સર મણિલાલ નાણાવટીએ લીધેલા શ્રમનો પણ સદુપયોગ થયો ગણાશે.

લલિત કુંજ,
મુંબઈ. ૨૧,
૧૭–૭–૫૫

પોપટલાલ ગોવિંદલાલ શાહ
પ્રમુખ, ગુજરાત સંશોધન મંડળ

અંગ્રેજી આવૃત્તિનું

# આમુખ

ભારત દેશ વિશાળ છે અને એના અલગ અલગ પ્રાદેશિક વિભાગોની ભૌગોલિક રચના વિવિધ પ્રકારની છે. એટલે સ્વાભાવિકજ અલગ અલગ પ્રદેશની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ એક સરખી નથી. સમગ્ર ભારતના આર્થિક વિકાસનું નિયોજન કરવું હોય તો પ્રત્યેક વિશિષ્ટ પ્રદેશનો સર્વાંગીણ અભ્યાસ અતિ આવશ્યક છે. પ્રાદેશિક વિકાસની યોજનાનો પાયો પ્રાદેશિક તપાસણી છે. કોઈપણ એકસૂત્રી આયોજનમાં આ હકીકત આવશ્યક છે. ભારતમાં તો ખાસજ. આયોજનમાં પ્રદેશવાર અભ્યાસની અગત્ય અને આવશ્યકતા આયોજન પંચે પહેલી પંચવાર્ષિક યોજનામાં સ્વીકાર્યા છે. 'કોઈપણ પ્રદેશના વિકાસના કાર્યક્રમમાં તે તે પ્રદેશની ટૂંકા ગાળાની તેમજ લાંબા ગાળાની મૂળભૂત શક્તિ તેમજ તેની જરુરિયાતો અને આવશ્યકતાઓની નોંધ લેવાવી જોઇએ. એક શક્યતા હમેશ હોય છે અને તે એ કે રાજ્યના કેન્દ્રીય દફતરમાં પ્રાદેશિક વિકાસને જોઇએ તેટલી અગત્ય મળે નહિ.' આ હકીકતને કારણે અમારી સોસાયટીએ ઉત્તર ગુજરાત વિકાસ મંડળના પ્રમુખ શ્રી તુલસીદાસ કિલાચંદ એમ. પી., ની વિનંતિ સ્વીકારીને મહેસાણા જિલ્લાની આર્થિક અને સામાજિક તપાસનું કાર્ય હાથમાં લીધું.

આ તપાસણીનો મુખ્ય ઉદ્દેશ અહિંના પ્રદેશની સમસ્યાઓનાં પ્રકાર અને સ્વરૂપ સમજવાનો છે, જે સમજ જિલ્લાના વિકાસની યોજના તૈયાર કરવામાં જરૂરી છે. પ્રદેશના જે પ્રશ્નો અગત્યના છે પરંતુ જેના તરફ સમગ્ર યોજનાના સંદર્ભમાં પૂરતુ લક્ષ અપાયું નથી તે પ્રશ્નો તરફ લોકોનું અને સરકારનું લક્ષ કેન્દ્રિત કરવાનો અહિં આશય છે. આવી તપાસણીને માટે એકમ તરીકે જિલ્લા જેવા મોટા વિસ્તારને પસંદ કરવામાં અમારું દૃષ્ટિબિન્દુ આયોજનના કાર્યક્રમને અમલી કરવામાં જિલ્લાના વહિવટી તંત્રના સંગઠનની અગત્ય પર ભાર મૂકવાનું છે.

હિન્દુસ્તાનમાં વહિવટની દૃષ્ટિએ હમેશ જિલ્લાને અગત્યનું એકમ ગણવામાં આવ્યું છે. પહેલાના દાયકાઓમાં જિલ્લાનું એકમ તરીકેનું મહત્ત્વ મુહેસુલી વહિવટ પૂરતું હતું; પરંતુ હમણાંથી વસ્તીના આર્થિક જીવનસુધારમાં તેમજ પ્રદેશના વિકાસ કાર્યક્રમમાં એનું મહત્ત્વ સ્વીકારાયું છે. એક બાજુ રાજ્યની સરકાર અને બીજી બાજુ સ્થાનિક સ્વશાસન સંસ્થાઓને બાંધતી કડી રૂપે જિલ્લા–અધિકારી છે. આમ વિકાસયોજનાઓને અમલી કરવામાં જિલ્લો એક સરળ એકમ છે.

આ અભ્યાસપૂર્ણ તપાસે એક વસ્તુ આગળ ધરી છે : દરેક પ્રદેશની વિશિષ્ટ સમસ્યાઓને ત્યાંની સ્થાનિક પરિસ્થિતિની પૃષ્ટભૂમિમાં અને યોગ્ય દૃષ્ટિબિન્દુએ સમજવી જોઇએ; તેમજ વહિવટી તંત્રની જે ઊણપો છે તે દૂર કરવી જોઈએ. તપાસમાંથી બહાર આવતી હકીકત એ સૂચવે છે કે વિકાસ કાર્યક્રમની કેટલીક કલમોનો અમલ ન થઈ શકો હોય તો એનાં કારણો યોગ્ય સંગઠનની ખામી, આવશ્યક સંશોધન અને પૂર્વ આયોજનનો તેમજ સંયુક્ત કાર્યપદ્ધતિ અને કામના સાતત્યનો અભાવ છે. જિલ્લામાં આટલી બધી સિંચાઈ તળાવની યોજનાઓ નિષ્ફળ ગઈ છે એ પણ નાની નાની સિંચાઈની યોજનાઓ વિષે અપૂરતી અને આધારવિનાની માહિતી હોવાને કારણે. હીરાપુરામાં જમીનની

સાચવણીની યોજના, પાટણમાં ઘેટાં ઉછેર અને ઊન તૈયાર કરવાની યોજના અને ધિણોજમાં ઘી ગ્રેડીંગ યોજના—આવી કેટલીયે અગત્યની યોજનાઓ વચમાંથી છોડી દેવાઈ એનું કારણ પણ કાર્ય-ક્ષમતાનો અને કામના સાતત્યનો અભાવ હતુ. જમીનના ધોવાણનો પ્રશ્ન ખૂબ વિકટ બનતો જાય છે અને તાકીદનું લક્ષ માગી લે છે. એજ પ્રમાણે રબારી કોમના વસવાટના પ્રશ્ન પ્રત્યે પણ ખૂબ દુર્લક્ષ અપાયું છે. આ બધી હકીકતો તરફ રાજ્યે તેમજ લોકોએ ખાસ ધ્યાન આપવું જોઈએ.

આ બધી ત્રુટિઓ સૂચવે છે કે કોઈ પણ જિલ્લાના વિકાસની સમસ્યાઓની ઉકેલની સફળતાનો મુખ્ય આધાર એ યોજનાને માટે બનાવેલી સંસ્થાઓ પર છે. આજના વહિવટી તંત્રને આજની સમસ્યાઓને અનુરૂપ બનાવવા માટે સમૂળગું બદલી નાખવું જોઈએ. આજની માંગ છે સ્થાનિક સંગઠનની. આથી સ્થાનિક વહિવટીતંત્ર માટે સ્થાનિક સહકાર અને સ્થાનિક નેતૃત્વ જ ઊભું થશે એટલું નહીં પરંતુ સરકારના વિકાસ કાર્યક્રમમાં કોઇ ખામીઓ હશે તો તે તરફ સરકારનું લક્ષ પણ દોરાશે. અને પછી જ સરકાર માટે એવી યોજના આંકવાનું શક્ય બનશે જેને પદ્ધતિસર અને સ્થાનિક સહકાર સહિત અમલમાં મૂકી શકાશે.

આશા છે કે આ પ્રાદેશિક તપાસ રચનાત્મક કાર્યક્રમની મૂળભૂત જરૂરિયાતો સમજવામા સહાયરૂપ થઈ પડશે. ઉપરાંત આ અભ્યાસ વધુ નાના વિસ્તારોની—થોડાંક ગામોની વધુ વિગતવાર અને ઊંડી તપાસ હાથ ધરવા અભ્યાસીઓને અને સમાજસેવકોને પ્રેરશે. દા. ત જુના રાધનપુર રાજ્યનો વિલીનીકરણ પછી આવો અભ્યાસ થાય તો ત્યાંના લોકોની આર્થિક અને સામાજિક જરુરિયાતોનું ચિત્ર વધુ સ્પષ્ટ રીતે જોવા મળે.

આ અભ્યાસ એક ચોક્કસ સમયની લોકોની સામાજિક અને આર્થિક પરિસ્થિતિનું ચિત્ર રજુ કરે છે. ત્યારબાદ અનેક ઘટનાઓ બની ગઈ છે. કલોલ—વિજાપુર વિભાગમાં ગ્રામવિકાસ યોજનાનું કાર્ય થઇ રહ્યું છે. વિજાપુર વિસ્તારમાં અનેક કૂવાઓ તૈયાર થઈ રહ્યા છે. સાબરમતી નદી યોજના વિષે સક્રિય વિચારણા ચાલે છે. આ સર્વ ઘટનાઓ જિલ્લાને સમૃદ્ધિ તરફ નિશ્ચિતપણે લઇ જાય છે.

આ તપાસનું સારું યે કામ સોસાયટીના રીસર્ચ ઓફિસર ડૉ. આર્. જી. આચાર્ય, એમ. એ., પીએચ. ડી. એ કર્યું છે. આકડા વિ. જોઈ જવામાં અને મુદ્રણ અંગેના કામમાં સોસાયટીના રીસર્ચ આસિસ્ટન્ટ શ્રી. એ. કોરિયા આફોન્સોએ ખૂબજ મદદ કરી હતી.

મુબઈ,
૨૦ મી ડિસેમ્બર, ૧૯૫૪

મણિલાલ બી. નાણાવટી
પ્રમુખ, ઈન્ડીઅન સોસાયટી ઑફ
એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ



મહેસાણા જિલ્લાનો નકશો
(તાલુકા અને સરહદ બતાવતો)
બનાસકાંઠા
સાબરકાંઠા
કચ્છનું રણ
ઝાલાવાડ
અમદાવાદ
સાંતલપુર
રાધનપુર
બનાસ નદી
સરસ્વતી નદી
પાટણ
સિદ્ધપુર
ખેરાળુ
હારિજ
ચાણસમા
વિસનગર
સમી
મહેસાણા
વિજાપુર
કડી
કલોલ

પ્રકરણ ૧

# પ્રાકૃતિક પરિસ્થિતિ

ગુજરાત પ્રદેશના મુખ્ય ત્રણ વિભાગ કહી શકાય, ઉત્તર, મધ્ય અને દક્ષિણ. મહેસાણા જિલ્લો ઉત્તરમાં આવ્યો છે.

## ક્ષેત્રફળ

આ જિલ્લો જ્યારે વડોદરા રાજ્યનો એક ભાગ હતો ત્યારે તેનું ક્ષેત્રફળ ૩૦૭૦ ચો. મા. હતું, પરંતુ મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થતાં ક્ષેત્રફળ વધીને ૪૧૨૬ ચો. મા. થયું છે. હાલ એની વધુમાં વધુ લંબાઈ ૭૨ માઈલની છે—ઉત્તરમાં પાટણ તાલુકાના મુના ગામથી તે દક્ષિણમાં ચંદ્રાસણ સુધી. તથા વધુમાં વધુ પહોળાઇ આશરે-૧૧૨ માઇલની છે – પૂર્વમાં ખેરાળુ તાલુકાના મુલના ગામથી તે પશ્ચિમમાં સાંતલપુર તાલુકાના પીપરલા ગામ સુધી. દક્ષિણથી ઉત્તર તરફ જતાં પહોળાઈ ૨૬ માઈલથી વધીને ૧૧૨ માઈલ થાય છે; તેમ પૂર્વથી પશ્ચિમ તરફ જતાં લંબાઇ ૧૩ માઈલથી ૭૨ માઈલ થાય છે.

## સરહદો *

જિલ્લાની ઉત્તર બાજુએ કચ્છનું રણ, બનાસ નદી અને બનાસકાંઠા જિલ્લો આવેલાં છે. દક્ષિણે કચ્છનું રણ, વિરમગામ, વાણોદ અને દસાડા (સૌરાષ્ટ્ર) અને અમદાવાદ જિલ્લો આવેલાં છે; પૂર્વે સાબરમતી નદી અને સાબરકાંઠા જિલ્લો આવેલાં છે; જ્યારે પશ્ચિમે કચ્છનું રણ પથરાયેલુ છે.

## ભૂરચના

આ પ્રદેશ ઈશાન્યથી નૈઋત્ય તરફ ઢળતો છે. અને ડુંગરાળ નહી, પરંતુ સપાટ છે. ફક્ત પૂર્વ અને ઉત્તર તરફ ક્યાંક ક્યાંક અરવલ્લીની હારમાળામાંથી ટેકરીઓ દેખાય છે.

એકંદરે સપાટી પરનું પાણીનું વહેણ સંતોષકારક છે. આખાયે પ્રદેશમાં પડતું વરસાદનું પાણી સાબરમતી, રુપેણ, સરસ્વતી અને બનાસ તેમજ તેની અનેક શાખાઓમાં વહી જાય છે. સરસ્વતી સિદ્ધપુર અને પાટણ તાલુકાઓમાંથી વહીને કચ્છના રણને મળે છે.

નદીનો પટ પહોળો છે; પાણી બહુ છીછરું છે. બનાસ નદી પાટણ અને હારિજ તાલુકામાં થઇને વહે છે અને સાબરમતી વિજાપુર તાલુકામાં થઈને વહે છે. રુપેણ ખેરાળુ, વીસનગર, મહેસાણા અને ચાણસમા તાલુકાઓમાં થઈને વહે છે.

આ બધી નદીઓમાં પાણી બહુ ઓછું રહે છે અને એ બારે માસ વહેતી નથી. નાના રણને ફરતા ગુજરાતની દક્ષિણે આવેલા રાધનપુર, સાંતલપુર, સમી, હારિજ, ચાણસમા અને પાટણ તાલુકાના પશ્ચિમ ભાગના સપાટ પ્રદેશમાં જમીન ખારાશવાળી, માટીઆળ તથા રેતાળ છે અને ભૂગર્ભના પાણીનું વહેણ અસંતોષકારક છે. બાકીના વિસ્તારમાં જમીન કાંપવાળી, માટીઆળ અથવા તો રેતાળ છે, અને ભૂગર્ભના પાણીનું વહેણ સંતોષકારક છે.

* સરહદોની પુનર્રચના વિષે વધુ માહિતી પરિશિષ્ટ ૧ માં આપવામાં આવી છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૯,૦૦,૫૭૮ | + ૮.૨ | ૨૯૫ |
| ૧૯૩૧ | ૧૦,૧૦,૦૭૭ | +૧૨.૧ | ૩૨૯ |
| ૧૯૪૧ | ૧૧,૬૫,૦૯૭ | +૧૬.૩ | ૩૮૩ |
| ૧૯૫૧ | ૧૪,૭૧,૬૬૨ | +૨૫.૨ | ૩૫૭ |
| ૧૯૦૧-૧૯૫૧ | — | +૭૬.૩ | — |

આધાર : સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ, બરોડા સ્ટેટ ૧૯૪૭.
મહેસાણા ડીસ્ટ્રીક્ટ સેન્સસ હેન્ડબુક ૧૯૫૧.

કોઠા ઉપરથી જણાશે કે પ્રત્યેક દાયકાએ વસ્તીનો વધારો વધુને વધુ ગતિએ થતો ગયો છે. છેલ્લા દાયકામાં ૨૫.૨ ટકા વધારો થયો છે, જે આગલા બધાજ દાયકાઓ કરતાં ઘણો વધુ છે. આનું કારણ જિલ્લાની પુનર્રચના છે. નવા પ્રદેશો ઉમેરાયા છે અને ક્ષેત્રફળ વધ્યું છે. 'ડેન્સીટી' ના આંકડાઓ પણ વસ્તીનો વધારો સૂચવે છે. છેલ્લા દાયકામાં 'ડેન્સીટી' ઘટી છે તેનું કારણ એ સમય દરમિયાન સમી, સાંતલપુર અને રાધનપુર જેવા ઓછી વસ્તીવાળા વિભાગો જોડવામાં આવ્યા છે અને દેહગામ અને અતરસુંબા જેવા વિભાગો છૂટા કરાયા છે.

જિલ્લાના અલગ અલગ વિભાગમાં થયેલા વસ્તીવધારાનો અભ્યાસ કરવો હોય તો છેલ્લા બે દાયકામાં તાલુકાવાર વસ્તીની ઘનતાના આંકડા જાણવા જરૂરી થઈ પડશે.

## કોઠો નં. ૩.

## તાલુકાવાર વસ્તીની ઘનતા ૧૯૪૧-૫૧.

| તાલુકા કે પેટા. | ઘનતા ૧૯૫૧ | ઘનતા ૧૯૪૧ | તફાવત |
|---|---|---|---|
| ચાણસમા | ૩૩૪ | ૨૯૨ | +૪૨ |
| હારિજ | ૨૧૨ | ૧૬૦ | +૫૨ |
| કડી | ૩૮૫ | ૩૪૫ | +૪૦ |
| કલોલ | ૫૯૧ | ૪૮૩ | +૧૦૮ |
| ખેરાળુ | ૩૮૯ | ૩૪૦ | +૪૯ |
| મહેસાણા | ૫૧૧ | ૪૪૦ | +૭૧ |
| પાટણ | ૪૧૬ | ૩૫૨ | +૬૪ |
| રાધનપુર | ૧૭૦ | ૧૦૭ | +૬૩ |
| સમી | ૯૨ | ૭૧ | +૨૧ |
| સાંતલપુર | ૯૨ | ૪૫ | +૪૭ |
| સિદ્ધપુર | ૬૦૬ | ૫૩૩ | +૭૩ |
| વિજાપુર | ૫૬૨ | ૪૮૫ | +૭૭ |
| વીસનગર | ૫૪૮ | ૪૬૪ | +૮૪ |

આધાર : સેન્સસ ટેબ્યુલેશન ઓફીસ, મુંબઈ.

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે સિદ્ધપુર, કલોલ અને વિજાપુર તાલુકામાં ઘનતા સૌથી વધુ છે. એનું કારણ એ છે કે આ વિભાગો ઔદ્યોગિક દૃષ્ટિએ તેમજ ખેતી વિષયક દૃષ્ટિએ જિલ્લામાં સૌથી વધુ સમૃદ્ધ છે. સમી, સાંતલપુર, અને રાધનપુર કચ્છના રણની નજદિક હોવાને કારણે ઓછી વસ્તીવાળા પ્રદેશો છે. આ તાલુકાઓની અર્થરચના ઘણી પછાત છે. અહીંની ઘનતા ઓછી હોવાના કારણો ખરાબ આબોહવા, હલકી કોટીની જમીન, અને પાણીની અછત છે.

આમ જિલ્લામાં વસ્તી અસમાનરીતે વહેંચાઈ છે. ચો. મા. વાર ઘનતા ૯૨ થી ૬૦૬ છે. ગીચ વસ્તીવાળા તાલુકામાંથી ઓછી વસ્તીવાળા તાલુકાઓમાં વસ્તીની ફેરબદલી કરવી ઇચ્છનીય છે, અને એ તોજ થઈ શકે જો પછાત તાલુકાઓનો આર્થિક વિકાસ વધુ થાય.

## શહેરીકરણ

કોઈપણ પ્રદેશના અર્થતંત્રનો વિકાસ સમજવો હોય તો એ પ્રદેશની વસ્તીનું શહેરી અને ગ્રામીણ વિભાગીકરણ સમજવું જરૂરી છે. આ દૃષ્ટિએ નીચેનો કોઠો ઉપયોગી છે.

### કોઠો નં. ૪.

### ગુજરાતના જિલ્લાઓમાં શહેરી વસ્તી ૧૯૫૧.

| જિલ્લો | શહેરી વસ્તી | કુલ વસ્તી | ટકાવાર શહેરી વસ્તી |
|---|---|---|---|
| મહેસાણા | ૩,૨૩,૨૩૧ | ૧૪,૭૧,૬૬૨ | ૨૨·૦% |
| બનાસકાંઠા | ૫૬,૮૪૨ | ૭,૪૮,૭૭૬ | ૭·૬% |
| સાબરકાંઠા | ૪૯,૦૧૨ | ૬,૮૪,૦૧૭ | ૭·૧% |
| અમરેલી | ૮૬,૪૩૬ | ૩,૧૭,૨૦૩ | ૨૭·૦% |
| વડોદરા | ૨,૯૭,૨૧૮ | ૧૧,૯૪,૭૪૬ | ૮%૨૪· |
| અમદાવાદ | ૯,૯૬,૧૮૫ | ૧૬,૮૫,૬૩૦ | ૫૮·૪% |
| ખેડા | ૪,૫૫,૫૩૫ | ૧૬,૧૨,૪૬૬ | ૨૮·૨% |
| પંચમહાલ | ૧,૩૭,૧૪૭ | ૧૧,૪૮,૪૩૨ | ૧૧·૯% |
| ભરૂચ | ૧,૨૯,૦૦૫ | ૭,૦૬,૦૩૫ | ૧૮·૨% |
| સુરત | ૩,૮૮,૬૫૧ | ૧૮,૨૭,૮૪૨ | ૨૧·૨% |
| ગુજરાત | ૨૯,૧૯,૨૬૨ | ૧,૧૩,૯૬,૭૮૯ | ૨૫·૬% |
| મુંબઈ | ૧,૧૧,૭૦,૩૪૦ | ૩,૫૯,૫૬,૧૫૦ | ૩૦·૧% |

આધાર : સેન્સસ ઓફ ઈન્ડિઆ ૧૯૫૧

મહેસાણાની કુલ વસ્તીનો ૨૨ ટકા ભાગ શહેરમાં રહે છે. બનાસકાંઠા, સાબરકાંઠા, પંચમહાલ અને ભરૂચ જિલ્લાઓની સરખામણીમાં મહેસાણા વધુ શહેરીભૂત છે. અમદાવાદ જિલ્લો શહેરીકરણમાં પહેલો આવે છે. જેમ શહેરીકરણ ઓછું તેમ આર્થિક વિકાસ ઓછો. શહેરીકરણની પ્રવૃત્તિનો અભ્યાસ રસપ્રદ છે કારણ એ અર્થતંત્રના ફેરફારો અને વિકાસ રજુ કરે છે. મહેસાણા જિલ્લાનો શહેરીકરણનો કોઠો નીચે મુજબ છે.

## કોઠો નં. ૫.

### મહેસાણા જિલ્લામાં શહેરીકરણની પ્રવૃત્તિ

| વર્ષ | શહેરી વસ્તીમાં ટકાવાર વધારો |
|---|---|
| ૧૯૩૧ | ૧૭·૪ |
| ૧૯૪૧ | ૨૧·૪ |
| ૧૯૫૧ | ૨૨·૦ |

ઉપરના આંકડાઓ ઉપરથી જણાય છે કે દાયકે દાયકે શહેરીકરણની પ્રવૃત્તિ વધતી ગઇ છે. છેલ્લા દાયકા દરમિયાન સમી, સાંતલપુર અને રાધનપુર જેવા ગ્રામીણ પ્રદેશો જિલ્લામાં ભળવાથી શહેરીકરણની પ્રવૃત્તિનો વેગ ઓછો રહ્યો છે. જુદા જુદા તાલુકાઓની શહેરીકરણની કક્ષા નીચેનો કોઠો બતાવે છે.

## કોઠો નં. ૬.

### મહેસાણા જિલ્લાના તાલુકાઓની ટકાવાર શહેરી—ગ્રામીણ વસ્તી, ૧૯૫૧

| તાલુકો | ગ્રામીણ વસ્તી ટકામાં | શહેરી વસ્તી ટકામાં |
|---|---|---|
| ચાણસમા | ૮૪·૭ | ૧૫·૩ |
| હારિજ | ૭૯·૩ | ૨૦·૭ |
| કડી | ૮૩·૫ | ૧૬·૫ |
| કલોલ | ૭૮·૨ | ૨૧·૮ |
| ખેરાળુ | ૭૫·૧ | ૨૪·૯ |
| મહેસાણા | ૮૪·૬ | ૧૫·૪ |
| પાટણ | ૭૧·૧ | ૨૮·૯ |
| રાધનપુર | ૭૩·૮ | ૨૬·૨ |
| સમી | ૧૦૦·૦ | — |
| સાંતલપુર | ૧૦૦·૦ | — |
| સિધ્ધપુર | ૬૯·૨ | ૩૦·૮ |
| વિજાપુર | ૭૪·૮ | ૨૫·૨ |
| વીસનગર | ૭૨·૪ | ૨૭·૬ |
| મહેસાણા જિલ્લો | ૭૮·૧ | ૨૧·૯ |

આધાર : મહેસાણા ડીસ્ટ્રીક્ટ સેન્સસ હેન્ડ બુક ૧૯૫૧.

ઉપરના કોઠા ઉપરથી એ સ્પષ્ટ છે કે સમી અને સાંતલપુર તાલુકા સોએ સો ટકા ગ્રામીણ છે. જ્યારે સિદ્ધપુર, પાટણ અને વીસનગર ના શહેરીકરણનું પ્રમાણ ઘણું સારું છે. છેલ્લા દાયકામા

કલોલ અને સિદ્ધપુર તાલુકાઓમાં શહેરી વસ્તીનું પ્રમાણ વધુ છે—૪૮% કલોલમાં, ૩૯% સિદ્ધપુરમાં. આનું મુખ્ય કારણ આ તાલુકાઓની ઔદ્યોગિક પ્રગતિ છે.

## શહેરો અને ગામડાં

મહેસાણા જિલ્લામાં કુલ્લે ૨૭ શહેરો છે, જેમાંના પંદર સુધરાઈ શહેરો છે. ગામડાઓની કુલ સંખ્યા ૧૨૩૮ છે. કોઈપણ શહેરની વસ્તી પચાસ હજારથી વધુ નથી. શહેરો અને ગામોની વસ્તીવાર વહેંચણી નીચે મુજબ છે.

### કોઠો ૭

### શહેરો અને ગામો (વસ્તીપ્રમાણે) ૧૯૫૧

| વસ્તીનું પ્રમાણ | સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| પાંચસો થી ઓછી | ૪૭૭ | ૩૭.૭ |
| પાંચસો થી હજાર | ૩૭૨ | ૨૯.૪ |
| હજાર થી બે હજાર | ૨૫૭ | ૨૦.૩ |
| બે હજાર થી પાંચ હજાર | ૧૩૦ | ૧૦.૩ |
| પાંચ હજાર થી દસ હજાર | ૧૭ | ૧.૩ |
| દસ હજાર થી વીસ હજાર | ૬ | ૦.૫ |
| વીસહજાર થી પચાસ હજાર | ૬ | ૦.૫ |
| કુલ | ૧૨૬૫ | ૧૦૦.૦૦ |

આધાર : સેન્સસ ટેબ્યુલેશન ઑફીસ, મુંબઈ.

ઉપરનો કોઠો બતાવે છે કે લગભગ ૩૭ ટકા વસ્તી પાંચસોથી ઓછી વસ્તીવાળા ગામોમાં રહે છે અને ૨૯ ટકા વસ્તી પાંચસો થી હજારની વસ્તીવાળા ગામોમાં રહે છે. આમ જિલ્લાનું વસ્તી સ્વરૂપ મુખ્યત્વે ગ્રામીણ છે, માત્ર કો'કજ ઠેકાણે શહેરોનો વિકાસ થયો છે.

શહેરીકરણની પ્રગતિ અને વેગ સમજવા માટે ક્રમવાર દાયકાઓના આંકડાઓ તપાસવા જરૂરી છે. ૧૯૫૧ માં જિલ્લાની પુનઃરચના થઈ એ પહેલાના દાયકાઓના આંકડા તપાસવા યોગ્ય છે.

### કોઠો નં. ૮.

### દાયકાવાર વસ્તીની દૃષ્ટિએ ગામો અને શહેરોનું વિભાગીકરણ

| | વસ્તીનું પ્રમાણ | ૧૯૩૧ | ૧૯૪૧ | તફાવત |
|---|---|---|---|---|
| ૧ | ૫૦૦ થી ઓછી | ૪૫૫ | ૩૯૩ | −૬૨ |
| ૨ | ૫૦૦—૧,૦૦૦ | ૩૧૨ | ૩૨૯ | +૧૭ |
| ૩ | ૧,૦૦૦—૨,૦૦૦ | ૧૯૨ | ૨૧૬ | +૨૪ |
| ૪ | ૨,૦૦૦—૫,૦૦૦ | ૮૦ | ૯૯ | +૧૯ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૫,૦૦૦—૧૦,૦૦૦ | ૭ | ૧૧ | +૪ |
| ૬ | ૧૦,૦૦૦—૨૦,૦૦૦ | ૫ | ૭ | +૨ |
| ૭ | ૨૦,૦૦૦—૫૦,૦૦૦ | ૨ | ૨ | — |
| | કુલ | ૧,૦૫૩ | ૧,૦૫૭ | +૪ |

આધાર : સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ, બરોડા સ્ટેટ.

ઉપરનો કોઠો તપાસતાં જણાશે કે ૧૯૩૧થી ૧૯૪૧ સુધીના દાયકામાં નાના ગામડાંએમાંથી મોટા ગામડાંઓમાં વસ્તીની ફેરબદલી થઈ છે. ખાસ કરીને (બે), (ત્રણ) અને (ચાર) માં આ ફેરબદલી વધુ વેગીલી છે. શહેરોની સંખ્યા પણ વધી છે. જિલ્લાના કેટલાક અગત્યના શહેરોનો થતો વેગીલો વિકાસ શહેરીકરણની પ્રવૃત્તિ પ્રતિવર્ષે વધતી જાય છે એ સૂચવે છે. છેલ્લાં પચાસ વર્ષમાં હારિજ શહેરની વસ્તી ૬૪૧.૫ ટકા અને મહેસાણા શહેરની ૧૪૫ ટકા વધી છે.

**વસ્તી** : આ શહેરીકરણની પ્રવૃત્તિ વિષે એક હકીકત નોંધવા જેવી છે. આ આખીયે પ્રવૃત્તિ ઉદ્યોગીકરણની નિશાની નથી, પરંતુ વ્યાપારીકરણની નિશાની છે. હારિજ શહેરનો વિકાસ એ અગત્યનું રેલ્વે સ્ટેશન અને વિતરણ કેન્દ્ર છે એટલા માટે થયેલો છે. મહેસાણા પણ અગત્યનું રેલ્વે જંકશન હોવાને કારણે વિકાસ પામ્યું છે. ઉંઝા વ્યાપાર કેન્દ્ર છે એટલે વિકસ્યું છે. આમ જિલ્લાનું આખુંયે શહેરીકરણ મુખ્યત્વે વ્યાપારને આભારી છે.

## નિરાશ્રિતો

પશ્ચિમ પાકિસ્તાનમાંથી નિરાશ્રિતોનો ધસારો ખાસ વધુ નથી. ૧૯૪૬ થી ૧૯૫૧ સુધીમાં માત્ર ૭૪૨૧ નિરાશ્રિતો જ અહીં વસવાટ માટે આવ્યા છે. જિલ્લાની સમગ્ર વસ્તીના પ્રમાણમાં આ આંકડો અતિસામાન્ય છે. આમાંના ૫૦% નિરાશ્રિતો રાધનપુર, સમી, સાંતલપુર અને હારિજના ગ્રામીણ વિભાગમાં પુનર્વસવાટ પામ્યા છે. બીજા તાલુકાઓમાં એમનું પ્રમાણ નહીંવત્ છે. શહેરી વિસ્તારમાં આ લોકોનો વધુ ધસારો સિદ્ધપુર, પાટણ, મહેસાણા, રાધનપુર અને હારિજ તાલુકાઓમાં છે.

## નિર્વાહના પ્રકારો

સામાન્ય રીતે જેમ ગ્રામીણ વસ્તી વધુ એમ લોકોનો નિર્વાહનો આધાર વધુ ખેતીવિષયક. મહેસાણા જિલ્લો આ નિયમને અનુસરે છે. અહીં, ખેતી પર નિર્વાહનો મુખ્ય આધાર રાખતા વર્ગની સંખ્યા ૬૧ ટકા છે. હિન્દી સંઘમા આ વર્ગની સંખ્યા ૭૦% છે, મુંબઇ રાજ્યમાં ૬૬% છે અને ગુજરાતમાં ૫૨% છે. અલગ અલગ તાલુકામાં આ ટકાવારી લગભગ સરખી છે, માત્ર ચાણસમા તાલુકામાં ખેતી પર નભતી વસ્તી ૬૮.૫ ટકા છે.

ખેતીના વ્યવસાયમાં રોકાયેલા માણસોનું વિભાગીકરણ નીચે મુજબ થઈ શકે : (૧) માલિક ખે· (૨) ગણોતીઆ (૩) ખેતમજૂર (૪) અનિવાસિત્વ જમીનદારો.

આ ચાર પ્રકારની ખેતી પર જીવતા વર્ગોની માહિતી કોઠો નં ૯ ઉપરથી મળી આવશે (કોઠો ન ૯ પાના ૧૦–૧૧ પર)

## • કોઠો નં. ૧૦.

| | મા ખે | ગ | ખે મ | જ. |
|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૭૭ ૨ | ૭ ૩ | ૯ ૩ | ૬ ૨ |
| ગુજરાત | ૬૭ ૦ | ૧૫ ૦ | ૧૫ ૦ | ૩ ૦ |
| મુબઈ રાજ્ય | ૬૬·૦ | ૧૬ ૦ | ૧૫ ૦ | ૩ ૦ |
| હિદી સવ | ૬૭ ૦ | ૧૩ ૦ | ૧૮ ૦ | ૨ ૦ |

આધાર સેન્સસ ઑફ ઇન્ડીઆ–૧૯૫૧

ઉપરના કોઠા ઉપરથી એ સ્પષ્ટ છે કે મહેસાણા જિલ્લામા ગુજરાત, મુબઈ રાજ્ય તેમજ સમગ્ર હિદીમ ધની સરખામણીએ જાત ખેડૂતોની ટકાવારી વધુ છે અને ગણોતીઆ તેમજ ખેત મજૂરોની સખ્યા પ્રમાણમા થોડી છે વળી જમીનદારોની ટકાવારી પણ મહેસાણા જિલ્લામા સૌથી વધુ છે આમ મહેસાણામા જાત ખેડની પદ્ધતિ વધુ પ્રમાણમા છે એટલે આ વિભાગનો ખેતીવિષયક વિકાસ કરવો પ્રમાણમા સહેલો છે.

કોઠા ૧૦ પ્રમાણેની માહિતી તાલુકાવાર નીચે મુજબ છે

## કોઠો નં. ૧૧.

| તાલુકા | જા ખે | ગ | ખે મ | જ |
|---|---|---|---|---|
| ચાણસ્મા | ૮૦ ૭ | ૫ ૦ | ૫ ૮ | ૮ ૫ |
| હારિજ | ૭૨ ૮ | ૧૩ ૪ | ૭ ૬ | ૬ ૫ |
| કડી | ૭૩ ૫ | ૫ ૧ | ૧૩ ૭ | ૭ ૭ |
| કલોલ | ૭૧ ૮ | ૫ ૭ | ૧૪ ૦ | ૮ ૫ |
| ખેરાળુ | ૮૧ ૧ | ૮ ૨ | ૫ ૮ | ૪ ૯ |
| મહેસાણા | ૮૦ ૨ | ૩ ૬ | ૮ ૬ | ૬ ૬ |
| પાટણ | ૭૭ ૯ | ૬ ૧ | ૧૧ ૩ | ૪ ૭ |
| રાધનપુર | ૯૩ ૪ | ૧ ૪ | ૩ ૦ | ૨ ૨ |
| સમી | ૮૨ ૫ | ૧ ૭ | ૧૦ ૭. | ૫ ૧ |
| સિદ્ધપુર | ૮૧ ૫ | ૫ ૫ | ૭ ૯ | ૫ ૧ |
| સાતલપુર | ૧૦ ૧ | ૮૪ ૫ | ૧ ૩ | ૪ ૧ |
| વિજાપુર | ૭૮ ૪ | ૪ ૬ | ૧૦ ૪ | ૬ ૬ |
| વીસનગર | ૮૨ ૩ | ૪ ૦ | ૮ ૮ | ૪ ૯ |

આધાર મહેસાણા ડીસ્ટ્રીક્ટ સેન્સસ હેન્ડ બુક ૧૯૫૧

## કોઠો નં. ૯.

| | | | | | વ્યવસાય અનુસાર |
|---|---|---|---|---|---|
| | માલિક ખેડૂત | ગણોતિયા | ખેત મજૂર | અનિવાસિત્વ જમીનદાર | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| મહેસાણા ... | ૬,૯૩,૧૩૪ (૪૭.૧) | ૬૫,૬૮૯ (૪.૫) | ૮૩,૬૮૮ (૫.૭) | ૫૫,૦૯૨ (૩ ૭) | ૮,૯૭,૬૦૩ (૬૧.૦) |
| ગુજરાત ... | ૪૭,૯૮,૦૦૦ (૪૨.૦) | ૧૧,૧૬,૦૦૦ (૯.૭) | ૯,૩૪,૦૦૦ (૮ ૩) | ૨,૩૭,૦૦૦ (૨.૦) | ૭૦,૮૫,૦૦૦ (૬૨.૦) |
| મુંબઈ રાજ્ય ... | ૧,૪૬,૪૯,૦૦૦ (૪૧.૦) | ૩૪,૮૫,૦૦૦ (૯.૪) | ૩૨૫૩૦૦૦ (૯.૦) | ૭,૧૨,૦૦૦ (૨.૦) | ૨,૨૦,૯૯,૦૦૦ (૬૧.૪) |
| હિંદી સંઘ ... | ૧૬૭૩૪૬,૦૦૦ (૪૬.૯) | ૩૧૬૪૦,૦૦૦ (૮.૮) | ૪૪૮૧૨,૦૦૦ (૧૨.૬) | ૫૩૨/૦૦૦ (૧.૫) | ૨૪,૯૧૨૨,૦૦૦ (૬૯.૮) |

રાધનપુર, સમી, સિદ્ધપુર, વિજાપુર અને વીસનગર તાલુકામાં જાતખેતીનું પ્રમાણ ઘણું ઊંચું છે—૮૦ થી પણ વધુ જ્યારે સાંતલપુર તાલુકામાં માત્ર દશ ટકા જ છે. આ તાલુકામાં ગણોતીઆઓનું પ્રમાણ ઘણુજ મોટું છે—૮૪.૫ ટકા. એમ જણાય છે કે સાંતલપુરના મોટા જમીનદારો, જુના જમાનાના ઠાકોરોએ ખેત મજૂરો પાસે ખેતી કરાવવા કરતા સાથે જમીન ખેડવા આપવાનું વધુ પસંદ કર્યું છે.

આ જ પ્રમાણે બીનખેતી વ્યવસાયો દ્વારા જીવનનિર્વાહ કરનાર માણસો પૈકી વ્યાપારમાં રોકાયેલા માણસોની ટકાવારી મહેસાણા જિલ્લામાં ગુજરાત, મુંબઈ રાજ્ય તેમજ હિંદી સંઘની બરાબર છે.

## કોઠો નં. ૧૨.

### બીનખેતી વ્યવસાયોમાં રોકાયેલા વર્ગોની ટકાવાર વહેંચણી, ૧૯૫૧

| પ્રદેશ | બીનખેતી ઉત્પાદન | વ્યાપાર | વાહન | નોકરી વગેરે |
|---|---|---|---|---|
| મહેસાણા | ૩૫ | ૨૦ | ૬ | ૩૯ |
| ગુજરાત | ૩૭ | ૨૦ | ૬ | ૩૭ |
| મુંબઈ રાજ્ય | ૩૬ | ૨૦ | ૪ | ૪૦ |
| હિંદી સંઘ | ૩૫ | ૨૦ | ૫ | ૪૦ |

આધાર : સેન્સસ ઑફ ઈન્ડીઆ ૧૯૫૧.

વસ્તીની વ્હેંચણી

| બીન ખેતી ઉત્પાદન | વાણિજ્ય | વાહનૂક | નોકરી ઇત્યાદિ | કુલ | |
|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૨,૦૬,૫૧૬ (૧૪.૦) | ૧,૧૮,૦૩૦ (૮ ૦) | ૩૨,૪૧૦ (૧.૫) | ૨,૨૭,૧૦૩ (૧૫.૦) | ૫,૭૪,૦૫૯ (૩૯.૦) | ૧૪,૭૧,૬૬૨ |
| ૧૫,૮૭,૦૦૦ (૧૪.૦) | ૮,૬૪,૦૦૦ (૭.૫) | ૧,૯૪,૦૦૦ (૧.૫) | ૧૬,૬૭,૦૦૦ (૧૫.૦) | ૪૩,૧૨,૦૦૦ (૩૮.૦) | ૧,૧૩,૯૭,૦૦૦ |
| ૪૯,૪૯,૦૦૦ (૧૪.૦) | ૨૭,૩૬,૦૦૦ (૭.૬) | ૮,૦૨,૦૦૦ (૨.૦) | ૫૩,૭૦,૦૦૦ (૧૫.૦) | ૧,૩૮,૫૭,૦૦૦ (૩૮.૬) | ૩,૫૯,૫૬,૦૦૦ |
| ૩૭૬,૬૦,૦૦૦ (૧૦.૬) | ૨૧૩,૦૯,૦૦૦ (૬.૦) | ૫૬,૨૦,૦૦૦ (૧.૬) | ૪૨૯,૮૩,૦૦૦ (૧૨.૦) | ૧૦૭૫૭૨,૦૦૦ (૩૦.૨) | ૩૫૬૬,૯૪,૦૦૦ |

આધાર સેન્સસ આફ ઈન્ડિયા, ૧૯૫૧

મહેસાણાની બીનખેતી ઉત્પાદન ટકાવારી બીજા પ્રદેશાની સરખામણીમાં લગભગ સરખીજ છે જ્યારે વાહન વ્યવસાયનું પ્રમાણ ઓછું છે. મહેસાણાનું રેલ્વે જંકશન જો અહીં ન હોત તો આ ટકાવારી હજુ ઓછી હોત. તાલુકાવાર કોઠો જોતા જણાશે કે મહેસાણા, વિજાપુર, સિદ્ધપુર અને કલોલ સિવાય બીજા તાલુકાઓમાં વાહન વ્યવસાયમા રોકાયેલા માણસોની સંખ્યા નહિવત્ છે. નોકરી વગેરે વ્યવસાયની ટકાવારી બધેજ લગભગ સરખી છે.

આમ વ્યવસાય ચિત્ર જોતાં જણાશે કે જિલ્લાની ૩/૫ વસ્તી ખેતીમાં રોકાયેલ છે, એટલે આ પ્રદેશનો વિકાસ હજુ ખૂબ નીચલી કક્ષાએ છે. માત્ર ૧૪ ટકા વસ્તી બિનખેતી ઉત્પાદનના કાર્યમા રોકાયેલી છે. એનો અર્થ એ કે ઉદ્યોગીકરણનો વિકાસ અહીં ખાસ થયો નથી. અહીંની વસ્તી, પ્રમાણમાં, ઉદ્યોગો કરતા વ્યાપારમાં વધુ રોકાયેલી છે તે સૂચવે છે કે આ પ્રદેશ વ્યાપારનિષ્ઠ છે.

## પછાત વર્ગો

કોઇ પણ પ્રદેશની સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક પ્રગતિ માત્ર એના સુખી અને સમૃદ્ધ વર્ગોની સિદ્ધિઓ પર મપાતી નથી. પછાતવર્ગો અને સમૃદ્ધ વર્ગો વચ્ચેની અસમાનતાની માત્રા પણ ધ્યાનમાં લેવી જરૂરી છે. જેમ અસમાનતા વધુ તેમ સમાજસ્વાસ્થ્ય અને ભાઈચારા સામેનો ભય વધુ પછાતવર્ગો પોતાની પરિસ્થિતિ પોતાની મેળેજ સુધારી શકે નહિ. સમાજ જો એમના વિકાસમાં વધુ સક્રિય રસ ન લે તો પરિણામ ભયાનક આવવા સંભવ છે.

## સમસ્યાની વિશાળતા અને ઊંડાણ

આ જિલ્લાની જુદી જુદી જાતોની આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક સ્થિતિ જોઈએ તો મુંબઈ સરકારે તૈયાર કરેલ પછાત વર્ગોની યાદી સંપૂર્ણ લાગતી નથી. વિલીનીકરણ પહેલાં વડોદર રાજ્યમાં અમુક ખાસ પ્રવૃત્તિએ માટે પછાત વર્ગોની એક જુદી યાદી રાખવામાં આવતી. વિલીનીકરણ બાદ સરકારે સમગ્ર રાજ્ય માટે એકજ ધોરણ રાખ્યુ. પરિણામે જુના વડોદરારાજ્યમાં જે કેટલીક કોમો પછાત મનાતી એ હવે ' પછાત ' ન રહી.

આપણે જિલ્લાનું જાતિવાર ચિત્ર જોશું તો પછાત વર્ગો કેટલા છે એ સહેજે સમજાશે. એ સાથેજ દુઃખદ છે કે ૧૯૫૧ ના વસ્તીપત્રકમાં વસ્તીનું વિભાગીકરણ કરતી વખતે ન્યાતજાતને જોવામાં આવી નથી. પરિણામે આપણે ૧૯૪૧ નું વડોદરા રાજ્યનું વસ્તીપત્રક આ આંકડાએ માટે જોવું પડશે.

### કોઠો નં ૧૩.

### મહેસાણા જિલ્લાનું જાતિવાર ચિત્ર

| | |
|---|---|
| હિંદુ | ૯૦ |
| મુસલમાન | ૬ |
| ખ્રિસ્તી | નહિવત્ |
| બીજા | ૪ |

આધાર : બરોડા સેન્સસ (૧૯૪૧).

જિલ્લાની મુખ્ય વસ્તી હિંદુ છે. માટે પછાત વર્ગનું પ્રમાણ જાણવા માટે હિંદુ વસ્તીરચના જાણવી ઠીક પડશે. સુધરેલા અને પછાતવર્ગોનું વર્ગીકરણ ૧૯૪૧ ના વસ્તીપત્રક ના આધારે લીધું છે. વસ્તીપત્રકે ભણેલા પુરુષોનું પ્રમાણ ૫૦ કે વધારે ટકા હોય તેજ જાતિને સુધરેલી તરીકે ગણી છે.

### કોઠો નં. ૧૪.

### હિંદુઓની વસ્તીરચના–સુધરેલા અને પછાત.

| | |
|---|---|
| **સુધરેલો વર્ગ** | |
| બ્રાહ્મણ | ૪.૮ |
| જૈન | ૨.૩ |
| પાટિદાર | ૨૪.૯ |
| બીજા હિંદુઓ | ૧૭.૯ |
| | ૪૯.૯% |
| **પછાત વર્ગ** | |
| આંજણા ચોધરી | ૩.૯ |
| ભરવાડ રબારી | ૪.૯ |
| અંત્યજ | ૯.૬ |
| મક | ૨ |

| | |
|---|---|
| જંગલી કોમો (હિંદુ) | ૦.૩ |
| રાજપુત | ૩.૯ |
| રાવલ | ૨.૭ |
| ઠાકરડા | ૨૦.૯ |
| વાઘરી | ૧.૯ |
| | ૫૦.૧% |
| હિંદુ | ૧૦૦% |

આધાર : બરોડા સેન્સસ ૧૯૪૧.

આ ઉપરથી જણાશે કે મહેસાણા જિલ્લાની વસ્તીનો ઘણો ભાગ પછાત વર્ગમાં મૂકી શકાય. ઘણી બધી જાતોમાં અક્ષરજ્ઞાન બહુજ ઓછું છે અને સામાજિક તેમજ આર્થિક વિકાસને અવરોધક તત્વોનું પ્રમાણ પણ ઘણું છે. પછાત કોમમાં પણ ઠાકરડાઓનું વધુ પ્રમાણ ધ્યાન ખેંચે તેવું છે; અને વિસ્તારના વિકાસના કોઈ પણ કાર્યક્રમમાં આને ખાસ ધ્યાન આપવુ જરૂરી છે.

## ઠાકરડા

આ એક કોળીની જાત છે અને મુખ્યત્વે મહેસાણા જિલ્લામાંજ જોવા મળે છે. રાજપુત માંથી ઉતરીઆવેલા હોવાથી તેઓ ઠાકરડા કહેવાય છે. તેમાંનો મોટો ભાગ બહુજ પછાત, અધા જંગલી અને બેકાર છે. આમાં પણ અનેક વાડાઓ છે, દા. ત. ચુનવાલીઆ, પાટણવાડીઅ, વગેરે. ચુનવાલીઆ ખાસ કરીને કડી તાલુકામાં જોવામાં આવે છે; અને અમુક વર્ષો ઉપર આ આખી જાત સમગ્ર ઉત્તર ગુજરાતને રંજાડતી, અને ધાડો પાડતી. અત્યારે તેમાંના ઘણા જોકે ખેતી તથા મજુરીએ લાગી ગયા છે છતાં તેમનો જુસ્સો હજુ ઓછો થયો નથી. પાટણવાડીઆઓમાં પણ આવીજ ખાસિયતો છે. જોકે તેઓ હોંશિયાર, ઉદ્યમી અને બહાદુર છે. છતાં અભણ અને ખેતીમાં બીજા કરતાં નીચી કોટીના હોવાથી સમાજને બહુ ઉપયોગી થઇ શકતા નથી. મોટાનાયતા નામનાં પાટણ તાલુકાના એક ગામડામાં ઠાકરડાઓનીજ મુખ્ય વસ્તી છે., ૧૯૫૨ માં એ લોકોએ ત્યાં નિશાળ સ્થાપવાની વિરુદ્ધમાં અરજી કરી અને પોતાનાં છોકરાંને નિશાળે ન મોકલવાના શપથ લીધા. સમજાવટના બધા પ્રયાસો નિષ્ફળ ગયા અને છેવટે નિશાળની વાત પડતી મૂકવી પડી. આવું છે ત્યાંનું અજ્ઞાન.

તેમના ગુનેગાર માનસને જો સાચી દોરવણી આપવામાં આવે તો આ લોકોની બહાદુરી ચાતુર્ય અને સહનશીલતા સમાજના ઉત્કર્ષમાં મોટો ફાળો આપે એમ છે.

## દુષ્કાળ

કોઈ પણ પ્રદેશના આર્થિક પ્રશ્નમા સૌથી અગત્યનો પ્રશ્ન અનાજનો છે. જ્યાં સુધી અનાજના પ્રશ્નનો ઉકેલ થાય નહિ ત્યા સુધી કોઈપણ આર્થિક નિયોજન સતોષકારક રીતે થઈ શકે નહિ.

મહેસાણા જિલ્લો મુખ્યત્વે ખેતીપ્રધાન પ્રદેશ છે. અહીંનો વાર્ષિક વરસાદ ૨૦ ઇંચ છે. મુબઈ રાજ્યની ઉત્તરે આવેલો હોઈ અહીં નૈઋત્યના ભેજવાળા પવનનું જોર બહુ નબળું હોય છે. ઉપરાત પ્રદેશ સપાટ હોવાને કારણે વાદળો રોકતા અવરોધો પણ નથી. આમ વરસાદનો અભાવ અને નહેરોના અભાવને કારણે વખતોવખત પાક નિષ્ફળ જાય છે, અને દુષ્કાળ પડે છે.

### કોઠો નં. ૧.

### મહેસાણા જિલ્લામાં દુષ્કાળ અને અછતનાં વર્ષો

| દુષ્કાળ વર્ષ | અછત વર્ષ | સારાં વર્ષ. |
|---|---|---|
| ૧૮૯૯ | ૧૯૦૦ | ૧૯૦૫ |
| ૧૯૦૧ | ૧૯૦૨ | ૧૯૦૬ |
| ૧૯૦૪ | ૧૯૦૩ | ૧૯૦૭ |
| ૧૯૧૧ | ૧૯૧૦ | ૧૯૦૮ |
| ૧૯૧૫ | ૧૯૧૨ (ભારે અછત) | ૧૯૦૯ |
| ૧૯૧૬ | ૧૯૧૪ | ૧૯૧૩ |
| ૧૯૨૩ | ૧૯૨૦ ( ,, ) | ૧૯૧૬ |
| ૧૯૨૫ | ૧૯૨૨ | ૧૯૧૭ |
| ૧૯૩૬ | ૧૯૨૪ | ૧૯૧૯ |
| ૧૯૩૯ | ૧૯૨૬ | ૧૯૨૧ |
| ૧૯૪૮ | ૧૯૨૯ | ૧૯૨૬ |
| ૧૯૫૧ | ૧૯૩૦ | ૧૯૨૭ |
| ૧૨ | ૧૯૩૧ | ૧૯૩૩ |
| | ૧૯૩૨ | ૧૯૩૪ |
| | ૧૯૩૫ | ૧૯૩૭ |
| | ૧૯૩૮ | ૧૯૪૧ |
| | ૧૯૪૦ ( ,, ) | ૧૯૪૨ |
| | ૧૯૪૬ | ૧૯૪૩ |
| | ૧૯૪૭ | ૧૯૪૪ |
| | ૧૯૪૯ | ૧૯૪૫ |
| | ૧૯૫૨ | ૧૯૫૦ |
| | ૨૧ | ૨૧ |

આધાર - જિલ્લા ગ્રામવિકાસ મડળની કચેરી (મહેસાણા)

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે અહીં દર ચોથે વર્ષે દુકાળ અને ત્રીજે વર્ષે અછત હોય છે. પરિણામે બે અછત અને દુકાળના વર્ષો સાથે સારું વર્ષ તો એકજ હોય છે. આમ આ પ્રદેશ સતત દુકાળગ્રસ્ત છે.

છેલ્લા ૫૪ વર્ષમાં બાર દુકાળનાં અને ૨૧ અછતનાં વર્ષો હતાં. આમ ત્રણ વર્ષે બે વર્ષ દુકાળ કે અછતનાં હોય છે. જિલ્લામાં અમુક ભાગોમાં દુકાળ કે અછતની શક્યતાઓ વધુ હોય છે. વરસાદના આંકડાઓ તપાસશું તો જણાશે કે ચાણસમા, હારિજ, સમી, રાધનપુર અને સાંતલપુર તાલુકાઓમાં સારા વર્ષોમાં પણ વરસાદ ઓછો પડ્યો હોય છે. આમ આ તાલુકાઓ દુકાળગ્રસ્ત વધુ છે.

વસ્તી અને ક્ષેત્રફળની દૃષ્ટિએ જોઈએ તો એમ કહી શકાય કે કુલે ૪૧૨૬ ચો. મા. ના વિસ્તારમાંથી ૨૭૨૧ ચો. મા. નો વિસ્તાર અને ૧૪,૭૧,૬૬૨ વસ્તીમાંથી ૬,૧૦,૩૮૨ વસ્તી દુકાળગ્રસ્ત પ્રદેશમાં ગણાય છે. સેંકડે ૬૧ ટકા વિસ્તાર અને ૪૧ટકા વસ્તી આ જાતના પ્રદેશમાં આવી જાય છે.

આપણે આગળ જોયું તેમ વસ્તીનો ૬૦% ભાગ ખેતીમાં રોકાયો છે અને ૪૦% બીન ખેતીના ધંધાઓમાં રોકાયો છે. અહીં ખાસ મોટા શહેરો છે નહિ અને માત્ર ૭ કાપડની મીલો સિવાય બીજા કોઈ મોટા ઉદ્યોગો છે નહિ. ગ્રામોદ્યોગો પણ જોઈએ તેવા વિકાસ પામ્યા નથી. આમ આર્થિક પ્રવૃત્તિની દૃષ્ટિએ જોતાં આ જિલ્લો દરિદ્ર છે, અને એથી દુકાળ કે અછતની અસર વધુ ઘેરી લાગે છે. સૌથી વધુ દુઃખી વર્ગો તો ઠાકરડા, રબારી, કોળી અને હરિજનો જ છે.

અહીં દુકાળોનો સવિસ્તર ઇતિહાસ કે સરકારે લીધેલાં પગલાં વિશે કશું કહેવું શક્ય નથી. પરંતુ આ પ્રદેશની અછતની પરિસ્થિતિ વિષે પુરતો ખ્યાલ આવે તેમજ દુકાળધારા હેઠળ સરકારે ખર્ચેલા પૈસાની આર્થિકતાનું પૃથક્કરણ કરવા માટે દુકાળના એકાદ વર્ષની સવિસ્તર માહિતી મેળવવી જરૂરી છે. આ માટે ૧૯૫૧–૫૨ નું અછતવાળું વર્ષ આપણે લઈએ.

## ૧૯૫૧-૫૨ નું અછતવાળું વર્ષ

૧૯૫૧–૫૨ ની અછતનું મુખ્ય કારણ છેલ્લા વરસાદનો અભાવ હતું. રાધનપુર, સાંતલપુર સમી, હારિજનો કેટલોક ભાગ, પાટણનો ઉત્તર ભાગ, કડીનો ખાખરીઆ ટપ્પા, કલોલ, અને મહેસાણા તાલુકાનો કટાસણ વિભાગ આ અછતમાં સપડાયાં હતાં. આ બધાંજ અંછતગ્રસ્ત ગામડાંમાં ચાર આની પાક ઉતર્યો હતો. બધું મળીને ૩૯૭ ગામો અને ૨,૧૦,૧૧૫ માણસો આ અછતની અસર નીચે આવી ગયાં હતાં. છેલ્લો વરસાદ જો પડ્યો હોત તો પરિસ્થિતિ સાવ બદલાઈ જતે. પરંતુ એવું થયું નહિ અને અછતની પરિસ્થિતિ જાહેર કરવામાં આવી.

મુંબઈ દુષ્કાળધારા હેઠળ કૂવા ખોદાવવા, તળાવો બાંધવા, તગાવીઓ આપવી વગેરે રાહતકાર્યો શરૂ કરવામાં આવ્યાં. સરકારે આપેલી રાહતનું ખર્ચ નીચે મુજબ હતું.

| | |
|---|---|
| વ્યવસ્થા ખર્ચ | ૨૩,૨૩૦—૮—૩ |
| રાહત કાર્ય | ૮,૯૦,૧૪૮—૨—૬ |
| ગ્રેચ્યુઈટીની રાહત | ૧૮,૧૨૩—૯—૫ |
| પાણી પુરવઠો | ૬,૦૩૮—૮—૩ |
| ઘાસની હેરફેર | ૪૦,૫૦૭—૮—૦ |
| ચારાનો પુરવઠો | ૧,૨૭,૫૨૯—૭—૧૦ |
| ઘાસની મફત વહેંચણી | ૮૩૫—૫—૬ |
| પરચુરણ | ૧,૯૩૧—૪—૦ |
| | ૧૧,૦૮,૨૫૪—૫—૯ |

આ ઉપરાંત અમદાવાદના દુષ્કાળરાહત અધિકારીતરફથી રૂા. બે હજાર તેમજ ખાનગી સખાવતનાં રૂા. અગિયાર હજાર આઠસો એંશી મળ્યા હતા.

આ ધારા મુજબ ચાર આનીથી ઓછો પાક થયો હોય તેવા ૮૧૮ ગામોને મહેસુલમુક્ત કરવામાં આવ્યાં હતાં. આથી ૭ આની પાક થયો હોય તેવા ગામોને ૫૦ ટકા મહેસુલમુક્તિ આપવામાં આવી હતી. અને ૯૪૮ ગામોમાં જુની મહેસુલ ઉઘરાણી માંડી વાળવામાં આવી હતી. આમ કુલે રૂા. ૪૨,૧૦,૫૫૭ જમીન મહેસુલ ખાતે માંડી વાળવામાં આવ્યા હતા. રૂા. ૧૬,૭૯,૬૫૦ તગાવી પેટે આપવામાં આવ્યા હતા. જાહેર આરોગ્યખાતાદ્વારા સારી એવી રકમ દવાદારૂ વગેરેમાં ખર્ચવામાં આવી હતી. આમ અછત પાછળના ખર્ચાની રકમમાં આટલી વસ્તુનો સમાવેશ થાય: રાહતકાર્યમાં સરકારદ્વારા ખર્ચાએલી રકમ, આર્થિક મદદ, ખાનગી સખાવતો, મહેસુલ મુક્તિની રકમ, સરકાર તેમજ બીજી સંસ્થાઓ દ્વારા કરવામાં આવેલું સેવાકાર્ય.

આ પ્રદેશમાં દુષ્કાળ અને અછતનું પ્રમાણ જોતાં દુષ્કાળરાહત ધારા હેઠળ લેવાતાં પગલાં આ પરિસ્થિતિને અહીંથી સમૂળગી દૂર કરી શકશે કે પછી માત્ર તાત્કાલિક રાહત બની રહેશે એ પ્રશ્ન અગત્યનો થઇ પડે છે. અનુભવ તો એમ બતાવે છે કે આવી જાતનું કામ માત્ર તત્સમય પૂરતુંજ રહ્યું હોય છે. જેવી પરિસ્થિતિ સુધરી કે કાર્ય બંધ થયુ. ઉપરાંત રાહતકાર્ય કરતી વખતે જે દૃષ્ટિ સામે રાખવામા આવે છે એ પ્રદેશના વિકાસની નથી હોતી. જેમકે તળાવ ખોદવાનું કે રસ્તા બનાવવાનું કામ આર્થિક દૃષ્ટિએ અથવા તો પ્રદેશના વિકાસની દૃષ્ટિએ કરવામાં નથી આવતું, પરંતુ જે જિલ્લા દુકાળગ્રસ્ત વિસ્તારમાં ફસાયા હોય છે એને રાહત આપવાની દૃષ્ટિએજ કરવામાં આવે છે.

આમાં પ્રદેશના આમૂલ સુધારાની દૃષ્ટિ નથી હોતી, માત્ર તાત્કાલિક રાહતની હોય છે. આનો એક જ્વલંત દાખલો એ છે કે રાધનપુર તાલુકામાં કોલસા બનાવવા માટે બાવળના ઝાડનો ઉપયોગ કરવા દેવામાં આવે છે; જ્યારે એ વિભાગમાં રણને આગળ વધતું અટકાવવા માટે વનીકરણ કરવું અતિ આવશ્યક છે. એકબાજુ રણ વધતું અટકાવવાને માટે બાવળ ઉગાડવાની વાતો કરવામાં આવે છે જ્યારે બીજી બાજુ કોલસા માટે બાવળનાં ઝાડ કાપવામાં આવે છે! દુષ્કાળરાહત ધારા હેઠળ ખર્ચાતાં નાણાં એ પ્રદેશને દુષ્કાળ પરિસ્થિતિમાંથી હમેશને માટે ઉગારી લેતા નથી. માત્ર મહેસાણા જિલ્લામાંજ છેલ્લા ૫૪ વર્ષની અંદર ૩૩ વાર દુકાળ કે અછતની પરિસ્થિતિ સર્જાઈ હતી જેની પાછળ કરોડો રૂપીઆનો ખર્ચ સરકારે કર્યો. કહેવાનું એ છે કે દુષ્કાળ રાહત ધારા હેઠળ ખર્ચાતાં નાણાં જે રીતે ખર્ચાય છે એથી દુષ્કાળની પરિસ્થિતિમાંથી હમેશ માટે ઉગરવાનું શક્ય નહિ બને.

સિંચાઈ જેવી યોજનાઓ પ્રત્યેક રાજ્યમાં એક સરખી રીતે અમલમાં મૂકવાથી દરેક વિભાગને ફાયદો થાય કે કેમ એ પણ એક સવાલ છે. કેમકે જ્યાં સુધી પછાત પ્રદેશના વિકાસ માટે કેસ તૈયાર કરવામાં ન આવે ત્યાં સુધી મોટા પ્રમાણમાં ખર્ચ કરવું શક્ય નથી. ઉપરાંત લોકો તરફથી નક્કિ કરાયેલો ફાળો આપવામાં આવતો નથી, કારણ કે એ ફાળો આપવા તેઓ શક્તિમાન હોતા નથી. આવી યોજનાઓમાં દુકાળગ્રસ્ત વિસ્તારો પર ખાસ લક્ષ આપવું જરૂરી છે. ઉપરાંત લાંબા ગાળાની દૃષ્ટિએ યોજના તૈયાર કરવી પણ જરૂરી છે.

ગ્રામ વિકાસ યોજના આ દિશામાં એક પ્રસંશનીય પગલું છે. વિજાપુર અને કલોલ તાલુકામાં આ યોજના પાસેથી વધુ આશા રાખવામાં આવે છે. ગ્રામવિકાસ યોજના હેઠળ જે પ્રદેશો નક્કિ કરવામાં આવે છે તેનું ધોરણ એ હોય છે કે ત્યાં અમુક વરસાદ હોવો જોઈએ કે સિંચાઈની

સગવડ હોવી જોઈએ. આવુજ જો હોય તો તો દુષ્કાળગ્રસ્ત પ્રદેશોમા ગ્રામ વિકાસ યોજનાનુ કામ થાય એવી શક્યતા બિલકુલ ઓછી છે. આનુ પરિણામ એ આવે કે એકજ પ્રદેશમા અલગ અલગ વિભાગોના વિકાસ અસમાન ધોરણે થાય. એ જરૂરી છે કે જે પ્રદેશ આર્થિક દષ્ટિએ સતત સરકારને બોજારૂપ છે એ પ્રદેશનો વિકાસ વિસરાઈ ન જાય અને સમગ્ર પ્રદેશના વિકાસ માટે એક ખાસ યોજના અમલમાં મૂકાય.

દુષ્કાળના પ્રશ્નનો હમેશનો નિકાલ લાવવાની દષ્ટિએ અને પ્રદેશનો આર્થિક વિકાસ એકધારો ચાલુ રહે એ ગણત્રીએ અહીંની અર્થરચનાની સર્વાંગી માહિતી હોવી જરૂરી છે. હવે પછીનાં પ્રકરણોમા આ દષ્ટિબિંદુ ધ્યાનમા લઈ ને ચર્ચા કરવામાં આવી છે.

પ્રકરણ ૪

# જમીનનો પ્રશ્ન.

## જિલ્લાની જમીન

મહેસાણા જિલ્લાની જમીનના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય :

૧) ગોરાડુ
૨) રેતાળ
૨) મધ્યમ કક્ષાની કાળી માટી.

રાધનપુર તાલુકાની જમીન મુખ્યત્વે રેતાળ અને વચ્ચે વચ્ચે ખારવાળી છે. કડીના દક્ષિણ ભાગ, કલોલ અને ચાણસમા તાલુકાની જમીન ક્યારી અથવા મધ્યમ કાળી છે; એટલે કે ડાંગરની જમીન. પણ ક્યારી જમીનવાળો વિભાગ ખાસ મોટો નથી. ખેરાળુ તાલુકાનો મોટા ભાગનો વિસ્તાર ડુંગરાળ છે અને ત્યાંની જમીન રેતાળ છે. હારિજ, સમી, સાંતલપુર અને રાધનપુર તાલુકાની જમીન રેતાળ તેમજ ક્ષારયુક્ત છે. મહેસાણા જિલ્લાના કેટલાક અગત્યના ગામોની જમીનનું સવિસ્તર પૃથક્કરણ પરિશિષ્ટ–૫ મા આપવામાં આવ્યુ છે.

સમગ્રપણે જોતાં જિલ્લાની જમીન સારી છે અને અહિંના પાકને અનુરૂપ છે. લોકકલ્યાણની દૃષ્ટિએ જોતાં કેટલાક પ્રશ્નો એવા છે જેનો અભ્યાસ થવો જરૂરી છે. એવા પ્રશ્નો નીચે મુજબ છે.

૧) હારિજ, સમી, સાંતલપુર અને રાધનપુર તાલુકાઓમાંની ક્ષારવાળી જમીન ખેતીયુક્ત બનાવવી.

(૨) નદી કાંઠાની જમીનનું થતું ધોવાણ અટકાવવુ.

(૩) કચ્છના રણને પશ્ચિમ તરફ આગળ વધતું અટકાવવું.

### ક્ષારવાળી જમીનને ખેતીયુક્ત બનાવવી

પશ્ચિમ બાજુનો ક્ષારયુક્ત વિસ્તાર અનેક ઊણપોથી ભરેલો છે. પ્રથમ તો બેથી ત્રણ ફૂટ અને પાંચથી સાત ફૂટ ઊંડાઈએ ભૂગર્ભમાં ખારનો ભરાવો ખૂબ છે. બીજું એક અભેદ્ય થર છે કે જેમાંથી વરસાદનું પાણી પસાર થઈ શકતું નથી અને જેમાં બીજાંકુર બહુજ ઓછાં ફૂટે છે. ત્રીજું ધીમેધીમે વરસાદનું પ્રમાણ ઘટતુ જ જાય છે.

વડોદરા રાજ્યની સરકારનું ધ્યાન ૧૯૩૯–૪૦ માં આ તરફ ખેંચવામાં આવ્યું હતુ. હારિજમાં એક ' સૉલ્ટ રેકલેમેશન એન્ડ ડ્રાય ફાર્મીંગ સ્ટેશન ' શરૂ કરવામાં આવ્યું હતું. ગાયકવાડની સરકારે નિયુક્ત કરેલી એક ખાસ સમિતિની ભલામણો પૈકી એક આ પણ હતી. કારણ કે સમિતિની ઈચ્છા વિશાળ ક્ષારયુક્ત જમીનવાળા હારિજની આર્થિક સ્થિતિ સુધારવાની હતી. સમિતિની ભલામણો એનાજ શબ્દોમાં કહીએ તો આ પ્રમાણે હતી : જમીનની સપાટીને સંપૂર્ણ પાણી પાવું અને ક્ષારયુક્ત

પાણીને વહી જવા માટે કુદરતી ઢોળાણ આપવું અથવા તે કુદરતી ઢોળાણનો અભાવ હોય તો પંપ વાટે તે ઉલેચી નાખવું. બીજી ભલામણો હતી :

૧. મીઠા પાણીથી પચપચતી કરવી.

૨. ક્ષાર સહન કરી શકે તેવા છોડવાઓ તથા ઝાડ ઉગાડવાં.

૩. ઊંડા ખેડાણના અખતરાઓ અને કેટલાક સૂકી ખેતીના પ્રયોગો.

## હારિજ ડ્રાય ફાર્મીંગ સ્ટેશન.

"હા. ડ્રા. ફા. સ્ટે." હારીજ સ્ટેશનથી દોઢ માઈલ દૂર આવેલું છે. પસંદ કરેલી ઉપર એકર જમીનમાંની ૫૯ એકર ઉપર ખેડાણ અને અખતરા કરવામાં આવ્યા છે. અખતરાનો મુખ્ય હેતુ એ છે કે ઊંડું ખેડાણ કરવાથી અને ખુલ્લામાં મીઠું ધોઈ નાખતાં જમીનમાંથી ખારાશ કેટલે અંશે ઓછી થાય છે તે જોવું.

આ રીત આખાયે ઉત્તર ગુજરાતની આ પ્રકારની જમીન માટે બહુ ઉપયોગી થઈ પડશે, પણ તે માટે ઊંડું ખેડાણ તથા સુકી ખેતીનો રીતનો પ્રચાર કરવો વધુ જરૂરી છે. અખતરાની સફળતા માત્ર પૂરતી નથી; વધુને વધુ ખેડૂતો તેની સફળતા નિહાળી અદ્યતન પદ્ધતિથી કામ કરે તે ઈચ્છવાજોગ છે. આ માટે અખતરાઓની સફળતાનો સારો એવો પ્રચાર તથા ખેડૂતોને પ્રયોગો કરી બતાવવા વધારે જરૂરી છે.

## જમીનનું ધોવાણ

મહેસાણા વિભાગની જમીનને લગતા પ્રશ્નોમાં જમીનના સતત ધોવાણથી ફળદ્રુપ જમીનનો થતો નાશ એ બહુજ અગત્યનો છે. પવન અને પાણીથી આ ધોવાણ વર્ષોથી ચાલતુ આવ્યું છે. અને જમીનને બહુજ નુકસાન થયું છે. આ પ્રશ્ન હવે તો એટલો ભયંકર બન્યો છે કે જમીનનું ધોવાણ, તેનું પ્રમાણ અને કક્ષા વગેરેની તપાસ સત્વર થવી જરૂરી છે. આ જિલ્લામાં પવન તેમજ પાણી બન્નેથી થતાં ધોવાણ નજરે પડે છે.

## પાણીથી થતું ધોવાણ

મહેસાણા જિલ્લાની લગભગ બધીજ નદીઓના કિનારાઓ ઉપર પાણીથી થતુ ધોવાણ નજરે પડે છે; આમાં સાબરમતીના કિનારે ધોવાણનું પ્રમાણ વધુ છે.

આવી રીતે કેટલી જમીનનો નાશ થયો છે તે ચોક્કસ આંકડાઓના અભાવે કહેવું મુશ્કેલ છે. આમ છતાં વસ્તુસ્થિતિ કેટલી ગંભીર છે તે અત્યારની સ્થિતિનો અભ્યાસ કરવાથી જણાય છે. નદીઓના આખા વહેણ દરમિયાન ઠેકઠેકાણે ૩૦ થી ૪૦ ફૂટ ઊંડી અને લાંબી કોતરો તો ત્યાં સાવ સામાન્ય છે, અને કેટલેક ઠેકાણે હજુ ફળદ્રુપ જમીનમાં અંદર તરફ જતી જાય છે અને વડોદરા રાજ્યમાં એક અખતરો કરતાં જણાયુ છે કે દર વર્ષે આ કોતરો ત્રણ થી પાંચ ફૂટ ની ઝડપથી ખેડાણ જમીન તરફ જાય છે. ગ્રામવિકાસ યોજનાના છમાસિક હેવાલ પ્રમાણે આ યોજનાના પૂર્વ વિભાગમાં લગભગ ૨૫૦૦૦ એકર જમીન આવા તીવ્ર ધોવાણમાં સપડાએલી છે.

વસ્તી તથા ગામડાનું સ્થળાંતર જોતાંજ આ સમસ્યાની ભયંકરતા જણાઈ આવે છે. સાબરમતી નદીને કાંઠે એવાં સખ્યાબંધ ગામો છે જેનાં નામો એક સરખાંજ હોય છે. માત્ર

આગળ 'જુનું' અથવા 'નવુ' એવાં વિશેષણો લગાડવામાં આવ્યા છે. એ બતાવે છે કે ગામડાઓનું સ્થળાંતર થયું છે. જુના કોટ પાસે નવા કોટની રચના અને પેઢમલી, હીરપુરા, ગણેશપુરા ઇ. ગામો નદીકાંઠેથી દૂર લઈ જવામાં આવ્યા એ હકીકત નદીકાંઠા પરના વિસ્તારમાં જમીનનાં ધોવાણનું પરિણામ હોવું જોઈએ. ઘણાં ગામોને નદીથી દૂર એકાદ માઈલ અંદરના ભાગમાં ખસેડવામાં આવ્યા છે. આમ મહેસાણા જિલ્લામાં નદીકાંઠાના જમીનના ધોવાણને લીધે સારી એવી વસ્તીને સ્થળાંતર કરવું પડયું છે.

આ સમસ્યા હલ કરવાના દૃષ્ટિએ અને એની ગંભીરતા ખેડૂતો સમક્ષ આણવાની દૃષ્ટિએ વડોદરા સરકારે જમીન સંરક્ષણના કાર્ય માટે એક સમિતિ નીમી હતી. સાબરમતીને કાંઠે આવેલું હિરપુરા ગામ આ કાર્યના અખતરા માટે ચૂંટવામાં આવ્યું હતું

હિરપુરા વિભાગમા હાલ ધોવાતી ૬૬૦૦ વીઘા ખેડાણ હેઠળની જમીન તથા કોતરોના મોં આગળની જમીન ખરીદી લઈ ધોવાણને આગળ વધતું અટકાવવા પ્રયોગાત્મક પગલાં લેવા એવો નિર્ણય રાજ્યનો તરફથી કરવામા આવ્યો હતો. શરુમા સખત વિરોધ કરવામાં આવ્યો હતો અને ૨૦૦ વીઘા જમીનપર થોડુંક બંધીગતું કામ તેમજ કોતરોપાસે થોડુંક કામ થયુ હતું છતાં પહેલા વર્ષમાં ખાસ નોંધકારક પ્રગતિ થઈ ન્હોતી. વધુ ચોકકસ અને યોજનાબદ્ધ કાર્ય ૧૯૪૨–૪૪ ના વર્ષોમાં થયું હતું.

## કચ્છનું રણ

લોકોમાં એવી સામાન્ય માન્યતા છે કે કચ્છનું રણ ધીમેધીમે ઉત્તર ગુજરાતના ફળદ્રુપ પ્રદેશમાં પ્રગતિ કરી રહ્યું છે અને મહેસાણા જિલ્લાની પશ્ચિમ સીમાના પ્રદેશને એ ભરખી જશે એવો ભય સેવાઈ રહ્યો છે. એટલુંજ નહિ રણની આ પ્રગતિની માઠી અસર અંદરના ભાગોમાં પણ જણાય છે એવું પણ માનવામાં આવે છે. આ પ્રશ્નની પૂરેપૂરી તપાસ તરતજ કરવામાં આવે અને ચાંપતાં પગલાં લેવામાં આવે એ ઇચ્છનીય છે.

હિંદુસ્તાનના રણોની તપાસણીનું કામ જોઈએ એટલુ થયું હોય તેમ લાગતું નથી. રણના ધસારા અંગેની હકીકાત્મક બાજુ વિષે મતભેદો છે એટલે આ પ્રશ્નને શાસ્ત્રીય રીતે છણવામા આવે એવું સૂચન થઈ રહ્યુ છે. આ દિશામાં ગુજરાત યુનિવર્સીટીએ ડૉ. રામનાથનના અધ્યક્ષપણા હેઠળ એક સમિતિ નિયુક્ત કરીને એક પ્રસંશનીય પગલું લીધુ છે. કામની શરૂઆત થઈ ચૂકી છે.

છતાં જે કંઇપણ સામગ્રી ઉપલબ્ધ છે એના આધારપર થોડીક ચર્ચા કરવી અસ્થાને નહિ ગણાય. આ ચર્ચા મુંબઈ સરકારના એક અધિકારીએ પૂરી તપાસ કર્યા બાદ જે નોંધ તૈયાર કરી હતી એ આધાર કરવામાં આવે છે. એ ઉપરથી હાલની પરિસ્થિતિનો ખ્યાલ આવશે.

## કચ્છના રણની આગેકૂચ

કચ્છના રણની આગેકૂચ એટલે રણની પરિસ્થિતિનો આસપાસના પ્રદેશમાં પ્રસાર. આપણે રણની પરિસ્થિતિ પૂરેપૂરી સમજી લઈએ.

જગતનાં બીજાં રણોની માફક કચ્છનું રણ ' ઊડતી રેતીનો સમુદ્ર ' નથી. લુણી, બનાસ, સરસ્વતી અને રૂપેણ નદીઓ દ્વારા બનતા જુદી જુદી જાડાઈના ક્ષારયુક્ત માટીના થરોનું એ બનેલું છે.

મોટા રણમાં મળી આવતું ક્ષારવાળી માટીનું થર કોક ઠેકાણે ૩ ફૂટ જાડાઈનું હોય છે, અને ભીની માટી પર પડેલા પાનનું પ્લાસ્ટર હોય એવું લાગે છે. કચ્છનું રણ સાવ સપાટ પ્રદેશ છે.

નાના રણમાં કેટલીક ખેડાણ જમીન છે. એ થોડીક ઊંચાઈએ છે અને ત્યાં માટી ઉપરાંત કાંપ પણ સાથે હોય છે. એટલે માટીની ચોંટાડવાની શક્તિ ઓછી થઈ ગઈ છે. અને જમીન ઢીલી રહી ગઈ છે. આવી ઢીલી જમીનને 'ખેપત' કહેવામાં આવે છે. એ હલકી અને ઢીલી હોય છે એટલે પવનના સપાટાથી ઊડી જાય પણ ખરી.

ચોમાસામાં કચ્છનું રણ પાણીનો સમુદ્ર બની ગયું હોય છે. આ પાણી અરબી સમુદ્રમાં ભળી જતું હોય છે એમ મનાય છે.

કચ્છના રણનો ફેલાવો બહુ વિચિત્ર રીતે થાય છે. આ પ્રક્રિયામાં પવનનું કાર્ય અતિશયોક્ત થયું છે, પ્રક્રિયાના સાચા જ્ઞાનને અભાવે. આગળ કહ્યું તેમ અહીં રેતી ઓછી છે. એટલે પવનના ઉડાડવાનો પ્રશ્ન આવે જ નહીં. આવી જાતનું રણ હોય એટલે પવનથી ઊડીને આવેલા ક્ષારનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી. રણની સીમા પરના થોડાક ઊંચા વિભાગો એમ ને એમ રહી ગયા છે અને એની પાછળના વિસ્તારને અસર પ્હોંચી છે. પવન જ જો ક્ષારપ્રસારનું મુખ્ય કારણ હોય તો તો ઊંચા વિભાગો ક્ષારને રોકવામાં પ્રથમ હોય અને એની પાછળનો વિસ્તાર સુરક્ષિત હોય. પરંતુ આવું બન્યું નથી.

પરંતુ, ઉપર જણાવ્યા પ્રમાણે, નાના રણમાના કેટલાક વિભાગો ખેપતવાળા છે. તે પવનથી ઘસડાઈને ફળદ્રૂપ જમીન પર જમા થઈ જાય છે. કોઈ પણ ઠેકાણે આનો પ્રસાર રણની સીમાથી એ માઈલ કરતાં વધુ હોય એવું જણાતું નથી. ઉપરાંત રણની સીમાથી અર્ધા માઈલથી દૂર આ ખેપત એટલી ઓછી ઊડે છે કે જેથી ખેતીને કંઈ ખાસ નુકશાન થવાનું જણાયું નથી. રણની સીમાથી અર્ધા માઈલથી દૂરની જગ્યાએ એક પણ ખેતર ખેપતની જમાવટથી છોડી દેવાનો એક પણ કિસ્સો નોંધાયો નથી.

ખેપતને કારણે જે જમીન ક્ષારયુક્ત થઈ છે એની સંપૂર્ણ શાસ્ત્રીય તપાસ થવી જરૂરી છે. જો ખેપતની પ્રક્રિયા દરવર્ષે થતી હોય તો અત્યારના રણની આગળ વધવાની ગતિ પણ એક સરખી હોવી જોઈએ. પરંતુ આમ નથી.

ઉલટાનું ખેપતમાં ક્ષાર (NaCl) કરતાં સુરોખાર ($KNO_3$) નું પ્રમાણ વધુ હોય છે એવું મનાય છે. અને તોએ સારા ખાતરની ગરજ સારી શકે. પરંતુ શાસ્ત્રીય પૃથક્કરણના અભાવને કારણે કોઈ ચોક્કસ અનુમાન તારવી ન શકાય.

સરહદ પરના ગ્રામ વિસ્તારની જમીનનું સામાન્ય ઢોળાણ રણતરફી છે. એટલે નદી તથા બીજા પાણીના પ્રવાહો કચ્છના રણ તરફ વહે છે. રણનું ઢોળાણ ઉત્તરતરફી છે એટલે બધું પાણી મોટા રણમાં ભેગું થાય છે. એટલે ભરતી વખતે અરબી સમુદ્રનું પાણી રણમાં કચ્છના અખાતમાં થઈને દાખલ થાય છે, અને પાણીની સપાટીને ઊંચી લાવે છે. મોટા રણમાંની પાણીની સપાટીને થોડા સમય પૂરતું ઉંચી લાવવાનું કામ જોરદાર ફૂંકાતા પવન કરતા હોય છે.

મોટા રણમાંની પાણીની સપાટી ઊંચી આવે છે ત્યારે નીચાણવાળો પ્રદેશ ખારપાણીથી

ધસકાઈ જાય છે. થોડાં ઉંચાણવાળાં સરહદપરનાં ખેતરો રેલમુક્ત રહ્યાં છે અને છેલ્લાં કેટલાયે વર્ષોથી ખેડાતાં આવ્યાં છે. સુઈગામ અને અગારા આના મોજુદ દાખલા છે.

જમીનમાંથી ઉભરાઈ આવતી ખારાશ એ એક અગત્યની હકીકત છે. રણની આજુબાજુની જગ્યા, જેની ચોપાસ પાણી ભરાઈ રહે છે ત્યાં આવી ખારાશની જમાવટ થતી હોય છે. પણ આ પ્રક્રિયાનો આધાર જમીનની ઊંચાઈ, તેની જાત અને બંધિયાર પાણી ભરાઈ રહેવાનો સમય વગેરે ઉપર હોય છે.

સપાટીથી બે ચાર ફૂટને અંતરે ક્ષારનાં થરો હોય છે એટલે ઉનાળામાં ખારાશ ઉપર આવી જાય છે. ઓછા વરસાદને કારણે એ નીચલી સપાટીએ ચાલી જતી નથી. દક્ષિણમાં એટલે કે સમી, સાંતલપુર, રાધનપુર, હારિજ, ચાણસમા અને પાટણ તાલુકાના પશ્ચિમ બાજુના પ્રદેશમાં ખારાશ ફરી વળવાનું મુખ્ય કારણ આ જ છે.

ઉપર જે હકીકત જોઈ તે ઉપરથી એમ કહી શકાય કે રણના ધસારાની ગતિ નીચેનાં કારણોથી નિશ્ચિત થાય છે :—

(૧) રણની સરહદની પ્રાકૃતિક સ્થિતિ
(૨) રણમાં પાણીની સપાટી
(૩) પવનની ગતિ
(૪) ઝંઝાવાતની તીવ્રતા

આ બધાંજ કારણો પરસ્પરાવલંબી અને પરસ્પરસંબંધિત છે.

## ધસારાની ગતિ

જમીનની તપાસણીના ચોક્કસ આંકડાના અભાવે ધસારાની ગતિ નિશ્ચિત કરવી અશક્યવત્ છે. છતાંયે, લોકમાન્યતા નીચે પ્રમાણે છે :—

| | | | | |
|---|---|---|---|---|
| અસારા | ૨ માઈલ | ૪૦ વરસમાં | એટલે કે | ૨૬૦ ફૂટ પ્રતિવર્ષ |
| માવરસારી | ૧ ,, | ૧૦ ,, | ,, | ૫૩૦ ,, ,, |
| ઝાજમ | ૩૦૦ ,, | ૫૦ ,, | ,, | ૬ માઈલ ,, |
| એવળ | ૩૦૦ ,, | ૫૦ ,, | ,, | ૬ ,, ,, |

આવા કેટલાયે દાખલા આપી શકાય.

૧/૪" "સર્વે શીટ" (૧૮૮૭) ની રણની અત્યારની સરહદ સાથેની સરખામણી નીચેની હકીકત દર્શાવે છે.

| | | |
|---|---|---|
| અસારા | ૧૪૦' | વાર્ષિક |
| માવરસારી | ૩૬' | ,, |
| ઝાજમ | ૮૮' | ,, |
| આનરકા | ૧૪૦' | ,, |
| એવળ | ૧૨૦' | ,, |
| જાખુત્રા | ૬૮' | ,, |

રણના પગપેસારાની માઠી અસરો સ્થાનિક લોકોએ બરાબર ધ્યાનમાં લીધી નથી કેમકે એનું શરુઆતનું સ્વરુપ બરાબર રીતે એ લોકોએ ગ્રહણ કર્યું નથી. ઉપરાંત અહીંનો મુખ્ય પાક બાજરી હોવાને કારણે જમીનમાં થતા બારીક ફેરફારો પાકની પેદાશમાં વરતાતા નથી. પરંતુ કોઇક ઠેકાણે દર ત્રણ વર્ષના પાક લીધા પછી એકાદ બે વર્ષ ખેતરને પડતર રાખવામાં આવે છે એ જમીનની ફળદ્રુપતા ઓછી થતી હોવાની ચેતવણીરૂપે છે. સિદ્ધપુર અને મહેસાણા જેવા કેટલાક તાલુકાઓના પાકમા થતા ઘટાડાનું કારણ ઘટતા વરસાદ ઉપરાંત જમીનમા થતા ફેરફારો પણ છે.

પાકની પેદાશમાં થતો ઘટાડો રણના ધસારાને લઈને જ છે એવી જે દલીલ કરવામાં આવે છે એ સાચી છે કે નહિ તે જાણવા માટે સમી, સાંતલપુર, રાધનપુર અને હારિજ તાલુકાઓના છેલ્લા પચાસ વર્ષના આંકડા તપાસવા તેમજ આ તાલુકાઓની જમીનનું રસાયણિક પૃથક્કરણ કરવુ જરૂરી છે. અહીંનો મુખ્ય પાક બાજરી છે એજ બતાવી આપે છે કે અહીંની જમીનની ફળદ્રુપતા ઓછી છે. રજપુતાના અને સિંધના રણપ્રદેશોનો પણ મુખ્ય પાક બાજરી છે.

આગલા પેરામાં જણાવ્યા પ્રમાણે કચ્છના રણના ધસારાની માઠી અસર અત્યારના રણની સરહદની પણ દૂર સુધી જણાય છે. અસર નીચે આવેલા પ્રદેશો ઠેઠ પાટણની સરહદ સુધી ગણાવી શકાય. આમ આખોયે ઉત્તર ગુજરાતનો પ્રદેશ ભયસ્થાન જેવો છે.

## તપાસની આવશ્યકતા

ઉપરની આખીયે ચર્ચા એક વાત સ્પષ્ટ રીતે બતાવે છે: સરકારે આ રણની આગેકૂચ અટકાવવા માટે અહીંની સંપૂર્ણ તપાસ કરવી જોઈએ. ડૉ. રામનાથનના અધ્યક્ષપણા હેઠળ ગુજરાત યુનિવર્સીટીએ નિયુક્ત કરેલી સમિતિ આ કામમાં ઘણી મદદરૂપ થઈ શકે, જો એને નાણાંકીય કે બીજી મુશ્કેલી ન પડે તો. સાથેસાથે રાજ્ય સરકાર તેમજ કેન્દ્ર સરકારે પણ આવશ્યક પગલાં લેવાં જોઈએ.

## જમીનનાં રક્ષણની સમસ્યા

જમીનનાં રક્ષણ માટેનાં પગલાં, જમીનના ઉપયોગની પ્રથા, ફરતા પાકની પ્રથા, વિવિધ પ્રકારના ખાતરનો ઉપયોગ અને પાણીના પુરવઠાની પરિસ્થિતિની સાથે સંબંધિત છે. આ દરેક બાબત વિષે અલગ અલગ પ્રકરણમાં વિસ્તારથી ચર્ચા કરી છે. પણ એક વાત નોંધવી જરૂરી છે. જમીનને કેટલાક સમય સુધી પડતર રાખવી તથા સ્થાનિક ખાતરનો ઉપયોગ કરવો આ બે બાબત સિવાય અહીંના ખેડૂતોને જમીનનાં રક્ષણની અગત્યતા વિષે કશુંજ ભાન નથી.

જિલ્લામાં જમીનનો બગાડ એટલો વધી ગયો છે કે એની અસર ઉત્પાદકતા ઉપર ખૂબ માઠી થઈ છે. એટલે અહીંની જમીનની સર્વાંગી માહિતી મેળવીને એ અંગે લોકોમાં પ્રચાર કરવાની ખાસ જરૂર છે.

## પ્રકરણ ૫

# જમીનનો આર્થિક ઉપયોગ

આર્થિક નિયોજન કરતી વખતે જમીનના ઉપયોગનો પ્રશ્ન એક મુખ્ય પ્રશ્ન બની રહે છે, ખાસ કરીને મહેસાણા જેવા પ્રદેશમાં જ્યાં અર્ધા ઉપરાંતની વસ્તી જમીન પર જ નભતી હોય છે. જ્યાં, વસ્તીવધારો તેનાથી આગળ વધતો હોય અને ઉત્પાદન એટલું આગળ વધતું ન હોય એટલે કે માણસ તેમજ ઢોર બંન્નેના પોષણની માત્રા અસંતોષકારક હોય, એવે ઠેકાણે તો જમીનસંપત્તિ સાચવીને વાપરવી જોઈએ—એવી રીતે કે ઉત્પાદનની માત્રા આદર્શ સપાટીએ રહે. આમ જમીનના આર્થિક ઉપયોગનો પ્રશ્ન ખૂબજ મહત્ત્વનો છે.

જિલ્લાની પુનર્રચના થઈ હોવાને કારણે છેલ્લાં કેટલાંએક વર્ષોના જમીનના આર્થિક ઉપયોગ અંગેના આંકડા મેળવવા મુશ્કેલ છે. જેના પર આધાર રાખી શકાય એવા આંકડાઓ છેલ્લામાં છેલ્લા ૧૯૫૦–૫૨ ના ગણી શકાય.

જિલ્લાની કુલ્લે ૨૭,૬૭૦૦૦ એકર જમીનમાંથી ૨૦,૫૪,૪૦૩ એકર જમીન ખેડાય છે. કુલની ૭૪.૨ ટકા જમીન ખેડાણ હેઠળ છે અને ૨૫.૮ ટકા બિનખેડાણ છે. આ ટકાવારી આખાયે ગુજરાત પ્રદેશની સરખામણીમાં એક સરખી છે. પ્રત્યેક તાલુકાની ખેડાણ અને બિન ખેડાણ જમીનની ટકાવારી નીચે મુજબ છે.

### કોઠો નં. ૧.

### મહેસાણા જિલ્લાની ખેડાણ અને બિનખેડાણ જમીન ૧૯૫૦–૫૨

| તાલુકો | ખેડાણ જમીન % | બિન ખેડાણ જમીન % | કુલ જમીન હજાર એકરમાં |
|---|---|---|---|
| મહેસાણા જિ. | ૭૪.૨ | ૨૫.૮ | ૨૭૬૭ |
| મહેસાણા તા. | ૮૪.૬ | ૧૫.૬ | ૧૯૪ |
| વીસનગર | ૮૭.૩ | ૧૨.૭ | ૧૬૦ |
| ખેરાળુ | ૭૭.૯ | ૨૨.૮ | ૨૨૦ |
| પાટણ | ૭૯.૭ | ૨૦.૩ | ૨૫૭ |
| ચાણસમા | ૮૨.૧ | ૭.૯ | ૨૬૯ |
| સિદ્ધપુર | ૭૨.૭ | ૨૭.૩ | ૧૬૬ |
| હારિજ | ૮૩.૬ | ૧૬.૪ | ૧૦૦ |
| રાધનપુર | ૬૨.૮ | ૩૭.૨ | ૧૩૮ |
| સાંતલપુર | ૬૦.૬ | ૩૯.૪ | ૪૦૦ |
| સમી | ૫૯.૬ | ૪૦.૪ | ૩૬૦ |
| કડી | ૭૬.૭ | ૨૩.૩ | ૨૦૬ |
| કલોલ | ૭૬.૩ | ૨૩.૭ | ૧૭૩ |
| વિજાપુર | ૭૮.૨ | ૨૧.૮ | ૨૨૮ |

આધાર : એગ્રિકલ્ચરલ ઓફીસર, મહેસાણા.

તાલુકાવાર આંકડાઓ જોતાં, હારિજ, કલોલ, વીસનગર અને વિજાપુર જેવા તાલુકાઓની સ્થિતિ પ્રમાણમાં સારી છે. સમી, સાંતલપુર અને રાધનપુરમાં ખેતી હેઠળની જમીનનું પ્રમાણ ઓછું છે અને એનું કારણ કચ્છનું રણ નજીક હોવાના કારણે જમીનમાંની વધુ પડતી ખારાશ છે.

ખેતી હેઠળની જમીનનો ઉપયોગ પદ્ધતિસર થાય છે કે નહિ તેમજ ખેતી ન થતી હોય એવી જમીનમાંથી કેટલા વિસ્તારમાં ખેતી થઈ શકે એમ છે એ જાણવા માટે ઉપરના આંકડાઓનો વિગતવાર અભ્યાસ કરવાનું જરૂરી છે.

## ખેતી હેઠળની જમીન

૬ અને ૭ નંબરની સૂચિ, જુદા જુદા તાલુકાઓ અને આખા જિલ્લામાં કેટલી જમીન ખેતી હેઠળ છે એની વિગતો દર્શાવે છે. ૧૯૫૧-૫૨ ના વરસ દરમિયાન, ૨૦,૫૪,૪૦૩ એકર ખેતી હેઠળની જમીનમાંથી ૨,૭૭,૩૧૩ એકર જમીન પડતર રહી હતી. આમ ખેતી હેઠળની દર ૧૦૦ એકર જમીને લગભગ ૧૩ એકર જમીન દર વર્ષે પડતર રહેતી હતી. આખા જિલ્લાની સરેરાશ પણ મોટા પ્રમાણમાં અસમાન છે કેમકે સાંતલપુર તાલુકામાં ચાલુ પડતર જમીનનું પ્રમાણ ૫૬ ટકા જેટલુ ઊંચું હતું. આ પ્રમાણ ઊંચું હોવાનું કારણ વરસ દરમિયાન વરસાદની અછત હતી અને જમીનમાં ભેજ ઓછો હોવાના કારણે ઘઉંની ખેતી કરવામાં આવી નહોતી. આમ જે જમીનમાં વાવણી થઈ નહોતી એનો પણ ચાલુ પડતર જમીનમાં સમાવેશ કરવામાં આવ્યો હોય એમ જણાય છે. આ રીતે, ખેતી હેઠળની જમીનનાં વિસ્તારની ટકાવારી વધી જાય છે. પરંતુ આ ખાસ કારણ સિવાય પણ, ખેતર-તપાસ દરમિયાન એ હકીકત જાણી શકાઈ હતી કે, કચ્છનું રણ નજીક હોવાના કારણે જમીનમાં ખારાશનું પ્રમાણ વધુ હોવાથી આ પ્રદેશના ખેડૂતો જરૂર કરતાં પણ વધારે વખત જમીનને પડતર રહેવા દે છે.

આ તાલુકાઓને બાદ કરતાં, સમગ્ર રીતે જોતાં, પડતર જમીનનું પ્રમાણ બહુ ઊંચું નથી. સરેરાશ રીતે જોતાં, બીજા તાલુકાઓમા ચાલુ પડતર જમીનનું પ્રમાણ કુલ ખેડાણ જમીનના ૪ થી ૮ ટકા જેટલું હોય છે. વારંવાર પાક લેવાના કારણે જમીનનો કસ ઓછો થાય છે. એટલે, જમીન ફરીથી ફળદ્રુપ બને એ હેતુથી જમીનોને પડતર રાખવામાં આવે છે. સારા ખાતરોના અભાવને લીધે આ રીતનો આશરો લેવો પડે છે. અહીં એક હકીકત નોંધપાત્ર છે કે, આ પ્રદેશની ૯૭ ટકા જમીનમાં સૂકો પાક લેવાય છે. જે જમીનોમાં સૂકા પાક લેવાય છે એ જમીનો વર્ષના મોટા ભાગ દરમિયાન પડતર રહે છે. અને એ ગાળા દરમિયાન જમીન પુનઃ ફળદ્રુપ બને છે. વર્ષોનાં વર્ષો સુધી વારંવાર પાક લેવાથી જમીનનો કસ ધીમે ધીમે સારા એવા પ્રમાણમાં કમી થાય છે અને એટલે, જમીનને વારાફરતી પડતર રાખવાની પદ્ધતિ આ જિલ્લામાં પ્રચલિત જણાય છે.

## બેવડા પાકનો વિસ્તાર

એક કરતાં વધુ વાર પાક લેવાનો હોય એવો વિસ્તાર પ્રમાણમા ઘણો ઓછો છે. સમી, સાંતલપુર, રાધનપુર, હારિજ અને ચાણસમા જેવા તાલુકાઓમાં બીજી વાર પાક લેવાનું ભાગ્યે જ શક્ય હોય છે. પાટણ સુદ્ધાંમાં બે વાર પાક લેવાતો હોય એવો વિસ્તાર ઘણોજ ઓછો છે. વિજાપુર, સિદ્ધપુર અને વીસનગર તાલુકાઓમાં જ એવો વિસ્તાર ૧૦ ટકા કરતાં વધારે છે. કૂવાના પાણીની સિંચાઈની—પાણીની સગવડોને લીધે ત્યાં આ શક્ય બન્યું છે. જિલ્લાભરમાં વરસાદ ઓછો હોવાથી

તેમજ સિંચાઈની સગવડો ન્યૂન હોવાથી એક કરતાં વધુ વાર પાક લઈને વ્યાપક પ્રમાણમાં ખેતી કરવાનું મુશ્કેલ છે.

## ખેતી ન થતી હોય એવી જમીન

ખેતી ન થતી હોય એવી જમીનમાં જંગલોનું પ્રમાણ ખૂબ ઓછું એટલે કે, ફક્ત ૨.૯ ટકા છે. વેરાન અને ખેતી ન કરી શકાય એવી ખરાબ જમીનનું પ્રમાણ ખેતી ન કરી શકાય એવી કુલ જમીનના ૬.૭ ટકા જેટલું છે. ખેતી કરી શકાય એવી ખરાબ જમીન ૬,૪૫,૯૬૨ એકર છે અને ખેતી ન થઈ શકે એવી જમીનના ૨૦ ટકાનું આ પ્રમાણ છે.

ખેતી કરી શકાય એવી ખરાબ જમીનની તપાસ તાલુકાવાર કરીએ તો, ખેરાળુ તાલુકામાં એવો વિસ્તાર ઓછામાં ઓછો છે. ચાણસમા તાલુકામાં એવી જમીન ૧૨,૩૩૨ એકર છે. વીસનગર અને રાધનપુર તાલુકાઓમાં પણ ખેતી કરી શકાય એવી જમીનના મોટા વિસ્તારો છે. કાયમી ઘાસિયા અને ચરિયાણ જમીનોનો પણ ખેતી કરી શકાય એવી ખરાબ જમીનમાં સમાવેશ કરી શકાય. આમ મહેસાણા જિલ્લામાં નવી જમીનને ખેતી હેઠળ લાવવાની મહાન શક્યતા છે. એ હકીકતની માત્ર સખેદ નોંધ લેવી પડે છે કે, આવો અવકાશ હોવા છતાં, અત્યારે જિલ્લામાં જમીનની પુનઃપ્રાપ્તિની એકેય યોજના અમલમાં નથી. જમીનમાંથી ખાર તત્ત્વો દૂર કરવાના અને જમીનની પુનઃપ્રાપ્તિના હારિજ તાલુકામાં કરાયેલા અખતરાઓ હજુ પ્રારંભિક તબક્કાઓમાં છે અને મોટા પ્રમાણમાં અમલમાં મૂકી શકાય એ રીતે એને આખરી સ્વરૂપ આપવામાં આવ્યું નથી.

## પાક

જમીનનો આર્થિક ઉપયોગ કરવા અંગેનો સંપૂર્ણ ખ્યાલ આવે એ માટે, જમીનના ઉપયોગનો અભ્યાસ, જુદા જુદા પાકો માટે વપરાતી જમીનને અનુલક્ષીને કરવો જોઈએ.

નીચેના કોઠા પરથી જણાય છે કે, મહેસાણામાં મુખ્યત્વે અનાજનો પાક લેવાય છે અને ગત દસ વરસ દરમિયાન ત્યાં પાક લેવાનું માળખું ઘણુંખરું એમનું એમજ રહ્યું છે. ગુજરાતના બીજા જિલ્લાઓ સાથે એને સરખાવતા, એનો વધુમાં વધુ વિસ્તાર—૮૫ ટકા—અનાજના પાક હેઠળ છે. ગુજરાતના બીજા કોઈ પણ જિલ્લામાં આટલી બધી જમીન અનાજના પાક હેઠળ ઉપયોગમાં લેવાતી નથી. અનાજ સિવાયના પાક હેઠળનો વિસ્તાર પણ ઓછામાં ઓછો છે અને એનું પ્રમાણ પણ વધ્યું નથી.

### કોઠો નં. ૨.

### મહેસાણા અને ગુજરાતના બીજા જિલ્લાઓમાં અનાજ અને અનાજ સિવાયના પાક હેઠળની જમીનનો ટકાવાર વિસ્તાર

| વિસ્તાર | | અનાજના પાકો | અનાજસિવાયના પાકો |
|---|---|---|---|
| મહેસાણા | ૧૯૪૦ | ૮૧ | ૧૯ |
| | ૧૯૪૯ | ૮૫ | ૧૫ |
| અમદાવાદ | | ૬૦ | ૪૦ |

| | | |
|---|---|---|
| ખેડા | ૬૯ | ૩૧ |
| ભરૂચ | ૫૭ | ૪૩ |
| પંચમહાલ | ૭૯ | ૨૧ |
| સૂરત | ૫૫ | ૪૫ |
| અમરેલી | ૭૪ | ૨૫ |
| વડોદરા | ૫૩ | ૪૭ |
| સાબરકાંઠા | ૬૭ | ૩૩ |
| બનાસકાંઠા | ૭૨ | ૨૮ |
| સરેરાશ ગુજરાત | ૬૭ | ૩૩ |
| સરેરાશ મુંબઈ | ૭૪ | ૨૬ |

† સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ ઓફ બરોડા સ્ટેટ

†† મુંબઇ રાજ્યનો ૧૯૪૯ નો મોસમ અને પાકનો અહેવાલ

( અનાજના પાકોમાં મરી, રાઈ, મસાલા, ફળ, શાકભાજી, શેરડી અને અનાજ સિવાયના પરચુરણ અનાજના પાકોનો સમાવેશ થાય છે. )

## પાકના ચિત્રની વિગતો

ઇ. સ. ૧૯૫૧–૫૨ ના પાકનો સવિસ્તર નકશો બનાવતુ પરિશિષ્ટ ૭ જોતાં પાકના ચિત્રની સ્પષ્ટ વિગતો જણાઈ આવશે. ખોરાકી પાકમાં બાજરી અને જુવાર મુખ્ય છે, અને ખોરાકી પાક ખેડાણ હેઠળની જમીનની ૬૭% જેટલી જમીન પર લેવાય છે. ડાંગરની ખેતી નહીં જેવી છે અને ઘઉંનો પાક માત્ર ૫% જમીન પર લેવાય છે. કઠોળનો પાક ૧૩% જમીન પર અને શાકભાજી માત્ર ૨% જમીન પર ઉગાડવામાં આવે છે. તેલિબીયાં અને બીનખોરાકી પાક ૨૨% જમીન રોકે છે. આમા કપાસ, એરંડો અને સરસવ મુખ્ય છે.

ઉપરની વિગતોમાથી એક હકીકત ખાસ તરી આવે છે: ખેડાણ હેઠળની જમીનનો મોટો ભાગ હલકા અને બરછટ અનાજની ખેતી હેઠળ છે. આવા પાકમાંથી ખાસ ઊંચું વળતર મળતું નથી. હલકી જાતના પાક, ખેતી કેટલી પછાત છે અને કૃષિવિષયક અર્થતંત્ર કેટલું અવિકસિત છે એ બતાવે છે.

**ખોરાકી પાક :** જિલ્લાનો મુખ્ય ખોરાકી પાક બાજરી અને જુવાર છે. જુવાર ઘણે ઉપયોગી પાક ગણાય છે કેમકે એ અનાજ ઉપરાંત ઢોરો માટે ચારાનું કામ પણ આપે છે. જુવારની જાતમાં સુંધિયા વધુ પ્રચલિત અને શ્રેષ્ઠ છે. ઘણો મોટો પાક, બારીક પાનવાળાં ડીટાં અને માત્ર ૬૦ દિવસ જેટલા ટૂંકા સમયમાં પાકી જવું — આ કારણોને લીધે આ પાક દુષ્કાળ વખતે ઘણો અનિવાર્ય થઈ પડ્યો છે. ઉપરાત જુવારના બીજા કોઈ પણ ચારા કરતાં સુંધિયાનો ચારો ઢોરોને આપવાથી બગાડ ઓછો થાય છે, કેમકે એ ઘણો પુષ્ટિકારક છે. જિલ્લાનો બીજો અગત્યનો ખરીફ પાક બાજરી છે. ત્યાંની ગોરાડુ, અને રેતાળ જમીન તેમજ સુકી હવા અને ઝીણા વરસાદને એ અનુરૂપ છે. કેટલાક વિસ્તારમાં બાજરી સાથે મગ, મઠ પણ રોપવામાં આવે છે. સામાન્ય ઋતુમાં કેવળ બાજરીના પાક કરતા આવા મિશ્રિત પાક વધુ ફાયદાકારક હોય છે. એન ૨૦૭ નામનો બાજરીનો પ્રકાર મોટા પાયા પર દાખલ કરવાના જોરદાર પ્રયત્નો ચાલુ છે. ત્રીજો અગત્યનો પાક ઘઉંનો છે.

ઘઉં સામાન્ય રીતે એવા વિસ્તારમાં ઉગાડવામાં આવે છે જ્યાં પાણીની સગવડ સારી હોય. વજિયા, લાલકાસ, ચાંદુશી વિ ઘઉંની જાતો અહીં મળે છે. હાલ પુસા ૪, પુસા ૫૨ અને નિફાડ જાતનો ઘઉં પકાવવાની પ્રવૃત્તિ અહીં વધુ જોર પકડતી જાય છે. નિફાડની પેદાશ એકરે ૧૨૦૦ રતલ છે. પુસા કરતાં એની જાત સારી છે અને ખાતરની અસર એ વધુ ગ્રહણ કરે છે. કાનફડની જાતના ઘઉં દાખલ કરવાના પ્રયત્નો પણ થયા છે. શાકભાજીમાં બટાટા અને શકરીઆનો પાક સારો ઉતરે છે.

**બીન ખોરાકી પાક :** આમાં મુખ્ય કપાસ, એરંડો, સરસવ, વરીઆળી, ઈસબગુલ, જિરીયાળુ છે. વર્ષો પહેલાં આ જિલ્લો અફીણ માટે જાણીતો હતો. કપાસ વધુ કડી, કલોલ, ચાણસમા, સમી અને મહેસાણા તાલુકાઓમાં ઉગાડવામાં આવે છે. અહીં કપાસની અનેક જાતો થાય છે. કલ્યાણ ૮ એમાંની એક મુખ્ય છે. એરંડો ઘણાખરા તાલુકામાં થાય છે. જિરીઆળુ, વરીઆળી અહીંની ખાસ પેદાશ છે અને દેશમાં જ નહીં, પરદેશ પણ એ મોકલાય છે. ઇસબગુલના પાકને પણ હમણાંથી ખૂબ અગત્ય મળી છે. આ એક પ્રકારની ઔષધીય વનસ્પતિ છે અને માત્ર આ જિલ્લામાં જ થાય છે. પરિણામે એને ઇજારદારી લાભો મળે છે. આ દષ્ટિએ એ પર વિશેષ લક્ષ અપાય એ જરુરી છે. વિજાપુરમાં વરજિનીઆનું તમાકુ પેદા થાય છે. આ પાકને માટે અહીં ઘણું ઉજળું ભાવિ છે.

## ઉત્પન્ન

પરિશિષ્ટ ૮ માં આ જિલ્લાના વિવિધ પાકોનું એકર દીઠ ઉત્પન્ન કેટલું છે એ બતાવવામાં આવ્યું છે. એમાં નોંધપાત્ર છે ઘઉંનું ઊંચું ઉત્પન્ન—એકરે ૭૧૭ રતલ. મુંબઈ રાજ્યમાં ઘઉંની સરેરાશ એકર દીઠ પેદાશ કરતાં આ બમણી ગણાય, પરંતુ આ હકીકતનો પૂરતો લાભ લેવાતો નથી. ખૂબ જ નાના વિસ્તારમાં આ પાક નાખવામાં આવે છે. ઘઉંની ઊંચી પેદાશના કારણોમાં પાણીનો પૂરતો પુરવઠો અને જમીનની જાત ગણાવી શકાય. સમગ્ર જિલ્લામાં આવો પાક લઈ શકાય કે કેમ એ શંકાસ્પદ છે. જુવારનું સરેરાશ એકરદીઠ ઉત્પન્ન ૧૪૦ રતલ છે. જ્યારે ગુજરાતની સરેરાશ ૨૩૬ રતલ અને મુંબઈ રાજ્યની ૪૨૩ રતલ છે. બાજરીની સરેરાશ ૨૫૯ રતલ છે. મુંબઈ રાજ્યની સરખામણીએ એ ઠીક કહેવાય, જો કે ગુજરાતની સરેરાશ ૩૩૭ રતલ છે. આમ, અહીંના બે મુખ્ય પાક—બાજરી અને જુવાર—નું સરેરાશ ઉત્પન્ન ઘણું ઓછું કહેવાય. અનાજ અને બાજરીની ભેગી સરેરાશ મહેસાણામાં ૨૪૧ રતલ છે. જ્યારે ગુજરાતમાં ૪૨૬ રતલ અને મુંબઈ રાજ્યમાં ૩૮૩ રતલ છે. કઠોળનું ઉત્પન્ન પણ ઘણું નબળું છે.

બીનખોરાકી પાકમાં મુખ્ય કપાસ છે અને એની સરેરાશ પેદાશ મુંબઈ રાજ્ય તેમજ ગુજરાતની સરખામણીએ સારી છે. મહેસાણાની કપાસના ઉત્પન્નની સરેરાશ ૮૨ રતલ છે, ગુજરાત ની ૧૨૩ રતલ છે અને મુંબઈ રાજ્યની ૯૩ રતલ છે.

પૂરતા આંકડાના અભાવને કારણે ઉત્પન્નનું વલણ સમજવું અઘરું છે. તો યે સિદ્ધપુર તાલુકાના જુવાર, બાજરી, તુવેર, ઘઉં અને તેલિબીયાંના કેટલાક આંકડા ઉપલબ્ધ છે, જેના પરથી એમ કહી શકાય કે ઉત્પન્ન ઉત્તરોત્તર ઘટતું જાય છે. નીચેનો કોઠો એ હકીકત બતાવે છે.

## કોઠો નં ૩.

### સિદ્ધપુર તાલુકામાં દાયકાની વીઘા દીઠ ઉત્પન્નની સરેરાશ ૧૯૨૦–૪૦

| વર્ષ | ઘઉં | બાજરી | જુવાર | કોદરા | તેલિબીયાં. |
|---|---|---|---|---|---|
| ૧૯૨૦–૩૦ | ૧૪.૨ | ૧૦.૯ | ૧૪.૧ | ૯.૦ | ૮.૨ |
| ૧૯૩૦–૪૦ | ૧૪.૧ | ૮.૬ | ૮.૧ | ૫.૦ | ૫.૪ |

'આદર્શ પત્રક', સિદ્ધપુર તાલુકામાથી

ઉપરના કોઠા પરથી એ સ્પષ્ટ છે કે ૧૯૨૦ થી ૧૯૪૦ સુધીના વીસ વર્ષમા ઉત્પન્નનું વલણ ઉત્તરોત્તર ઘટાડા તરફ છે. આ વલણનો બીજો પુરાવો મહેસાણા તાલુકાના ૧૯૪૦–૧૯૪૫ વર્ષના આંકડાઓ જોતાં મળી આવે છે.

### મહેસાણા તાલુકાનું વીઘાદીઠ ઉત્પન્ન (મણમાં)

| વર્ષ | ઘઉં | બાજરી | જુવાર |
|---|---|---|---|
| ૧૯૪૦–૧૯૪૧ | ૨૫ | ૧૨ | ૧૦ |
| ૧૯૪૧–૧૯૪૨ | ૨૪ | ૧૩ | ૧૧ |
| ૧૯૪૨–૧૯૪૩ | ૨૩ | ૯ | ૮ |
| ૧૯૪૩–૧૯૪૪ | ૧૯ | ૮ | ૬ |
| ૧૯૪૪–૧૯૪૫ | ૧૫ | ૪ | ૩ |

આધાર : મહેસાણા પ્રાંતના ખેતી ખાતાનાં વાર્ષિક રીપોર્ટો, ૧૯૪૦ થી ૧૯૪૫ ના.

### ખેતીનાં સાધનો

ઉપર આપેલાં ઉત્પાદનના આંકડા બતાવે છે કે બીજા પ્રદેશોની સરખામણીમાં અહીંનું ઉત્પન્ન ઓછુ છે અને પ્રતિવર્ષે ઘટતુ જાય છે. આનાં કારણો શોધવા હોય તો ખેડૂતો ખેતી કઈ રીતે કરે છે એ સવિસ્તર જાણવુ જરૂરી છે. એઓ કયા સાધનો, યંત્રો વાપરે છે, ખાતર અને બીયાં કેવા વાપરે છે એનું જ્ઞાન આ અંગે મેળવવુ જોઈએ. ખેડૂત પાસે પૂરતાં સાધનો હોવા જરૂરી છે, જેથી સમયસર એ ખેતીનું કામ કરી શકે અને ઋતુનો લાભ ઉઠાવી શકે. ખેડૂતની મૂડી એના હળ, ગાડાં ઈ. સાધનો પરથી જાણી શકાય.

નીચેના કોઠા પરથી જણાશે કે દર સો ખેડૂતો દીઠ ૫૭ હળ અને ૨૨ ગાડા છે. હળ વિના ખેતી થાય નહીં, અને કેટલાય ખેડૂતોને બીજાનાં હળો પર આધાર રાખવો પડે છે. એથી એમની ક્ષમતાને હાનિ પહોંચે છે. ગાડાંનું પણ એવું જ છે. દર ૪ ખેડૂતો વચ્ચે એક ગાડું આવે છે.

## કોઠા નં. ૫.

## ખેતીનાં સાધનો, મહેસાણા જિલ્લો : ૧૯૫૨

| | |
|---|---|
| હળો — લાકડાના | ૧,૧૯,૬૦૬ |
| ,, — લોઢાના | ૧૦,૪૯૬ |
| ,, — કુલ્લે | ૧,૩૦,૧૦૩ |
| દર સો ખેડૂતો દીઠ હળો | ૫૬.૯ |
| હળ દીઠ ખેતી | ૧૫.૦ એકર |
| ગાડાં | ૫૦,૩૭૭ |
| સો ખેડૂત દીઠ ગાડાં | ૨૨.૩ |

આધાર . સેન્સસ ઑફ એગ્રિકલ્ચરલ મશીનરી એન્ડ ઇમ્પ્લીમેન્ટ્સ, બુલેટીન ઑફ ધી બ્યુરો ઑફ ઈકોનોમીક્સ એન્ડ સ્ટેટીસ્ટીક્સ, જુલાઈ ૧૯૫૨

૧૯૩૦ નું સેન્સસ પણ બતાવે છે કે ઉત્તર ગુજરાતમાં હળ દીઠ ખેતી ૧૫ એકર હતી. હાલ પણ એ જ પરિસ્થિતિ છે. એનો અર્થ એ કે છેલ્લા ૨૦ વર્ષમાં હળની સંખ્યા એટલી નથી વધી કે હળ દીઠ એકરની સરેરાશ ઘટે.

સાધનોની જાત જોતાં જણાય છે કે લોઢાના હળ માત્ર ૮ ટકા વપરાય છે. વીસનગર, વીજાપુર અને મહેસાણામાં આનાં કરતા વધુ વપરાય છે. લોઢાનાં હળ ઓછા વપરાવાનું કારણ એ હોઈ શકે કે લોકો એમ માને છે કે આ જાતના હળ જમીનના ઉપલા પડને હાનિ પહોંચાડે છે અને એની ફળદ્રૂપતા ઘટાડે છે.

હળે જોડાતાં ઢોરોની ઉપલબ્ધતા અને ક્ષમતા જોતાં એમ કહી શકાય કે અહીંની ખેતી સારી નથી. છેલ્લાં વર્ષોમાં આવા ઢોરોની સંખ્યા ઘટી છે. ૧૯૬૦ માં એક બળદની જોડ ૨૧.૮ વીઘાં જમીન ખેડતી. ૧૯૫૦ માં એ સરેરાશ વધીને ૩૧.૯ વીઘાં થઈ છે. ૧૯૨૦ માં ખાતેદાર દીઠ હળે જોડાતાં ઢોરની સંખ્યા ૧.૨ હતી જે ૧૯૫૦ માં ઘટીને ૧.૦૪ થઈ છે. આનો અર્થ એ કે કેટલાય ખાતેદાર પાસે ખેતી માટે પૂરતાં ઢોર નથી.

બીજાં સાધનો અંગેની પરિસ્થિતિ નીચે પ્રમાણે છે :

| મશીનરીની જાત | સંખ્યા |
|---|---|
| ઓઈલ એન્જિન | ૧,૧૮૬ |
| ઇલેકટ્રીક પમ્પ | ૨૮ |
| ટ્રેક્ટર | ૧૦ |

આધાર : સેન્સસ ઑફ એગ્રિકલ્ચરલ ઇમ્પ્લીમેન્ટ્સ એન્ડ મશીનરી

જિલ્લામાં ૧૧૮૬ ઑઈલ એન્જિન, ૨૮ ઇલેકટ્રીક પમ્પ અને ૧૦ ટ્રેક્ટર છે. આમાંના અર્ધા કલોલ તાલુકામાં છે, જ્યાં ઉદ્યોગીકરણની અસર વધુ છે. આ કોઠો જોતાં એ સ્પષ્ટ છે કે અહીં અને

ખેતીમાં યંત્રીકરણ આધુનિક સાધનોનો ઉપયોગ ઓછો છે. આનાં કારણો નાની ખેતી, ઓછો વરસાદ અને ખેડૂતની નબળી આર્થિક સ્થિતિ કહી શકાય.

## ખાતર

જમીનનું ઉત્પન્ન વધારવામાં ખાતર અને બનાવટી ખાતર અગત્યનો ભાગ ભજવે છે. મહેસાણામાં ગાયનું છાણ સામાન્ય રીતે ખાતરમાં વપરાય છે. હારિજ, રાધનપુર અને સમી તાલુકામાં ખાતર હંમેશ વપરાતુ નથી. પરંતુ એમાં ખેડૂતનો દોષ નથી. આ પ્રદેશમાં ઘણે ઠેકાણે સિંચાઈની સગવડ નથી અને સૂકી જમીનમાં ખાતર નાખવાનો કશો અર્થ નહીં. ઉપરાંત જરૂરી એવું ખાતર મળે નહીં, અથવા તો મોંઘુ હોય. ૧૯૫૨ માં ખાતર તરીકે એમોનિયા સલ્ફેટની ખૂબ માંગ હતી. પરંતુ પુરવઠો પૂરતો હતો નહીં. પરિણામે ખેડૂતોને ખાતર વિના ચલાવવું પડ્યુ.

'વધુ અનાજ વાવો' ની ઝુંબેશમાં સરકાર ખાતરની વ્હેંચણી કરે છે. ખાતરના ખાડાની યોજના પૂરેપૂરી અમલમાં છે.

૧૯૪૯–૫૦ દરમિયાન જુદી જુદી યોજનાઓ હેઠળ વિવિધ પ્રકારના ખાતરનો ઉપયોગ કરવાને પરિણામે જે વધારાનો પાક મેળવી શકાયો હતો તે નીચેના કોઠામાં બતાવવામા આવ્યો છે.

### કોઠો નં. ૬

ખાતર અને પાકમાં વધારો–ખાતરોના ઉપયોગના પરિણામે એકર દીઠ ઉતરેલો વધુ પાક (મણમાં)

| પાકો | ખોળ | મિશ્ર ખાતર | અમોનિયમ સલ્ફેટ |
|---|---|---|---|
| ડાંગર | ૩ | ૩ | ૩ |
| બાજરી | – | – | – |
| જુવાર | ૨ | ૨½ | – |
| ઘઉં | ૩ | ૩ | ૩ |
| બટાટા | ૮ | – | – |
| ચીનો | ૩ | – | – |
| ઉનાળુ પાકો | ૩ | – | – |
| શાકભાજી વિગેરે | – | ૫ | ૫ |
| કરીયાળુ | – | – | ૧½ |
| કપાસ | – | – | ૨ |

આધાર : જિલ્લા ખેતીવાડી વિષયક કચેરી, મહેસાણા

વધુ ખાતરના ઉપયોગ અને મહત્વ પર વધુ ભાર આપવાની આવશ્યકતા ન હોય. દરેક પ્રકારના ખાતરો માટે ચોમેરથી પુષ્કળ માંગ છે. ખેડૂતો હવે ખાતરની કિંમત સમજવા લાગ્યા છે અને સાથોસાથ એમની ખાતર માટેની આ માંગને પહોંચી વળવાનું પણ મુશ્કેલ છે. કેટલાંક ગામડાઓમાં ખેડૂતોએ આમખાતર યોજનાઓ હાથ ધરી છે. નગરખાતર યોજના હાલ તેરમાથી

લગભગ દશ સુધરાઈઓએ નાના પાયા પર ખાતર બનાવવાનું કામ હાથમાં લીધુ છે. પરંતુ આ યોજનાને સફળ બનાવવા માટે તેના માર્ગમાંના કેટલાક અંતરાયો અને મુશ્કેલીઓ દૂર કરવી આવશ્યક છે. કેટલીક સુધરાઈઓ પાસે જમીન, ગાડાં, બળદો વિગેરે ખાતર બનાવવાના કામ માટેની આવશ્યક ચીજો નથી. બીજી કેટલીક સુધરાઈઓ માત્ર વરસાદના પાણીના ખાતર બનાવે છે, કેમકે નગરોમાં ખાતર બનાવવા માટે જરૂરી એવી જમીન પૂરતા પ્રમાણમાં મળતી નથી હારિજ, ચાણસમા, રાધનપુર વિગેરે જે સ્થળોએ પાણીના પુરવઠાની અછત છે ત્યાં આ પ્રકારના વરસાદના પાણીના ખાતર માટે પણ ખૂબ મર્યાદિત અવકાશ છે. ખેતરોના ખાતરમાં સુધારો કરવાના માર્ગ આડેની મુખ્ય મુશ્કેલી એ છે કે જ્યાં ખાતર માટેના જુના ખાડાઓ સુધારવા હોય ત્યાં એ ખાડાઓ પહેલાં ખાલી કરવા પડે છે. અને આ કામ માત્ર એપ્રિલ અને જુનના મહિનાઓમાંજ થઈ શકે છે. એટલે આ કામ આટલાજ સમયમા કરવાનું રહે છે. વળી, આ ખાડા ભરવા અને ખાલી કરવાનું કામ મોટે ભાગે સ્ત્રીઓજ કરે છે અને તેઓ નવી પદ્ધતિઓ અપનાવતા બહુ અચકાય છે.

## સુધરેલાં બીયારણ

જિલ્લા ખેતીવાડી વિષયક કચેરી જુદી જુદી જાતના સુધરેલાં બીયારણની વહેંચણી કરવાના પ્રયાસો કરી રહી છે. નંબર ૨૦૭ નું બાજરીના બીયારણ અને નંબર ચારનું ઘઉંના બિયારણની વહેંચણી કરવામા આવી હતી. કાકડ પદ્ધતિનો પ્રયોગ પણ થઈ રહ્યો છે. આ દિશામાં વધુ કામ માટે હજી પુષ્કળ અવકાશ છે.

જગુડાન ફાર્મ કેંદ્રતે સંશોધન કેન્દ્ર તરીકે કાર્ય કરતુ અટકાવી દેવામાં આવ્યુ છે એ હકીકતની અત્રે નોધ લેવી ઘટે. વડોદરા સરકારના શાસનકાળ દરમિયાન આ કેંદ્ર કઠોળ અને બાજરીના પાકોની સુધારણા તથા કપાસના પાકની સુધારણા માટેની યોજનાઓ સાથે ગાઢ રીતે સંકડાયેલુ હતુ અને તેણે આ બાબતમાં ઘણુ જ સારું કામ કર્યું હતું. અત્યારે આ ફાર્મમાં સંશોધન વિભાગ બંધ કરી દેવામાં આવ્યો છે અને તેને માત્ર ખેતીવાડીનું વ્યવહારશિક્ષણ આપતી શાળામા ફેરવી નાખવામા આવ્યુ છે એ ખેદજનક હકીકત છે. આ જ રીતે દેવડાડ ફાર્મ, કે જ્યાં દુષ્કાળનો સામનો કરી શકે તેવી જાતના પાકોના વિકાસ માટે અખતરાઓ થતા હતા તેને પણ બંધ કરી દેવામાં આવ્યુ છે એ વાતની પણ અત્રે સખેદ નોધ લેવી પડે છે.

## પાકનું નુકશાન કરતી જીવાત અને મોલને લાગતા રોગો

જિલ્લામાં કીડા અને ઉધઈ એ પાકને નુકશાન પહોચાડતી મુખ્ય જીવાત છે. ઉધઈ સામાન્ય રીતે દરેક પાકને અને નેમાયે ખાસ કરીને ઘઉં, કપાસ તથા મરચાંના પાકને નુકશાન પહોંચાડે છે. કીડા બાજરી, કપાસ અને કઠોળ જેવા પાકોને નુકશાન પહોચાડે છે. જીરીયાળુ અને જુવાર પર ફુગ ચડી જવાના રોગો સામાન્ય છે.

સમગ્ર રીતે જોતાં ખેડુત વર્ગ, રોગો સામે લડવામાં આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિઓનો ઉપયોગ કરવા બાબતમા બહુ સજાગ બનેલ નથી. તેઓ મોટે ભાગે પુરાતન પદ્ધતિઓ પર જ આધાર રાખે છે. પરંતુ હમણાં હમણા જીવાતોના નાશ માટેના વૈજ્ઞાનિક ઉપાયો અજમાવવાનો પ્રારંભ થયો છે. કેટલાક કિસ્સાઓમાં 'સલ્ફર' અને 'ગેમેક્સીન'નો ઉપયોગ કરવામાં આવે છે. તાજેતરમાં વિજાપુરના ગ્રામવિકાસ યોજના હેઠળના વિસ્તારમા 'આલ્ટરનેરીઆ' તરીકે ઓળખાતા 'કાળીઓ ચારમો'

નામના રોગનો સામનો કરવા માટે 'પેરેનોઝ'નો ઉપયોગ કરવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. 'આરીઝ' નામના પાકના રોગને અટકાવવા માટે નેકોટાઈનનો છંટકાવ કરવાની પણ હિમાયત થઈ રહી છે.

તીડનો ત્રાસ એ એક બીજી એવી સમસ્યા છે કે અહીં તેનો ઉલ્લેખ અતિ આવશ્યક છે. ૧૯૫૦–૫૧ માં તીડોએ જિલ્લામાં ઇંડા મૂક્યાં હતાં. પાટણ, સિદ્ધપુર, ચાણસમા, હારિજ, રાધનપુર અને સમી તાલુકાના ગામડાઓમાં આ આક્રમણ ગંભીર પ્રકારનું હતું અને તેનાથી બાજરી, જુવાર, કપાસ અને કઠોળ જેવા પાકોને પારાવાર નુકશાન પહોચ્યું હતું. આ આક્રમણને અંકુશમા લેવા માટે 'ગેમેકસીન', ઘાસલેટ વિગેરેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો પરંતુ ખેડૂતો તરફથી સહકાર ન મળતાં આ આક્રમણ પર સમયસર કાબુ મેળવી શકાયો ન હતો. તીડોનો નાશ કરવા બાબતમાં સામાન્ય જનતાનું અને ખાસ કરીને ખેડૂતોનું વલણ પ્રોત્સાહનજનક નથી. ઘણા કિસ્સાઓમાં તીડોના આક્રમણને અટકાવવા માટે ખેતીવાડી ખાતા તરફથી લેવાયેલાં પગલાંઓનો ખેડૂતોએ રીતસરનો વિરોધ કર્યાના બનાવો નોંધાયા છે. આ વલણમાં યોગ્ય સમજાવટ અને સલાહસૂચના દ્વારા પરિવર્તન આણવાની આવશ્યકતા છે.

## ખેતીવાડી અંગે સલાહસૂચના અને પ્રચાર

જિલ્લાનું ખેતીવાડીવિષયક અર્થતંત્ર એટલુ બધુ પછાત છે કે ખેતીવાડીમા સુધારણા કરવા માટે સલાહસૂચના અને પ્રચારની ભારે આવશ્યકતા છે. જોડાણ પછીના સમયમાં, મુંબઈ રાજ્ય માટે આ જિલ્લો નવો હોઈ ને, ખેતીવાડી અંગેના પ્રદર્શનો કે પ્રયોગો કરી બતાવતા કેન્દ્રો ખોલવામાં આવ્યા ન હતા. છેક ૧૯૪૯–૫૦ માં દરેક તાલુકામાં એક, એ હિસાબે પ્રયોગો કરી બતાવતાં અગિયાર કેંદ્રો ખોલવામાં આવ્યા હતા. આ કેંદ્રો સુધરેલા બિયારણ, ખાતર વિગેરેના અખતરા હાથ ધરે છે અને જે નવા સુધારાઓ શક્ય બન્યા હોય તેના ખેડૂતો સમક્ષ રીતસરના પ્રયોગો કરી બતાવે છે. ખેતીવાડીના જુદાજુદા પાસાંઓમાં થયેલી સુધારણાની સમજ આપવા માટે પ્રયોગ કરી બતાવતાં વધુ કેન્દ્રો અને સભાઓ યોજાય એ ઇચ્છનીય છે.

જગુડન ખાતેનું કેન્દ્ર નવજવાન કિસાનોને ખેતીનું શિક્ષણ આપે છે. એક વર્ષના સત્રો અને ટૂંકાગાળાના અભ્યાસક્રમો ચલાવવામાં આવે છે. અહીં તાલીમ મેળવીને જે ખેડૂ–વિદ્યાર્થીઓ પોતપોતાના ગામ દરવર્ષે પાછા ફરે છે તેઓ અડોશપડોશમાં ખેતીવાડીનું ધોરણ સુધારવાના કાર્યમા સહાય કરે છે. દેવદર્દ ફાર્મ, જ્યાં ઠાકરડા જેવા પછાતકોમના લોકોને ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવતુ, તેને હવે બંધ કરી દેવામાં આવ્યું છે તે ખેદજનક છે.

---

પ્રકરણ ૧

# ભૂમિ સમસ્યા

ભૂમિની સમસ્યા એ ગ્રામવાસીના જીવનને સ્પર્શતી એક મૂળભૂત સમસ્યા છે. એમાં જમીનની માલિકીની પ્રથા, એની વહેંચણીની વ્યવસ્થા, જમીનના એકમનું સ્વરૂપ ઇત્યાદિ બાબતોનો સમાવેશ થાય છે.

## કૃષિ વર્ગરચના

મહેસાણા જિલ્લાનું ખેતીના વ્યવસાયમાં રોકાયેલા માણસોનું ચિત્ર નીચે મુજબ છે.

### કોઠો નં. ૧.
### મહેસાણા જિલ્લાની કૃષિ વર્ગરચના, ૧૯૫૧.

| | | |
|---|---|---|
| ૧ | જાત ખેડૂત | ૭૭.૨ |
| ૨ | ગણોતીઆ | ૭.૩ |
| ૩ | ખેત મજૂર | ૯.૩ |
| ૪ | અનિવાસિત્વ જમીનદારો | ૬.૨ |

આધાર : સેન્સસ હેંડબુક ૧૯૫૧

ખેતીના વ્યવસાયમાં રોકાયેલા માણસોનો મોટોભાગ જાતખેડૂતોનો છે. ગણોતીઆ, ખેતમજૂર અને જમીનદારોનુ પ્રમાણ ઘણું ઓછું છે. એટલે કે ખેડૂત માલિકી પદ્ધતિ તરફ સારી એવી પ્રગતિ થઈ ગણાય. ગણોતીઆ અને ખેતમજૂરોનું પ્રમાણ ખૂબજ ઓછું છે એ પણ એ જ હકિકત સૂચવે છે.

પરંતુ ખેડુત–માલિકી પદ્ધતિની આ હકિકતને ખેતરોના કદ સાથે જોવું જોઈએ. કો'ક કિસ્સામા ખેતરનું કદ એટલું નાનું હોય છે કે ખેતી કરવી અનાર્થિક બની જાય છે. ઉપરાંત બિનખેડૂતવર્ગો પણ પોતાનું નશીબ ખેતીમાં અજમાવે છે. પરિણામે ખેતીની ઉત્પાદનક્ષમતા ઘટી ગઈ છે. અને એકર દીઠ પેદાશ પણ ઘટી છે. બિનખોરાકી પાકને બદલે હલકી જાતના ખોરાકી પાક લેવા તરફની પ્રવૃત્તિ પણ જોર પકડી રહી છે. ૧૯૩૧ ના વસ્તીપત્રકમાં કહ્યું છે એમ, "બિનખેડૂત-વર્ગની ખેતીના વ્યવસાયમાં જવાની અસર અનેક રીતે વરતાય છે. ખેતીની પેદાશનું ધોરણ ઉતરતુ ગયુ છે, જ્યાં આવા લોકોએ જમીનનો કબ્જો લીધો છે સાં મજુરીના દર ઘટાડવામાં આવ્યા છે અને ક્ષમતા સુધારવાના કશાય પ્રયત્નો થયા નથી." પાકનો ઉતાર ઘટતો ગયો છે એ આપણે ગયા પ્રકરણમાં જોયું.

## ગણોત પ્રથા

અહીંના ખેડૂતોનો મોટો વર્ગ માલિક ખેડૂતોનો છે. એટલે ગણોત પ્રથાનો પ્રશ્ન ખાસ

અગત્યનો નથી. આ અંગેનું ગુજરાતના બીજા જિલ્લાની સરખામણીએ મહેસાણા જિલ્લાની પરિસ્થિતિનું સ્પષ્ટ ચિત્ર નીચેના આંકડાઓમાંથી મળી રહેશે.

## કોઠો ૨

### ગુજરાતમાં ગણોત પ્રથા

| જિલ્લો | કુલ ખેડૂતોમાં ગણોતીઆઓનું પ્રમાણ ( ટકામાં ) | કુલ ખેડાણ જમીનમાં ગણોતની જમીનનું પ્રમાણ ( ટકામાં ) |
|---|---|---|
| મહેસાણા | ૩૬ | ૩૩ |
| બનાસકાંઠા | ૭૧ | ૫૪ |
| સાબરકાંઠા | ૩૪ | ૨૧ |
| અમરેલી | ૩૪ | ૩૬ |
| વડોદરા | ૫૦ | ૩૬ |
| અમદાવાદ | ૬૫ | ૬૫ |
| ખેડા | ૬૧ | ૫૭ |
| પંચમહાલ | ૪૮ | ૩૮ |
| ભરૂચ | ૫૦ | ૪૩ |
| સુરત | ૫૦ | ૩૯ |
| **ગુજરાત** | **૫૨** | **૪૩** |
| **મુંબઈ રાજ્ય** | **૫૦** | **૪૨** |

આધાર : "પુનર્રચિત ગુજરાતની ગ્રામ અર્થરચના", લેખક : દેસાઈ અને શાહ, ગુજરાત રીસર્ચ સોસાયટીના ૧૯૫૦-૫૧ ના ત્રિમાસિકમાંથી.

ઉપરના આંકડાઓ મહેસુલ ખાતામાંથી મેળવેલા છે. વસ્તીપત્રકના આંકડાઓ સાથે એ મળતા નથી કેમ કે બન્નેનો આધાર જુદો જુદો છે. આપણા હેતુની દૃષ્ટિએ ઉપરના આંકડાઓ વધુ આધારભૂત છે અને એમાંથી થોડીક તારવણી આપણે કાઢી શકીએ. મહેસાણામાં ગણોતનું પ્રમાણ ઘણું ઓછું છે. બનાસકાંઠામાં એનું પ્રમાણ ઊંચું છે કારણ કે વિલીનીકરણ પહેલાં જમીનદારીની પ્રથા પૂરબહાર હતી. અમદાવાદ અને ખેડા જિલ્લાઓમાં ગણોતીઆનું પ્રમાણ ૬૦ ટકા છે. મહેસાણા જિલ્લામાં ગણોતીઆ દ્વારા ખેડાતી જમીનનું પ્રમાણ પણ ઓછું છે.

### ગણોત પ્રથામાં થતા ફેરફારો

આપણા આ ગતિશીલ જગતમાં માત્ર સ્થિર પરિસ્થિતિનો અભ્યાસ પૂરતો નથી. ગણોતપ્રથામાં જે ફેરફારો થઈ રહ્યા છે એ ખૂબજ મહત્વના છે. પૂરતી અને આધારભૂત માહિતીના અભાવે એ કહેવું મુશ્કેલ છે કે જિલ્લામાં ગણોત પ્રથા વધે છે કે ઘટે છે. પરંતુ હારિજ તાલુકાના આંકડાઓ ઉપરથી પરિસ્થિતિ નીચે પ્રમાણે લાગે છે.

## કોઠો નં. ૩.

### હારિજ તાલુકામાં ગણોત પ્રથા, ૧૯૨૦-૫૦

| | ખેડૂત માલિક | | | | ગણોતીઆ | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | સંખ્યા | માપદોરી | ખેડાણ જમીન વીઘામાં | માપદોરી | સંખ્યા | માપદોરી | ખેડાણ જમીન વીઘામાં | માપદોરી |
| ૧૯૨૦ | ૨,૯૯૯ | ૧૦૦ | ૧,૦૫,૮૬૪ | ૧૦૦ | ૩૮૬ | ૧૦૦ | ૨૦,૩૭૫ | ૧૦૦ |
| ૧૯૩૦ | ૨,૫૨૭ | ૮૦ | ૯૬,૧૦૦ | ૯૦ | ૪૮૩ | ૧૧૩ | ૩૭,૦૪૪ | ૧૮૧ |
| ૧૯૪૦ | ૨,૬૧૩ | ૯૦ | ૯૬,૧૫૧ | ૯૦ | ૪૫૯ | ૧૧૮ | ૩૭,૪૬૫ | ૧૮૩ |
| ૧૯૫૦ | ૨,૧૯૧ | ૭૩ | — | — | ૧૦૪૯ | ૨૭૧ | — | — |

આધાર : આદર્શ પત્રક અને મહેસુલખાતાના આવક પત્રક

ઉપરના કોઠા ઉપરથી એ સ્પષ્ટ છે કે છેલ્લાં ૩૦ વર્ષમાં હારિજ તાલુકામાં ગણોત પ્રથા વધતી ગઈ છે. બીજાઓ પાસે જમીન ખેડાવનાર ખાતેદારોની સંખ્યા ખૂબજ વધી છે. જ્યારે જાત ખેડૂતોની સંખ્યામાં ચોખ્ખો ઘટાડો થયો છે. જાત ખેડૂતો કરતાં બીજા પાસે ખેતી કરાવનારની સંખ્યા વધી છે. માત્ર સાંથની આવક પર જીવનારા જમીનદારોની સંખ્યા જાતખેડૂતો કરતાં વધી છે.

### ગણોતના પ્રકારો

ખેડૂતોના ગણોત હક્કો એક સરખા નથી. સુરક્ષિત ગણોતીઆના ગણોતહક્કો સામાન્ય ગણોતીઆના હક્કો કરતાં વધુ છે. ભાગબટાઈવાળા તાંત્રિકરીતે મજુરોના પ્રકારમાં આવી જાય છે. એઓ એમના કુટુંબીજનો સહિત ખેતર પર કામ કરતા હોય છે અને બદલામાં ઉત્પન્નનો ૧/૪ કે ૧/૫ ભાગ માત્ર તેમને મળે છે. નીચેના કોઠામાં મહેસાણા જિલ્લાના વિવિધ પ્રકારના ખેડૂતોનું પ્રમાણ આપવામાં આવ્યું છે.

## કોઠો નં. ૪.

| | જાત ખેડૂત | કાયમી ગણોતીઆ | સુરક્ષિત ગણોતીઆ | સામાન્ય ગણોતીઆ | ભાગબટાઈ વાળા | જમીનદારો. |
|---|---|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૬૫.૨ | ૭.૫ | ૭.૭ | ૫.૫ | ૮.૭ | ૫.૪ |
| તાલુકા | | | | | | |
| વિજાપુર | ૬૦.૫ | ૮.૮ | ૧૭.૫ | ૪.૬ | ૭.૪ | ૧.૨ |
| મહેસાણા | ૪૮.૫ | ૧૮.૮ | ૬.૭ | ૬.૫ | ૧૦.૪ | ૯.૧ |
| વીસનગર | ૪૮.૨ | ૧૦.૦ | ૮.૨ | ૯.૧ | ૧૮.૨ | ૬.૩ |
| કડી | ૫૪.૮ | ૦.૨ | ૧૧.૩ | ૭.૪ | ૧૫.૩ | ૧૦.૫ |
| કલોલ | ૪૬.૫ | ૧૨.૩ | ૧૪.૦ | ૧૧.૫ | ૧૩.૫ | ૨.૨ |
| ચાણસમા | ૬૨.૪ | — | ૧૩.૪ | ૧.૩ | ૬.૭ | ૧૬.૨ |
| બેરાણુ | ૬૦.૨ | ૧૧.૪ | ૭.૭ | ૬.૯ | ૭.૨ | ૬.૫ |
| સિદ્ધપુર | ૯૦.૪ | ૨.૪ | ૩.૧ | ૧.૯ | ૦.૭ | ૧.૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પાટણ | ૫૩.૬ | ૧૦.૩ | ૮.૮ | ૧૧.૧ | ૮.૫ | ૭ ૭ |
| સમી | ૫૭ ૨ | ૭ ૮ | ૬.૨ | ૧૧.૦ | ૨૦.૧ | ૨.૭ |
| સાંતલપુર | ૨૪.૦ | ૨૫.૦ | ૮.૩ | ૬.૦ | ૧૯.૧ | ૧૭.૬ |
| રાધનપુર | ૮૧.૮ | ૫ ૪ | ૦.૬ | ૧.૦ | ૭.૮ | ૩.૪ |
| હારિજ | ૬૧.૪ | — | ૦.૯ | — | ૩૦ ૯ | ૧.૮ |

આધાર · મહેસુલ ખાતું, મહેસાણા જિલ્લો

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે, જાત ખેડૂતોનું પ્રમાણ ઘણું બધું છે, સાથે સાથે કાયમી અને સુરક્ષિત ગણોતીઆનું પ્રમાણ પણ ઠીકઠીક છે. પાટણ, સમી અને કલોલ તાલુકા સિવાય બીજે સામાન્ય ગણોતીઆનું પ્રમાણ ઓછું છે. અચોકકસ વરસાદવાળા વિસ્તારમાં પ્રચલિત ભાગબટાઈની પ્રથા અહીં પણ સાગ પ્રમાણમા છે. અને કુલે ખેતી પ્રધાન વર્ગનો ૮.૭ ટકા ભાગ આવો છે. ફકત હારિજમાં આ ૩૦% જેટલો વધારે છે. આ જોતાં એમ પણ લાગે છે કે પહેલા આ પ્રથા પ્રચલિત નહિ હોય, અને ગણોતધારાની ચૂડમાથી બચવા માટે તથા ગણોતીઆના કાયદેસર હકકોમાથી બકાત રાખવા માટે જમીનદારોએ કાયમી ગણોતીઆઓને ધીમે ધીમે આ વર્ગમા ફેરવવા માડયા, અને આમ આ વર્ગ ઉપસ્થિત થયો હોય એ બનવાજોગ છે.

## માલિકીની જમીન (Holdings)

ગણોત અને માલિકીના પ્રશ્નો સાથે ખેતરના કદનો પ્રશ્ન પણ સંકળાએલો છે, અને ખેડૂતવર્ગની આર્થિક હાલતનો મુખ્ય આધાર દરેક ખેડૂતના ખેતરનું કદ અને તે કેવી રીતે ખેડાય છે તેના ઉપર હોય છે. ગ્રામીણ અર્થરચનામા માણસોને ફાજલ સમયમાં રોજગાર પૂરા પાડવા માટે લોકોના ખેતરનું કદ તથા ખેડાણની રીત વગેરે ધ્યાનમાં લેવું જરૂરી છે. આર્થિક ખેડૂતવર્ગ ઉભો કરવાની દૃષ્ટિએ જમીનની બદલી અને વહેંચણીની યોજનામા આ માહિતી મદદરૂપ થઈ પડે તેમ છે.

### નાત અને ખેતરનાં કદ

ખેતરનાં કદને નાતજાત સાથે શું સંબંધ છે એનો અભ્યાસ જરૂરી છે, કારણ કે જમીનના ઉત્પન્નનો આ સંબંધ ઉપર આધાર છે. હિંદમાં ધંધાની કાર્યક્ષમતા મુખ્યત્વે કરીને નાત, ધંધામા વારસાગત રીતરસમો અને સામાજિક મોભા ઉપર બહુ આધાર રાખે છે. એટલે ખેડૂતવર્ગનું જ્ઞાતીય ચિત્ર જાણવુ ઠીક પડશે.

જિલ્લાની ગ્રામપ્રજાની વહેચણી ત્રણ વિભાગમા પાડી શકાય

(૧) કાર્યક્ષમ (૨) ઓછી કાર્યક્ષમ (૩) બિન કાર્યક્ષમ. પહેલા વિભાગમા કણબી, આંજણા, ચૌધરી અને કડવા પાટિદારોનો સમાવેશ થાય છે. આ બધા કુશળ ખેડૂતો છે અને શ્રેષ્ઠ ખેતસમૂહ ગણાય છે. બીજા વિભાગમા બ્રાહ્મણો, રજપુતો, મુસ્લિમો અને બીજા આવે છે. આ લોકોમાં ધગશ અને સાહસવૃત્તિ ઓછા છે. અને છેલ્લા વિભાગમા ઠાકરડા, કોળી, રબારી વગેરે પછાત વર્ગોનો સમાવેશ થાય છે. આ લોકો અભણ અને ખેતી પ્રત્યે બહુજ બેદરકાર છે. ખેતી માટે તેઓ નકામા જેવા જ છે.

માલિકીનું પ્રમાણ કઈ કોમોમા કેટલું વહેંચાયેલું છે તે જાણવા જેવું છે. પણ આધારભૂત આકડાઓના અભાવે એ મુશ્કેલ છે. છતા ૧૯૧૯ ના સર્વે સેટલમેન્ટ રીપોર્ટના આધારે નીચેના આંકડા આપ્યા છે.

## કોઠો નં. ૫.

### મહેસાણા જિલ્લામાં કોમવાર માલિકીજમીન, ૧૯૧૯.

| કોમ | માલિકની સંખ્યા | કુલની ટકાવારી |
|---|---|---|
| કણબી | ૪૨,૮૧૧ | ૩૭ ૧૬ |
| બ્રાહ્મણ | ૮,૭૪૪ | ૭ ૫૯ |
| વાણિયા | ૫,૦૧૨ | ૪.૩૫ |
| મુસ્લિમ | ૬,૧૬૮ | ૫ ૩૫ |
| કોળી અને ઠાકરડા | ૧૯,૯૮૦ | ૧૭.૩૫ |
| રબારી | ૨,૫૧૧ | ૨.૧૭ |
| બીજા | ૨૯,૯૬૫ | ૨૬.૦૪ |
| કુલ | ૧,૧૫,૧૯૧ | ૧૦૦ ૦૦ |

આધાર ૧૯૧૪-૧૯ સર્વે સેટલમેન્ટના આધાર ઉપરથી, ફક્ત નવ તાલુકાઓને લગતી માહિતી

આ ઉપરથી જણાશે કે લગભગ ૩૭% ખેતી કાર્યક્ષમ કણબીઓના હાથમા હતી, ૧૭% સાધારણ અને ૪૯% કનિષ્ઠ માણસોના હાથમા હતી. આ વહેંચણીનો સીધો સબંધ ખેતીનું ઉત્પન્ન તથા કાર્યક્ષમતાની સાથે છે. બિનકાર્યક્ષમ લોકોનું પ્રમાણ ઘણુ છે એ હકિકત જિલ્લાની કૃષિ વિકાસ યોજનામા ખાસ ધ્યાનમા રાખવા જેવી છે.

છેલ્લા ત્રણ-ચાર દાયકામા આ રીતની વહેંચણીમા ફરક પડ્યો છે. પણ આના અન્વેષણ માટે બધા તાલુકાના આકડા સંપૂર્ણ રીતે મળતા નથી. તેથી ફક્ત એકજ તાલુકાના આકડાથી સંતોષ માનવો પડશે. નીચેના આકડા સિદ્ધપુર તાલુકાના છે અને ૧૯૨૦ થી ૧૯૫૦ સુધીના સમયના છે.

## કોઠો નં. ૬.

### સિદ્ધપુર તાલુકામાં જાણીતીકોમોની માલિકી જમીનનો વધારો અથવા ઘટાડો.

| | બ્રાહ્મણ | વાણિયા | કણબી | ગરાશિયા | કોળી ઠાકરડા | મુસ્લિમ | બીજા |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૩૦ | ૧૧૯ | ૧૦૬ | ૧૦૦ | ૮૬ | ૧૦૬ | ૧૦૦ | ૮૪ |
| ૧૯૪૦ | ૯૨ | ૧૦૪ | ૧૧૪ | ૭૮ | ૧૨૧ | ૧૧૦ | ૮૬ |
| ૧૯૫૦ | ૮૯ | ૯૨ | ૧૧૮ | ૮૯ | ૧૨૬ | ૧૦૨ | ૭૯ |

આધાર આદર્શ પત્રિકા અને આદર્શ નકશો, સિદ્ધપુર તાલુકા

આ ઉપરથી જાણવા મળે છે કે બ્રાહ્મણ, વાણિયા, રજપુત વગેરેની જમીન ઘટતી ગઈ છે, જ્યારે કણબી ઠાકરડાઓની જમીનમાં વધારો થયો છે. કણબીના હાથમાં વધારો થાય તે ઇચ્છવા યોગ્ય છે પણ ઠાકરડા જેવી પ્રજાની માલિકીના ખેતરોમાં વધારો એ ઉત્પન્ન ઓછું આવવાનું એંધાણ છે. ઠાકરડાની માલિકીની જમીનના વધારા સાથે તેમને ખેતી સારી રીતે કરવાનું શિક્ષણ આપવામાં આવે તો આ વિચિત્ર સ્થિતિમાં ફેરફાર થાય. ખેતીવિષયક જ્ઞાન આપતાં 'દેવદર્ફાર્મ'ની જરુરિયાત જરાય ઓછી ન કહી શકાય. અને રાજ્યે તે બંધ કરીને એક ભૂલ કરી છે એમ કહીએ તો જરાયે ખોટું નથી.

## ખેતરનાં કદ

ઉપરના કોઠા ઉપરથી બીજી એક વાત પ્રતીત થાય છે તે એ છે કે ખેતમાલિકીમાં ઊંચનીચના ભેદની દષ્ટિ ઘટતી ગઈ છે. બ્રાહ્મણ, વાણિયા વગેરે જાતખેતી નહોતા કરતા અને જમીનદારો હતા તે ધીમેધીમે ઓછા થતાં જાતખેડૂતની સંખ્યાનો વધારો થતો જાયછે. આ એક શુભ ચિહ્ન છે.

મહેસાણા જિલ્લામાં કદના પ્રમાણે ખેતરની થતી વહેંચણી :

### કોઠો નં. ૭.

### ખેતરના કદના પ્રમાણે થતી વહેંચણી, ૧૯૫૨, ટકાવાર કદ

| | ૫ એકરથી નાનું | ૫-૨૫ એકર | ૨૫-૫૦ એકર | ૫૦-૧૦૦ એકર | ૧૦૦ થી મોટું |
|---|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૪૦.૭ | ૩૮.૬ | ૧૩.૬ | ૫.૮ | ૦.૩ |
| મહેસાણા તાલુકો | ૨૬.૯ | ૬૧.૬ | ૮.૯ | ૨.૦ | ૩ ૦ |
| સિદ્ધપુર | ૭૯.૩ | ૧૦.૩ | ૬.૧ | ૨.૯ | ૧.૦ |
| કલોલ . | ૩૧.૧ | ૪૧.૩ | ૨૬.૧ | ૧.૨ | ૦.૬ |
| વીસનગર | ૩૩.૬ | ૪૬.૪ | ૧૯.૩ | ૦.૪ | નહિવત્ |
| ખેરાળુ | ૨૬.૨ | ૪૯.૭ | ૨૩.૪ | ૦.૬ | ,, |
| કડી | ૧૨.૮ | ૬૫.૩ | ૧૩.૧ | ૬.૬ | ૨.૩ |
| સમી | ૧૯.૪ | ૫૬.૯ | ૭.૮ | ૧૪.૩ | ૧.૩ |
| પાટણ | ૨૪.૪ | ૬૬.૪ | ૬.૫ | ૨.૭ | ૦.૮ |
| વીજાપુર | ૩૩.૯ | ૪૭.૪ | ૧૭.૭ | ૭.૦ | ૦.૧ |
| રાધનપુર | ૧૯.૪ | ૫૩.૭ | ૧૯.૭ | ૪.૯ | નહિવત |
| ચાણસમા | ૨૯.૨ | ૪૬.૭ | ૧૧.૬ | ૧૨.૨ | ,, |
| સાંતલપુર | — | ૫.૭ | ૨૬.૩ | ૬૮.૪ | ,, |
| હારિજ | ૧૯.૯ | ૫૫.૧ | ૧૬.૬ | ૫.૨ | ૧.૭ |

આધાર : જિલ્લા એગ્રીકલ્ચરલ ઑફીસર

મહેસાણા જિલ્લામાં ૨૫ એકરથી નાના કદના ખેતરો ૭૮% ની આસપાસ છે અને ૫૦ એકરથી મોટાં ૭% અને ૨૫ થી ૫૦ નાં ૧૩% છે. તાલુકાવાર જોતાં સિદ્ધપુરની સ્થિતિ બહુ ખરાબ જણાય છે. ત્યાં ૫ એકરથી નાનાં ખેતરોની સંખ્યા ૭૮% થી વધારે છે. કલોલ,

ખેરાળુમાં બીજા અને ત્રીજા વર્ગનાં ખેતરોની સંખ્યા સારી છે. અને સમી, સાંતલપુર તથા રાધનપુરમાં પ્રમાણમાં મોટાં કદનાં ખેતરો છે. આનું કારણ જમીનની રસાળતાનું પ્રમાણ ઓછું અને વિલીનીકરણ પૂર્વે ગણોતધારાની પ્રથામાં તફાવત હોવાને લીધે છે.

## ખેતરના કદની દિશા

ખેતરનાં કદની ચિત્ર આકૃતિ જોઈ ગયા પછી છેલ્લાં વર્ષોમાં આ કદની દિશા કઈ તરફ છે તે જોઈએ. આમાં પણ આંકડાના અભાવે ફક્ત હારિજ તાલુકાના આંકડાથી સંતોષ માનવો પડશે.

### કોઠો નં. ૮.

### ૧૯૨૦-૫૦ સુધી હારિજ તાલુકામાં ખેતરોના કદની દિશા. (વીઘામાં)

| વર્ષ | ૫ થી નીચે | ૫ થી ૨૫ | ૨૫ થી ૧૦૦ | ૧૦૦ થી ૫૦૦ | ૫૦૦ થી ઉપર | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૦ | ૮૦૭ | ૧૪૭૪ | ૮૦૧ | ૮૬ | ૧૭ | ૩૧૮૫ |
| ૧૯૩૦ | ૬૦૯ | ૧૩૦૫ | ૮૮૨ | ૧૫૧ | ૧૮ | ૨૯૬૫ |
| ૧૯૪૦ | ૪૭૦ | ૧૩૪૨ | ૧૦૬૧ | ૧૭૪ | ૨૫ | ૩૦૭૨ |
| ૧૯૪૭-૪૮ | ૧૧૭૯ | ૧૫૦૮ | ૫૮૭ | ૧૮૮ | ૨૪ | ૩૪૮૬ |

આધાર : આદર્શ પત્રિકા અને મામલતદારની ઓફીસમાંથી મળેલ વિગતોના આધારે.

૧૯૪૦ સુધી નાનાં ખેતરોની સંખ્યામાં ઘટાડો થતો ગયો છે અને ૨૫ વીઘાં કરતાં મોટાં ખેતરોની સંખ્યામાં વધારો થતો ગયો છે. પણ ત્યારબાદ પરિસ્થિતિમાં બહુજ ફરક પડ્યો છે. ૧૯૪૭-૪૮ માં ૨૫ વીઘાં નીચેના ખેતરોની સંખ્યા વધી છે જ્યારે ૨૫ થી ૧૦૦ વીઘાંના ખેતરોમાં ઘટાડો થયો છે. અને ૧૦૦ વીઘાં ઉપરનાં ખેતરોમાં જરા વધારો થયો છે, આમ ૨૫ થી ૧૦૦ વીઘાવાળા ખેતરોને ભોગે નાનાં કદનાં ખેતરોની સંખ્યામાં વધારો થયો છે. અને મોટાં કદનાં ખેતરોને કશી અસર પહોંચી નથી. આ ઉપરથી બહુ મોટા ખેતરો ધીમે ધીમે વધે છે જ્યારે વેચાણ, ગીરો, વગેરેથી ૨૫-૧૦૦ સુધીનાં ખેતરોમાં ભાગલા પડતા આવ્યા છે.

## આર્થિક કદનાં ખેતરો (Economic Holdings)

જિલ્લાના ખેતરોના કદનો અભ્યાસ આર્થિક દૃષ્ટિએ ફાયદાકારક કદ કયુ તે નક્કી કરવામાં બહુજ ઉપયોગી થઈ પડે છે. આર્થિક એકમ એ કહેવાય જેમાંથી વાર્ષિક એટલુ ઉત્પન્ન મળવુ જોઈએ કે જેથી બધા કર વગેરે આપતા ખેડૂત પોતાના કુટુંબનો આશાયેશથી નિર્વાહ ચલાવી શકે.

પણ આ એકમની આર્થિકતાનો આધાર ખેતીના ઉત્પાદનની ઢબ extensive એટલે કે વધુ જમીનમાંથી ઓછો પાક લેવાની છે, intensive એટલે કે ઓછી જમીનમાંથી વધુ પાક લેવાની છે, જમીનની જાત, નહેરોની સગવડ અને પાકની જાત વગેરે ઘણા બધા ઉપર હોય છે.

શાસ્ત્રીય વાદવિવાદમાં ન પડતાં આપણે આ જિલ્લાને લાગે વળગે છે ત્યાં સુધી વાસ્તવિક રીતે વિચારીએ. મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થયા બાદ આ પ્રદેશના આર્થિક એકમ કાઢવાનો ૧૯૫૩ માં પ્રયત્ન થયો હતો, અને જમીનની જાત, પાણીના પુરવઠાની સગવડ વગેરે ધ્યાનમાં લઈને જિલ્લાના

બે ભાગ પાડવામાં આવ્યા હતા. એકમાં કલોલ, વિજાપુર, કડી, મહેસાણા, વીસનગર, ખેરાળુ, સિદ્ધપુર, પાટણ અને હારિજના કેટલાક ભાગનો સમાવેશ કરવામાં આવ્યો; જ્યારે બીજામાં સમી, સાંતલપુર, રાધનપુર તથા હારિજનો અમુક ભાગ લેવામાં આવ્યા. જિલ્લા ખેતીવિષયક અધિકારીની કચેરી તરફથી આવક, જાવક, જીવનખર્ચ વગેરેની પૂરતી તપાસ પછી નીચેના કોઠા પ્રમાણે બન્ને વિભાગની જમીનના આર્થિક કદ નક્કી કરવામાં આવ્યા.

## કોઠો નં. ૯.

### મહેસાણા જિલ્લો : ખેતરનું આર્થિક કદ

| વિભાગ | તદ્દન સૂકી જગ્યા | નહેર વગેરેની સગવડવાળી જગ્યા |
|---|---|---|
| કડી, કલોલ, વિજાપુર, સિદ્ધપુર, પાટણ, મહેસાણા, વીસનગર, ખેરાળુ અને હારિજનો અમુકભાગ. | ૨૦ એકર | ૧૫ એકર |
| સમી, સાંતલપુર, રાધનપુર અને હારિજનો ભાગ. | ૩૦–૩૫ એકર | — |

આધાર : જિલ્લા ખેતીવિષયક કચેરી–૧૯૫૩.

આ આંકડા કાઢવાની રીત સાચી છે કે ખોટી તેની ચર્ચામાં પડ્યા વિના આપણે માની લઈએ કે આ આંકડા સાચા છે. કમનસીબે પ્રમાણ કાઢવા માટે જુદા જુદા કદના આંકડા આપણી પાસે નથી, છતાં પણ એમ કહી શકાય કે ૪૦% થી વધારે ખેતરો આ જિલ્લામાં અનાર્થિક કદના છે.

આમ ૪૦% થી વધારે લોકો, જેમની પાસે પાંચ એકરથી ઓછી જમીન છે, લગભગ ભૂખમરામાંજ જીવતા હોય છે. આવું દુઃખદ ચિત્ર આપણને અહીં જોવા મળે છે. આની સામે એમ પણ કહેવામાં આવે છે કે આ લોકો પાસે આજીવિકાનાં બીજાં સાધનો હોઈ આ પરિસ્થિતિ એટલી બધી દુઃખદ નથી પણ આ દલીલ માનવાને કોઈ કારણ નથી. આખરે, મહેસાણા જેવા પછાત પ્રદેશમાં આજીવિકાનાં કેટલાં ઈતર સાધનો મળી શકે ? ઉપરાંત અહીં નાના કદનાં ખેતરો વધુ છે એટલે મજુરી મેળવવાની સંભાવનાયે નહિ; હકીકતમાં આ જિલ્લામાં ખેતમજુરોની સંખ્યા ઓછી છે.

બીજો મોટો વર્ગ ૫ થી ૨૫ વીઘાંવાળાનો છે. અને તેમાંના ઘણાખરા પાસે અનાર્થિક કદનાં ખેતર જ હશે. અને આ તેમજ ઉપરનો વર્ગ બન્ને મળીને જિલ્લાની મુખ્ય કૃષિવસ્તી છે. તેમના ઉપરજ જિલ્લાની આબાદી કે બરબાદીનો આધાર છે. આમ છતાંયે ખેદજનક હકીકત એ છે કે લગભગ પચાસ ટકા જેટલા આવા જમીનમાલિકો જેમની સંખ્યા લાખેક જેટલી છે તેમની મુખ્ય આજીવિકા ખેતી છે. ચારથી પાંચ માણસના કુટુંબના પોષણની દરેકને જવાબદારી હોય છે અને છતાં તેઓની પેદાશ આ બધાના પોષણ પૂરતી નથી હોતી. આમ તેમનું જીવન સતત ભૂખમરામાં બાથોડીયાં મારતુ હોય છે.

આ ઉપરથી એ સ્પષ્ટ છે કે જિલ્લાના આર્થિક વિકાસની કોઈ પણ યોજનામાં કાં તો ખેતકદ વધારીને અથવા તો એકર દીઠ પાકની ઉપજ વધારીને આ વર્ગના લોકોને

ચોક્કસ આર્થિક ભૂમિકા ઉપર મૂકવા જોઈએ. આ વસ્તુ બે રીતે થઈ શકે: (૧) જમીનના એકમોનું એકત્રીકરણ અથવા સહકારી ખેતી, (૨) શાસ્ત્રીય રીતે ખાતર વાપરવું, પાણીના પુરવઠાની સગવડ સુધારવી અને ખેતીલાયક પ્રદેશોને ખેતી હેઠળ લાવવા. સાથે સાથે ગૃહોદ્યોગો કે જે ખેડૂતોનું ફાજલ સમયમાં આજીવિકાનું સાધન છે તેને ઉત્તેજન આપવું જોઈએ. આમ જિલ્લાની આબાદી આ લોકોની આબાદી થવાથી થશે, કારણ તેઓજ જિલ્લાની મુખ્ય વસ્તી છે.

---

પ્રકરણ ૭

## સિંચાઈ અને પાણીના પુરવઠાના પ્રશ્નો

મહેસાણા જિલ્લો પછાત રહેવાનું એક મુખ્ય કારણ પાણીની અછત છે. સારી જમીન, કણબી જેવા હોશિયાર અને મહેનતુ ખેડૂતો, ખાતરની છૂટ વગેરે બધું જ હોવાથી પાણીની પૂરતી સગવડ હોય તો આ પ્રદેશ બહુ ખીલવા સંભવ છે.

### વરસાદ

અસમાન વહેંચણી, આખી મોસમ દરમ્યાન અનિયમિતતા, ધીમેધીમે સરેરાશમાં થતો ઘટાડે અને વારંવાર વરસાદ નિષ્ફળ જવાની ધાસ્તી વગેરે આ જિલ્લાના વરસાદની મુખ્ય ખાસિયતો કહી શકાય. કોઠો નં.–૧૦ પ્રમાણે વરસાદનું પ્રમાણ બધે જુદું છે–વિજાપુરમાં ૨૦" થી હારિજમાં ૯" સુધી. કચ્છના રણની બાજુના વિસ્તારમાં પ્રમાણમાં વરસાદ બહુજ ઓછો હોય છે. વરસાદની અનિયમિતતા એ એક બીજી ખાસિયત છે. ઘણુંખરું પાણી જુલાઈથી સપ્ટેમ્બર સુધીમાં વરસી જાય છે. એ પણ દર વર્ષે એકસરખું હોતું નથી. ૧૯૪૦ થી ૧૯૪૯ સુધીના જગુદણ ફાર્મના આંકડા ઉપરથી જણાય છે કે વરસાદ ક્યારેક જુલાઈના બીજા અઠવાડિયામાં વધારે હોય છે તો ક્યારેક ઑગસ્ટના બીજા અઠવાડિયામાં. શિયાળામાં વરસાદ નામનો હોય છે અને માર્ચથી જુન માસમાં બિલકુલ હોતો નથી. ઉત્તરોત્તર વરસાદનું પ્રમાણ પણ ધીમે ધીમે ઘટતું આવ્યું છે. પરિશિષ્ટ ૧૦ માં બતાવ્યા પ્રમાણે છેલ્લાં પચોતેર વર્ષના વરસાદના આંકડા ઉપરથી તરત માલુમ પડશે કે સરેરાશ વરસાદ પહેલાં કરતાં ઓછો છે. આ એક શોચનીય વસ્તુ છે અને બને તેટલા પ્રયાસો કરી ઓછી થતી સરેરાશ અટકાવવી જોઈએ.

જિલ્લાની મોટામાં મોટી મુશ્કેલી એ છે કે વરસાદની સંપૂર્ણ નિષ્ફળતા અથવા અછતની દહેશત વારંવાર હોય છે. છેલ્લાં ૫૪ વર્ષોમાં ૪૪ વર્ષો વરસાદની અનિયમિતતા, અછત કે નિષ્ફળતાને લીધે સારાં વર્ષો ન હતાં. ખેતીના વિકાસમાં આ પરિસ્થિતિ એક મોટી આડખીલીરૂપ છે.

### સિંચાઈ

પાણીની આ સમસ્યા ઉકેલવાની એક શક્યતા છે અને તે સિંચાઇ. ૧૯૪૯–૫૦ માં સિંચાઈની વ્યવસ્થા બતાવતો કોઠો નીચે આપ્યો છે :—

**કોઠો નં. ૧.**

**મહેસાણા જિલ્લામાં વિવિધ રીતની સિંચાઈ હેઠળની જમીન**
**૧૯૪૯–૧૯૫૦ (સો એકરમાં)**

| | મહેસાણા | ગુજરાત | મુંબઈ રાજ્ય |
|---|---|---|---|
| સરકારી નહેરો | — | ૪૨ | ૩૭૮૨ |
| ખાનગી નહેરો | — | ૧ | ૬૪૪ |
| કુવા | ૯૨૭ | ૩૦૩૩ | ૧૦૩૫૩ |

| | | | |
|---|---|---|---|
| કુલ પીત જમીનમાંકુવાદ્વારા સિંચાયેલી જમીનની ટકાવારી | ૯૯.૨ | ૭૮.૮ | ૫૮.૮ |
| તળાવો | — | ૨૧૮ | ૧,૫૪૦ |
| બીજી રીતો | ૭ | ૫૫૨ | ૧૨૯૫ |
| કુલ | ૯૩૪ | ૩૮૪૬ | ૧૭,૬૬૪ |

આધાર : સીઝન એન્ડ ક્રોપ રીપોર્ટ, ૧૯૪૯–૫૦.

આ ઉપરથી જણાશે કે જિલ્લામાં ખાનગી કે સરકારી નહેરો છે જ નહિ. અને કુવા સિંચાઈનું સાધન છે. આખા પ્રદેશમાં ફક્ત ૯૩,૪૦૦ એકર એટલે કુલ જમીનની ૮.૪ ટકાજ સિંચાઈથી ખેડવામાં આવે છે. જિલ્લામાં મળતાં સિંચાઈનાં વિવિધ સાધનો અને વિકાસમાં કુવાના ફાળાની શક્યતા વિષે હવે ઝીણવટથી વિચાર કરીએ.

## કુવા

હિંદુસ્તાનમા કુવા એ સિંચાઈનું મુખ્ય સાધન છે અને રહેશે. મહેસાણા જિલ્લામાં લગભગ ૫૪,૦૦૦ કુવા ૯૭,૭૦૦ એકર જમીનને પાણી પુરૂ પાડે છે. ઘણાખરા ખાનગી માલિકીના અને બાંધેલા કુવા છે. તાલુકાવાર સ્થિતિ નીચે મુજબ છે.

## કોઠો નં. ૨.

### જિલ્લાના દરેક તાલુકામાં ખેડાતી જમીનના દર ૧૦૦ એકર દીઠ કુવાની સંખ્યા; અને કુલ કુવાની સંખ્યા

| તાલુકા | કુવાની સંખ્યા | દર ૧૦૦ એકર દીઠ કુવા |
|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૫૪,૪૫૭ | ૨.૯ |
| મહેસાણા તાલુકો | ૬,૫૧૫ | ૩.૯ |
| વીસનગર | ૪,૧૮૬ | ૪.૩ |
| ખેરાળુ | ૯,૧૦૪ | ૫.૨ |
| કલોલ | ૫,૯૩૦ | ૪.૪ |
| કડી | ૨,૯૪૨ | ૧.૮ |
| વીજાપુર | ૮,૬૯૧ | ૪.૮ |
| પાટણ | ૮,૫૩૮ | ૪.૧ |
| સિદ્ધપુર | ૫,૬૮૪ | ૪.૭ |
| ચાણસમા | ૨૬૬૨ | ૧.૩ |
| હારિજ | ૧૬૦ | ૦.૧ |
| રાધનપુર | ૨૯ | ૦.૦૦૩ |
| સાંતલપુર | — | — |
| સમી | ૧૬ | ૦.૦૦૭ |

જિલ્લા ખેતીવિષયક કચેરીએ આપેલ માહિતીના આધારે.

ઉપરના આંકડા ઉપરથી કુવાની અછત તરતજ પ્રતીત થાય છે. દર ૧૦૦ એકરે ફક્ત ૨.૯ કુવાની સરેરાશ આવે છે. ખેરાળુ, વિજાપુર, સિદ્ધપુર વગેરે તાલુકાની સ્થિતિ તો રણની નજીક આવેલા પ્રદેશો કરતાં ઘણી સારી છે. હારિજ, રાધનપુર, સમી વગેરે વિસ્તારોની સ્થિતિ દુઃખદ છે.

ઉપરાંત આ વિસ્તારમાં પાણીની સપાટી ઘણી ઊંડી છે. સિદ્ધપુર, પાટણ, ચાણસ્મા વગેરે વિસ્તારમાં ૩૦-૪૦ ફુટે પાણી મળે છે જ્યારે હારિજ વગેરે ઠેકાણે ૧૦૦ ફૂટથી પણ વધારે ખોદવું પડે છે. વધારામાં ઉનાળામાં પાણી સુકાઈ જાય છે અને ઘણા કુવાઓ વપરાશ માટે નકામા બની જાય છે.

જિલ્લામાં વપરાશ વગરના કુવાની સંખ્યા લગભગ ૨,૬૬૬ જેટલી છે. આ બહુ ગંભીર હકીકત ગણાય અને બને તેટલા કુવાઓ પાછા વપરાય તેવા પ્રયાસો કરવા જરૂરી છે.

## તળાવો

જુના જમાનાથી તળાવની સિંચાઈ એ હિંદુસ્તાનનું એક અંગ બની ગયું છે. મહેસાણા જિલ્લામાં પણ થોડાં તળાવો છે કે જેનો ઉપયોગ ખેતી માટે થઈ શકે.

સૌથી પ્રખ્યાત તળાવ તે કદરપુર વિસ્તારનું ચીમનાભાઈ તળાવ છે. આ તળાવ ખેરાળુથી ૩૨ માઈલ ઉત્તરે આવેલું છે. (Catchment) કેચીનો વિસ્તાર ૩૦ માઈલ ગણવામાં આવ્યો છે. પણ ભૂલથી તળાવ મોટું બનાવી દેવામાં આવ્યુ છે. અને રેતાળ પ્રદેશમા પાણીનું વહેણ ઓછું હોય તે વાત પણ ભુલી જવામાં આવી છે. આના લીધે પાણી જવાના માર્ગથી પણ બે કે ત્રણ ફૂટથી વધારે ઊંચું આવતું જ નથી. એક બાજુનો ૧૦ માઈલનો કેચીનો વિસ્તાર બીજીબાજુ વાળી લેવાતું બને તો સુધારો થાય, પણ બહુજ મોંઘું પડે. વડોદરાના મહારાજા અને પાલણપુરના નવાબે સરસ્વતી નદીના વહેણને પાલણપુર વિસ્તારમાં બંધ બાંધી વડોદરાના પ્રદેશ તરફ વાળવા અંગે વિચાર કર્યો હતો. કદરપુર વિસ્તારમાં તળાવ દર વર્ષે ભરવું એવી યોજના ઘડેલી પણ બંધુ ખોરંભે ચડી ગયુ છે.

જિલ્લામાં આ તળાવ ભૂન તરીકે પ્રખ્યાત થઈ ગયું છે. પણ ભૂગર્ભમાં પાણીની સપાટી ઊંચી લાવવાનું એક સુંદર કામ આ તળાવ કરે છે તે ભૂલાઈ જાય છે. અને દુષ્કાળમાં પીડાના પ્રદેશ માટે આ ઓછી આલકારદાયક વસ્તુ નથી.

## કોઠો. નં. ૩.

### કદરપુર તળાવના બાંધ્યા પહેલાં અને પછી કેટલાક કુવાઓની પાણીની સપાટીમાં થયેલો ફેરફાર (ફૂટમાં)

| ગામનું નામ | પહેલાં | પછી | સપાટીમાં વધારો |
|---|---|---|---|
| ૧ વડનગર | ૧૩ | ૧૭ | ૪ |
| ૨ બાદરપુર | ૧૯ | ૨૬½ | ૭½ |
| ૩ શીપુર | ૨૨ | ૨૭ | ૫ |
| ૪ ખેરાળુ | ૧૪ | ૨૦½ | ૬½ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | નંનવાડા | ૩ | ૮ | ૫ |
| ૬ | ખાતાડ | ૧૫½ | ૨૨ | ૬½ |
| ૭ | માલેકપુર | ૭½ | ૧૨½ | ૫½ |
| ૮ | સુંદીયા | ૮ | ૧૨ | ૪ |

આધાર : ટેકનીકલ પેપર સીરીઝ ગ્રંથ–૫, ભાગ–૧, પાનું ૨૧.

કડી તાલુકાનું શેર તળાવ ૭૫૦.૫ લાખ ફૂટ મોટું અને લગભગ ૨૧૦૦ વીઘાંને પાણી પૂરું પાડે તેવડું છે પણ ૫ વીઘાં સિવાય વધારેમાં તેનો ઉપયોગ થતો નથી. આ જ તાલુકામાં ચંદ્રાસણનું બીજું સારું તળાવ છે. આ તળાવની આવક રૂા. ૨૪૦૦ આવે તેમ હતું પણ અત્યારે ૧૧૨ વીઘાંને જ તે પાણી પૂરું પાડે છે એટલે આવક ફક્ત રૂા. ૨૨૫ છે.

કલોલ તાલુકામાં થોલનું તળાવ ૧૮૧૨ માં દુષ્કાળ રાહત વખતે તૈયાર કરવામાં આવેલું. આ તળાવ ૪૪૮૦ લાખ ફૂટ મોટું અને ૭૨૦૦ વીઘાંને પાણી પૂરું પાડે એટલું છે; ૫ ચો. માઈલનો ક્યીનો વિસ્તાર છે અને લગભગ રૂા. ૧,૨૨,૦૦૦ ના ખર્ચે બંધાયેલું છે. આ કામ કાળજી વિના થયેલું હોવાને લીધે તળાવ બહુ ખરાબ હાલતમાં છે. આખું તળાવ રેતાંવાળું હોવાને લીધે સુપરીન્ટેન્ડીંગ એન્જીનીયર (સિંચાઈ) ને આર એલ. ૧૫૯.૦૦ થી વધારે ન ભરાવાનો હુકમ કાઢવો પડ્યો છે. આમ ફક્ત ૯૬૦ લાખ ટ સુધી તે ભરાયેલું હોય છે. દુષ્કાળ રાહત કાર્યની ખામીઓનો આ જ્વલંત નમુનો છે. માટે આપણી રાહતની પ્રથામાં સારા પ્રમાણમાં ફેરફાર લાવી નવા તખ્તા ઉપર યોજના થવી જોઈએ. લોકો જમીન સુધારવા માટે ઘણા આતુર છે અને 'ક્યારી' ખેતી કરવા પણ તૈયાર છે.

કલોલ તાલુકામાં બીજું જાણીતુ તળાવ સાંતેજનું છે. તે ૭૫૦ લાખ ફૂટનું અને ૨૧૦૦ વીઘાંને પાણી પૂરું પાડે એટલુ છે. પણ ૨૭ વીઘાંથી વધારે તેનો ઉપયોગ કરતાં નથી. યોજનાનું ખર્ચ ૩૫,૦૯૪ રૂપીઆ થયું હતું જ્યારે આવક કશીજ નથી.

ચાણસમા તાલુકામાં ખોખલા તળાવ ૧૦૨૦ લાખ ફૂટ અને ૧૦૦૦ વીઘાંને પાણી પહોંચાડે તેટલું છે. રૂા. ૫૨,૧૦૦ ના ખર્ચે ૧૯૦૯ માં આ બાંધવામાં આવેલું, પણ ખારવાળી જમીન હોવાથી તળાવ બગડી ગયું અને છેવટે નકામું ગણી મૂકી દેવામાં આવ્યું.

પરિશિષ્ટ ૧૧ માં બતાવ્યા પ્રમાણે ઉપર જણાવ્યા સિવાયનાં કેટલાયે નાનાં તળાવો છે. આમ જિલ્લામાં તળાવોની સંખ્યાનો તોટો નથી પણ સિંચાઈ માટે તે સુધારણા માગી લે છે.

જિલ્લા જાહેર બાંધકામ ખાતાંએ આ સુધારણાનું કામ માથે લીધું છે. અને સુધારણાની યોજનાઓ કોઠો નં. ૪ માં જણાવ્યા પ્રમાણે છે.

આ ઉપરાંત બીજી ઘણી નાની નાની યોજનાઓ દ્વારા સુધારણાનું કામકાજ હાથમાં લેવામાં આવ્યું છે, અને અબેલા પીપરડી, આદીજ જેવાં તળાવો આ યોજનામાં આવી જાય છે. ઉપરાંત અનાવાડા બંધ જે હારિજ તાલુકામાં સરસ્વતી ઉપર છે તેને સુધારવાની પણ યોજના છે. આ બંધ ૧૯૧૮ માં નકામો થઈ ગયો હતો. તેની ઉંચી ૧૩૦૦૦ એકરને પાણી પૂરું પાડે તેવડી મોટી છે.

આ બધી યોજનાઓ પૂર્ણ થતાં એમ માનવામાં આવે છે કે ઘણી બધી જમીન સિંચાઈ હેઠળ આવી જશે.

## કોઠો નં. ૪.

### જિલ્લામાં તળાવ સુધારણાની યોજનાઓ—૧૯૫૨.

| યોજનાનું નામ | અંદાજ ખર્ચ રૂ. | હાલ સિંચાઈ | કેટલી વધારે એકર જમીનને પાણી મળશે | પાકનો વધારો (ટનમાં) | એકર દીઠ ખર્ચ રૂ. |
|---|---|---|---|---|---|
| થોલ તળાવ કડી તાલુકો | ૮૭,૦૦૦ | — | ૨૦૦૦ | — | — |
| ખોખલા તળાવ ચાણસમા તાલુકો | ૨૦,૦૦૦૦ | — | ૬૦૦થી૮૦૦ | ૨૩૦ | ૨૫૦ |
| જામનપુર તળાવ હારિજ તાલુકો | ૬,૦૦૦ | — | ૪૦૦ | ૧૩૦ | ૧૫૦ |
| સાતિજ તળાવ કડી તાલુકો | ૨૫,૦૦૦ | હિમાયત તળાવ | ૨૦૦ | ૬૬ | ૧૨૫ |
| શેર તળાવ કડી તાલુકો | ૬૦,૦૦૦ | ,, | ૩૦૦ | ૧૦૦ | ૨૦૦ |
| ચીમનાબાઈ તળાવ | ૪૬,૦૦૦ | ૧૦૦૦ એકર | ૪૦૦ | ૧૩૦ | ૧૧૫ |

આધાર:- જાહેર બાંધકામખાતુ કચેરી, મહેસાણા જિલ્લો

### જલવિસ્તારિક તપાસ

આખા ઉત્તર ગુજરાતમાં સિંચાઈ યોજનાઓ માટે મર્યાદિત તક છે. કોઈ કાયમી નદીઓ નથી, વરસાદ અનિયમિત અને ઓછો છે, અને ભૂજલનું પ્રમાણ પણ ઓછું છે.

અનાદિકાળથી પાતાળ કુવાની પ્રથા ચાલી આવે છે અને હજુ તે ચાલુ છે. પણ ભૂજલ સપાટી ઊંડી જતાં કુવા બહુજ ઊંડા ખોદવા પડે છે અને ખર્ચ બહુ થાય છે. સાધારણ ખેડૂતોની આવા ખર્ચ માટેની સ્થિતિ નથી હોતી. ભૂતકાળના ખરાબ અનુભવને લીધે તળાવો બાંધવાનું કામ પડતું મૂકવામાં આવ્યું છે એ શોકજનક છે. આ જો ચાલુ રાખવામાં આવ્યું હોત તો બીજું કંઈ નહિ પણ ભૂજલની સપાટી ઊંચી આવત; અને કદાચ નવી જમીનોને ખેડાણ બનાવી શકાત. ભૂજલની સપાટી ઊંચી આવી હોત તો 'બોરીંગ'ની પ્રથા દાખલ ન કરવી પડત અને ખર્ચ ઓછો પડત. પણ અત્યારે તો હવે 'બોરીંગ' ઉપરજ ચલાવવાનું છે.

આ બધાં કારણોને લઈને જલવિસ્તારિક તપાસની બહુ જરૂર છે. વડોદરા રાજ્યનો આ તપાસનાં પગલાં લેવા માટેનો હુકમ બહુ સ્તુત્ય ગણાય; કારણ કે આનાથી સમસ્ત વિસ્તારના ભૂજલનો ખ્યાલ આવતાં વિભાગવાર પાણીની પરિસ્થિતિ, પાતાળકુવા વગેરે કઈ જગ્યાએ બની શકે તેમ છે તે, બોરીંગ માટે ક્યાં, કેટલે ઊંડે પાણી મળશે તે અને એ ઉપરથી વિભાગવાર પાતાળ કુવા કે બોરીંગ દીઠ શું ખર્ચ આવશે તે સર્વ માહિતી મળે.

## ચાણસમા અને હારિજ તાલુકાઓમાં બોરીંગ

આ વિભાગમાં પીવાના પાણીની સખત તંગી હોય છે. એટલે વડોદરા રાજ્યે ઠેક ઠેકાણે બોરીંગ કરાવેલાં. લગભગ બધાંજ સારાં છે અને કલાકના ૧૦,૦૦૦ ગેલન જેટલું પાણી દરેક આપે છે. મહેસાણા પ્રાંતના સુબાને લાગ્યું કે આટલું બધું પાણી જો કામમાં લેવું હોય તો એને બગડવા દેવું જોઈએ નહિ. ડૉ. સી. સી. શાહ, તે વખતના વડોદરા રાજ્યના ખેતીવિષયક કેમીસ્ટ, ને આ બાબત તપાસ કરવા ફરમાવવામાં આવ્યું.

આ તપાસ વખતે ચાણસમામાં ૪૭ અને હારિજમાં ૨૪ બોરીંગ હતાં. પાણી સતત મળ્યા કરે તેટલાં તે ઊંડાં હતાં. ઉપર જણાવેલાં બોરીંગ પ્રાન્ત પંચાયતોએ કરેલાં હતાં. આ ઉપરાંત ખાનગી બોરીંગ પણ ઘણાં હતાં.

તપાસ બાદ જાણવામાં આવ્યુ કે ૩૦૦ ફૂટ નીચેનું પાણી ઉપરના કરતાં તદન જુદુંજ છે. ૩૦૦ ફૂટ ઉપરના પાણીમા સોડીયમ બાય કાર્બોનેટ હોય છે જ્યારે ૩૦૦ ફૂટ નીચેનામાં સોડીયમ કલોરાઈડ ( ખાવાનુ મીઠું ) હોય છે. બંન્ને જાતના પાણી પ્રમાણમા નુકશાનકારક હોય છે. ઉપલા થરનું પાણી જમીનની માટીમા કેન્દ્રાન કરી નાખે છે અને પછી પાણીનો જમાવ થઈ જાય છે. જ્યારે નીચલા થરનું પાણી જમીનને ખારી બનાવી દે છે.

મહેસાણા જિલ્લામા મોટા ભાગની જમીન ખરબચડી અને ઝીણી રેતીની હોવાથી પાણી જામી જવાનો ભય બહુ નથી. ઉપરાંત જમીનમાં ચુનાનું પ્રમાણ વધારે હોવાથી સો. બા. કા. ની વિરૂદ્ધમાં તે કામ આપે છે. આથી ૩૦૦ ફૂટની ઉપરના પાણીથી જો સિંચાઈ થાય તો જમીન બગડવાનો કોઈ પણ ભય નથી. ફક્ત નીચાણવાળી જમીન અથવા જ્યાં કાદવ-જમાઈ ગયેલો છે તેવી જમીનોમાં સંભાળ રાખવાની જરૂર છે ખરી.

નીચલા થરના પાણીની સિંચાઈમા એટલુ ધ્યાન રાખવું જરૂરી છે કે પાણી વહી જવા માટે પૂરતી સગવડ હોવી જોઈએ. અને જ્યાં મીઠું જમાઈ જાય ત્યાં આગામી વરસાદમાંતે તે ધોવાઈ જાય તેવી સગવડ હોવી જોઈએ. આવી રીતે મીઠાનો જમાવ જો કાબુમાં રાખવામાં આવે તો વાંધો આવે નહિ.

આ બંન્ને જાતની સિંચાઈ જુદા જુદા ગામડામાં થાય છે. અને કંબોઈ જેવા ગામડામાં તો અગિયાર ખાનગી બોરીંગો ચાલે છે. આ પાણી નુકશાનકારક માલમ પડયું નથી. આ બતાવી આપે છે કે ઉપરના થરના પાણીથી અહીંની પ્રજા માહિતગાર છે.

પણ નીચેના પાણી માટે ઠેર ઠેર મતિભિન્નતા જોવા મળે છે. રવિન્દ્રામાં એક ખેડૂતે સાત વર્ષ સુધી આ પાણી વાપર્યું છે અને તેનું ખેતર હજુ તેવુંજ સારું છે. જ્યારે થાગદ અને ચંદ્રોદામા એવી ફરીઆદ હતી કે જમીન એક વર્ષમાંજ બગડી જાય છે. જો બરાબર વહીજવાની સગવડ હોય તો નુકશાન ન થાય તેમ બનવા જોગ છે.

ઉપરની હકીકત પરથી એમ કહીશકાય કે પાણીનું બોરીંગ ૩૦૦ ફૂટથી નીચું ન ખોદવામાં આવે તો જિલ્લાના હારિજ અને ચાણસમા જેવા વિસ્તારોમાં પાણીથી નુકશાન ન થાય.

અમારી તપાસમાં એમ માલમ પડયું છે કે ઊંડા કુવામાંથી આવતુ પાણી એકાદ તળાવ જેવામાં ઠલવાય છે. આ તળાવને બીજી બાજુથી પાણી વહી જવાની સગવડ હોતી નથી. જો આમજ થવા દેવામાં આવે તો (ડૉ. શાહના કહેવા પ્રમાણે કલાકના ૧૦૦૦ ગેલન પાણી રોજનું ૪૦૦ રતલ મીઠુ લાવવે) નજીકની જમીન બગડે તે સંભવ છે. મીઠું આજુબાજુ પ્રસરે અને જમીન ખેડવાલાયક રહે નહિ. આ માટે ચાંપતો બંદોબસ્ત રાખવો જરૂરી છે.

## પાતાળ કુવા

વરસાદની અછત અને કાયમી નદીઓના અભાવને કારણે ભૂજલનો જેટલો વધારે પુરવઠો મળે તે અહીં ઇચ્છવા યોગ્ય છે. જિલ્લામાં દરેક ભાગમાં ભૂજલનો પ્રવાહ સતત છે અને તેથી ખાનગી તેમજ સરકારી પાતાળકુવાઓ વાટે આ પાણીનો ઉપયોગ લેવામાં આવે છે. આમ જો વધારે કુવાઓ હજુ પણ થાય તો અછતને પહોંચી વળાય.

પાતાળકુવા એ કાંઈ નવી વાત નથી. પણ એક પછી એક વર્ષ આછાં આવવા માડતાં ભૂજલ મેળવી રાહત મેળવવા માટે આ પ્રથાને વેગ મળ્યો છે. મુબઇ રાજ્યની આ દિશામાં હિલચાલ જોઈ વડોદરા રાજ્યે પણ ૧૯૧૨ માં આ દિશામાં પોતાની નજર દોડાવી અને તપાસણી શરૂ કરી.

ભૂતકાળમાં માથું ન મારતાં આપણે અત્યારની પરિસ્થિતિ નિહાળીએ. ૧૯૫૦–૫૧ માં વિજાપુર તાલુકામાં ૨૭ પાતાળ કુવાઓ હતા. 'નેશનલ ટયુબ વેલ સ્કીમ' હેઠળ આમાં બીજા ૨૭ નો ઉમેરો થયો છે. આમાંના ૬ બરાબર નીકળ્યા નથી, પણ મોટે ભાગે બધા જ કુવાઓ લગભગ કલાકે ૨૫૦૦૦ ગેલન પાણી આપે છે. એક દુઃખદ વાત એ છે કે આ નેશનલ ટયુબ વેલ સ્કીમ હેઠળ કુલ્લે ૪૦૦ કુવા કરવાના હતા પણ ૧૯૫૨ સુધી ફક્ત ૨૭ કુવાજ થયા હતા. આ પ્રગતિ જોતાં કંઇક કંઇક શંકાઓ ઉદ્ભવે તેમ છે.

## યાંત્રિક સિંચાઇ

બનાસ, સરસ્વતી અને સાબરમતી નદીઓના પ્રદેશમાં યાન્ત્રિક સિંચાઈનો ઉપયોગ કરવામાં આવે તો સારું. આ નદીની સપાટી ઉપર વર્ષના અમુક મહિના પાણી ભરપૂર હોય છે ત્યારે સપાટી નીચેનું પાણી બારે માસ વહેતુ હોય છે. સપાટી નીચેનું પાણી બહુ ઊંડુ નથી હોતુ અને કાંઠાની ફળદ્રુપ જમીનને યાન્ત્રિક સિંચાઈ થી આ પાણી પૂરુ પાડવામા આવે તો પાક ઘણો સારો ઉતરે. વળી એનો ખર્ચ પણ એકર દીઠ રૂા. ૧૫૦–૨૦૦ થી વધારે નથી આવતો. સિદ્ધપુરમા પુનાસન વર્કસ એ એક આવી સફળ યોજનાનો નમુનો છે.

યાંત્રિક સિંચાઈ સહકારી ધોરણે થાય તે માટે સરકારે સહકારી મંડળોને ઓછા વ્યાજે નાણાં ધીરવાની યોજનાઓ ઘડી છે. યંત્રોની કિંમતના ૫૦% જેટલાં નાણાં લાંબાગાળાના ધીરાણે બહુજ ઓછા વ્યાજે મળે છે; ઉપરાંત પપોના અર્ધા ખર્ચ જેટલી કે રૂા ૧૦,૦૦૦ બેમાથી જે ઓછી હોય તેટલી રકમ પ્રાઈ પો વગેરે નાખવાના ખર્ચ પેટે સરતે દરે ધીરવામાં આવે છે. છેલ્લા સમાચાર પ્રમાણે આ યાન્ત્રિક સિંચાઈ સહકારી પ્રવૃત્તિમાં વધારો થતો જાય છે અને ઘણાં નવાં મંડળો ગ્રામવિકાસ વિસ્તારોમાં ઊભા થયા છે, છતાંય આ હજુ સંતોષકારક ન કહી શકાય.

## રેલ અને સિંચાઇનાં કાર્યો

રાધનપુર તાલુકાના કોચંડ પાસે બનાસનદી પર એક નહેર રૂ. ૬,૧૪,૩૩૬ માં બાંધવાની સરકારે મંજુરી આપી છે. આ યોજનાથી શરૂઆતમાં ૧૦,૦૦૦ એકરને પાણી મળશે પણ ધીમે ધીમે જો પાણીનો પુરવઠો પૂરતો હશે તો ૪૦,૦૦૦ એકરને પાણી આપવામાં આવશે.

એજ તાલુકામાં પાટણ નજીક અન્નવાડા આગળ એવીજ બીજી યોજના છે. આ યોજના બહુ આશાસ્પદ છે અને વધારે તપાસ માગે છે. જ્યારે સંપૂર્ણ થશે ત્યારે મોટા ભાગની પ્રજાને ખરીફ તેમજ રવી પાક માટે પાણીનો પુરવઠો મળશે.

ખેરાળુ, સિદ્ધપુર, વિસનગર તાલુકાઓમાં પણ જો મહેનત કરવામાં આવે તો આવી યોજનાઓને અવકાશ છે.

## વહેળા ઉપરના બંધ

ખેરાળુ, વિસનગર, મહેસાણા, સિદ્ધપુર અને ચાણસમા વગેરે તાલુકાઓમાં ઠેકાણે ઠેકાણે વહેળાઓ હોય છે જે ચોમાસામાં પાણીથી ભરપૂર હોય છે. જો દર દસ માઈલને છેટે નાના બંધ બાંધવામાં આવે તો ઘણો ફાયદો થવા સંભવ છે. આમ કરવાથી સપાટી નીચેનું પાણી વધે અને ઝાડી વધે, ઉપરાંત ભૂજલની સપાટી ઊંચી આવે. ઉપરાત જો વધારે પાણી ભરી રાખવામાં આવે તો યાંત્રિક સિંચાઈ માટે પાણી લેવાય પણ ખરું.

જમીનના રક્ષણની તેમજ કોન્ટર બંધ વગેરે જેવી વરસાદના પાણીની સાચવણીની યોજનાઓ અહીં મોટા પ્રમાણમા હોવી જરૂરી છે. જમીન રક્ષણ ખાતાએ (Department of Soil Conservation) લગભગ ૧૮૬૩ એકર જમીન આમ બાંધી દીધી છે અને હજી વધુ બાંધશે તેમ આશા છે છતાં પણ લોકોનાં અજ્ઞાન અને જુનવાણી વિચારોને લીધે આ યોજનાનો પૂરતો લાભ લેવાતો નથી.

## સાબરમતી નદી યોજના

ધારોઈ નજીક સાબરમતી નદી પર એક મોટો બંધ બાંધવાના હિસ્સા તરીકે 'સાબરમતી પીક–અપ વેર યોજના' તૈયાર કરવામાં આવી છે. આ યોજનાથી સિંચાઈ તેમજ વિદ્યુત બંને મળી શકે તેમ છે. મુંબઈ સરકારે શરૂઆતમાં આ માન્ય રાખેલી પણ બહુ મોટો ખર્ચ અને નજીવી આવકના કારણે એ પડતી મૂકવામાં આવેલી. આ પડતી મૂકવાનું બીજું એક કારણ એ પણ આપવામાં આવેલું કે યોજનાથી અમદાવાદનો પાણીનો પુરવઠો ઓછો થાય. ડૉ. એમ. આર. સાહની (જિયોલોજીકલ સર્વે ઑફ ઇન્ડીઆવાળા) એ માર્ચ ૧૯૪૪ માં ધારોઇની તપાસણી કરી હતી અને આ પ્રમાણે લખ્યું છે, "ધારોઇ અને આંબાવાડા બંને ટેકરીઓ જોડી દઈ એક બંધ બાંધવો. બંને ટેકરીઓ સખ્ત કાળમીંઢ પથ્થરની છે અને નદીના પટમાં ૧૭ ખોદીંગો થયાં છે એ જોતાં આ જગ્યા આવા બંધના પાયા માટે ઉત્તમ લાગે છે. જોકે જગ્યાએ જગ્યાએ આ કાળમીંઢની જાત બદલાયછે પણ બધીજ જાતો સખ્ત હોવાથી બંધ માટે સારી છે."

આની નીચે દેરીઆથી વીસ માઇલ દૂર અને રાજુરીપૂરથી ત્રણેક માઇલ દૂર તેમણે એક બીજી જગ્યા પણ બંધ માટે શોધી કાઢી હતી.

વડોદરા રાજ્યે ડૉ. શીરીલ ફોકસની સલાહ લીધી હતી અને તેમના કહેવા પ્રમાણે રાણુસીપુરની બીજી જગ્યા હોવાનો ઉપરની વાતને ટેકો આપ્યો હતો.

અત્યારે આ યોજના સેન્ટ્રલ વૉટર ઍન્ડ પાવર કમીશનની તપાસ હેઠળ છે. આ યોજના પ્રમાણે સાબરમતી નદીમાં ધારોઈ આગળ ૧૨૦ ફૂટ ઊંચો બંધ બાંધવાની વિચારણા છે. તળાવનું કદ દશ લાખ એકર ફૂટ એટલે કે ૪૩૦૦૦૦ લાખ ફૂટ હશે. આ પાણી વપરાશ કરતાં વધુ છે અને ખરાબ વર્ષોમાં પૂરતા પ્રમાણમાં પાણી આપી શકાય તેમ છે.

ઉપરાંત ૨૦૦૦ કીલોવૉટ વિદ્યુતશકિત ઉત્પન્ન કરવાની પણ વિચારણા છે. આમાંની ઘણીખરી શકિત મહેસાણા જિલ્લામાં યાંત્રિક સિંચાઈ માટે વપરાશે અને બાકીની ગામડાં વગેરેમાં આપવામાં વપરાશે.

ઉપરાંત રાણુસીપુર આગળ આમાંથી એક નહેર લઈને લગભગ એક લાખ એકર જમીનને પાણી પૂરું પાડવાની પણ યોજના છે. સાથે સાથે ૧૦૦ ક્યુસેક્સ જેટલું પાણી અમદાવાદ શહેરના વપરાશ માટે પણ મળશે. આમ પ્રાથમિક દૃષ્ટિએ આ પ્રદેશ માટે યોજના ઘણો ફાયદો કરશે એમ લાગે છે. માટે બનતી ત્વરાએ આ યોજના અમલમાં આવે તેમ મહેનત થવી જોઇએ.

## તારવણી

સિંચાઈના પ્રકારો વિસ્તારથી આપણે ઉપર જોઈ ગયા. આ ઉપરથી નાનાં સિંચાઇ કામોમાં પાતાળકુવા સૌથી વધુ ફાયદાકારક હોય તેમ લાગે છે. અને આ માટે સહકારી મંડળો સ્થાપી જો કાર્ય હાથમાં લેવાય તો બહુ સારી પ્રગતિ થવાની આશા છે.

ઉપરાંત સરકાર પણ નાની નાની યોજનાઓ ને વધુ બહાલી આપે છે. એ તળાવ સુધારણા વગેરે તેમની યોજનાઓથી બહુ સ્પષ્ટ છે. આ જિલ્લામાં જો સરકાર વધુ પૈસાની મદદ કરે, પછી તે ધીરાણથી અથવા બીજી રીતે, તો બોરીંગ પણ વધુ સારી રીતે વધારી શકાય. આમ ૧૫૦ વીઘાં ખેડતાં દુકાળગ્રસ્ત વિસ્તારનાં ગામડામાં બે થી ત્રણ પાતાળકુવા હોય તે નેમ હોવી જોઈએ.

૨૫ એકરથી ઓછા વિસ્તાર માટેની નાના કુવાની યોજનાઓ તો સરકારજ સારી રીતે પાર પાડી શકે. અને અવારનવાર તે કરવામાં પણ આવે છે. મોટી મોટી યોજનાઓ ભારત સરકારે હાથમાં લેવી જોઈએ.

ઉપરની નેમ માટેની યોજના :—

(૧) દરેક સહકારી મંડળ કે જે બોરીંગ કરાવવા ઇચ્છતી હોય તેને તગાવી અથવા મદદ રૂપે અમુક ટકાના ચોક્કસ ધોરણ ઉપર મદદ મળવી જોઈએ.

(૨) આવી યોજનામાં ઓછામાં ઓછી ૧૦૦ વીઘાં જમીનને ફાયદો થતો હોવો જોઇએ.

(૩) જ્યારે મંડળ સ્થપાય ત્યારે ૧૯ વર્ષમાં ભરપાઈ કરાય તેમ નાણાં ધીરવાં. ભારત સરકાર સ્થાપના પછી બે વર્ષ પછી દસ વર્ષના ગાળામાં પૈસા પાછા આપવાની વહેંચણી પણ કરી શકે.

(૪) સોસાયટીના ૫૧% મેમ્બરો જમીનના માલિકોજ હોવા જોઈએ.

(૫) જ્યાં બોરીંગ નિષ્ફળ જાય કે પાણી નકામું નીકળે ત્યાં સરકારે ૬૦૦૦ રૂા. સુધીનું ખર્ચ ઉપાડી લેવું જોઇએ.

ખોદકામની સ્થિતિ, પાણીની સપાટી વગેરેના સંપૂર્ણ અનુભવ પછી ઉપરની સૂચનાઓ આપી છે. મુખ્યત્વે આ મદદ તગાવીમાં જ હોય તો સરકાર ઉપર અનહદ બોજો ન આવે. સરકારની નાની યોજનાઓ કરતાં આ પ્રત્યે વધારે ધ્યાન આપીએ કારણકે ફક્ત ૧૦૦ ગામડાંને બે કુવા થાય તો પણ વિસ્તારને દુકાળમાં લડવાની ઘણી શક્તિ મળે.

ઉપરની યોજનાથી નીચે પ્રમાણે પરિણામ આવવાનો સંભવ છે :—

(૧) કુવાની નિષ્ફળતાનું આ વિસ્તારમાં પ્રમાણ ૨૫% છે. માટે બહુ તો સરકારને દર ૪૦૦ એકરે ૬૦૦૦ રૂા. નો ખર્ચ થયેલો ગણાય.

(૨) દર ૪૦૦ એકરે રૂા. ૪૦,૦૦૦ પૂરા પાડવા પડે. આમાંથી ૫૦ ટકા તો તગાવી હોઇ પાછા આવી જાય, આમ દર એકરે ફક્ત ૧૦૦ રૂા નો ખર્ચ થાય. તેપણ મદદ રૂપે તો ફક્ત ૫૦ રૂા. થાય, કારણ બાકીના તો તગાવી પેટે પણ આપી જાય. નાની યોજનાઓ (Minor Irrigation Scheme) ના હિસાબે આ ખોટું ન કહી શકાય.

(૩) શરૂઆત કરી આખી યોજનાને બે વર્ષ પછી તગાવી પ્રમાણે ફેરવી શકાય. આમ સરકારને જરા પણ બોજો ન પડે. હા નિષ્ફળ યોજનાઓમા દર ચાર બોરીંગે રૂા. પાંચથી ૭ હજાર સરકારે વેઠવા પડે.

જિલ્લા વિકાસ ખાતાએ (District Dev. Board) આપેલાં સૂચનો ટુંકમાં ઉપર આપ્યાં છે ને ભારત સરકાર આગળ મૂકવામા આવ્યાં છે. આ માટે બહુ મહેનત કરવી પડે તેમ નથી કારણ કે યોજનાના પૈસાનો સંપૂર્ણ રીતે સદ્વ્યય થાય છે.

---

## પ્રકરણ ૮

## પશુધન

કાંકરેજની ગાયો અને મહેસાણાની ભેંસો ગુજરાતમાં ખૂબ જાણીતી છે. હારિજ અને રાધનપુર તાલુકામાં થતી વઢિયારી ઢોરની જાત સારી મનાય છે. વર્ષો થયાં આ જાત રબારીઓએ સાચવી છે. સામાન્ય રીતે ગુજરાતમાં, અને ખાસ કરીને ખેડામાં કોઢપ્રથા પ્રવર્તે છે, જ્યારે અહીંની ખાસિયત રખડુ પ્રથા ( nomadic ) છે.

### પશુસંખ્યા

૧૯૨૦ પર્યંત વડોદરા રાજ્યમાં નિયમિત પશુગણતરી કદી થઈ નથી, રાજ્યના ખેતીધનની માહિતી મેળવવા પૂરતો જ મહેસુલ ખાતા તરફથી પશુધનનો અડસટ્ટો પ્રતિવર્ષ કરવામાં આવતો. પશુવસ્તી ગણતરીનો પહેલો પ્રયાસ ૧૯૨૦ માં થયો. આ ગણતરીએ રજુ કરેલુ પરિસ્થિતિનું ચિત્ર અસંતોષકારક હતું. અને દર પાંચ વર્ષે આવી ગણતરી કરવી એમ નક્કી કરવામાં આવ્યુ. જો કે એ નિર્ણય અમલમાં મૂકાયો નહીં. ૧૯૩૦ ની વસ્તીગણતરી સાથોસાથ પહેલીજ વાર પશુગણતરી પણ સંપૂર્ણપણે કરવામાં આવી.

ઢોરોની વસ્તીના વધારા ઘટાડાની અસર ખેડાણ જમીન પર શી છે, દૂઝણાં ઢોર કેટલા પ્રમાણમાં છે અને હજી જોડાતા ઢોર કેટલા છે, ઈ. પ્રશ્નોનો અભ્યાસ ખૂબ રસપ્રદ છે. વિલીનીકરણ બાદ જિલ્લાની પુનર્રચના થવાને કારણે તે પહેલાના આંકડાઓ અને હાલના આંકડાઓ સરખાવી શકાય એમ નથી. પશુવસ્તીની પરિસ્થિતિના અભ્યાસ માટે આપણે વિલીનીકરણ પૂર્વેના આંકડાઓ તપાસીશું.

### મહેસાણા જિલ્લાની પશુવસ્તીમાં ફેરફારો : ૧૯૩૦-૪૫

| પશુની જાત | ૧૯૩૦ | ટકાવાર ફેરફાર (૧૯૨૦ થી) | ૧૯૪૦ | ટકાવાર ફેરફાર (૧૯૩૦ થી) | ૧૯૪૫ | ટકાવાર ફેરફાર (૧૯૪૦ થી) |
|---|---|---|---|---|---|---|
| આખલા અને બળદ | ૧,૭૩૪૨૯ | −૪૦.૫ | ૧૮૧૭૩૨ | +૪.૭ | ૧૬૭૪૬૯ | −૭.૮ |
| ગાય | ૭૭૧૬૫ | −૮ | ૬૬૯૨૭ | −૧૨.૧ | ૭૭૫૧૮ | +૧૫.૮ |
| ભેંસ | ૧૯૮૮૪૪ | +૪.૨ | ૨૦૭૦૯૪ | +૪.૧ | ૨૧૭૪૫૦ | +૫ |
| પાડા | ૬૧૦૫ | −૨૯ | ૧૧૩૯ | −૮૧.૩ | ૬૧૦ | −૪૬.૪ |
| વાછરડાં–પાડીઓ | ૧૪૦૧૩૦ | +૮.૯ | ૧૭૯૭૪૦ | +૨૮.૨ | ૧૭૭૦૫૬ | −૧.૪ |

આધાર : લાઈવસ્ટોક સેન્સસ, બરોડા સ્ટેટ

ઉપરના કોઠા પરથી એ સ્પષ્ટ છે કે આખલા–બળદની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી ગઈ છે. ૧૯૨૦ થી ૧૯૩૦ દરમ્યાન ઘટાડો ૪૦ ટકા થયો. ૧૯૪૦ થી ૧૯૪૫ દરમ્યાન પણ ૮ ટકાનો ઘટાડો થયો છે, જો કે વચમાં ૧૯૩૦ થી ૧૯૪૦ ના દાયકામાં થોડોક વધારો થયેલો. એ જ પ્રમાણે પાડાની

વસ્તીમાં પણ ભારે મોટો ઘટાડો થયો છે. હળખેંચતા ઢોરોની સંખ્યામાં ઘટાડો થાય એ સૂચવે છે કે ખેડૂતના પશુધનમાં ઘટાડો થયો છે. કૃષિકાર માત્ર પશુધનમાં જ ગરીબ થયો છે એમ નહીં, એની ખેતી પર પણ માઠી અસર આને અંગે થઈ છે.

ગાયની વસ્તીમાં પણ એવીજ પરિસ્થિતિ છે. પરંતુ ગાયની વસ્તીના ઘટાડા સામે ભેંસની વસ્તીનો વધારો થયો છે એટલે મહદ અંગે સમતુલા જળવાય ગયું છે. એક હકીકત નોંધવા જેવી છે : છેલ્લા દાયકામાં વાછરડાં અને પાડીઓની સંખ્યા ઘટી ગઈ છે. આવું જ જો ચાલુ રહે તો ભવિષ્યમાં ગાય–ભેંસોની અછત ઊભી થવા સંભવ છે.

જિલ્લાની પુનર્રચના બાદ પરિસ્થિતિ કંઈક બદલાઈ છે. પશુસંખ્યાની અત્યારની પરિસ્થિતિ નીચે મુજબ છે :

### પશુવસ્તી, ૧૯૫૨

| પ્રદેશ | ગાય-ભેંસ-બળદ વિ (હજારમાં) | ઘેટાં-બકરાં (હજારમાં) | ખેડાણ હેઠળની જમીન (૧૦૦૦ એકરમાં) | પશુ દીઠ જમીન (એકરમાં) |
|---|---|---|---|---|
| ગુજરાત | ૫૩૦૭ (૧૦૦) | ૧૭૬૪ (૧૦૦) | ૧૪૧૪૪ (૧૦૦) | ૨.૦ |
| સૌરાષ્ટ્ર | ૧૩૮૦ | ૧૮૩૨ | ૬૮૬૦ | ૨.૪ |
| મહેસાણા | ૭૩૮ (૧૩.૯) | ૨૭૪ (૧૪.૭) | ૧૯૫૯ (૧૩.૮) | ૧.૯ |
| | ઢોર ૩૯૩ | ઘેટાં ૧૦૪ | | |
| | ભેંસો ૩૪૪ | બકરાં ૧૫૯ | | |

આધાર : લાઇવસ્ટોક સેન્સસ, ગવર્મેંટ ઑફ મુંબઈ

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે સમગ્ર ગુજરાતનું ૧૪ ટકા ગાય–ભેંસ અને ૧૫ ટકા ઘેટાં–બકરાંનું પશુધન જિલ્લામાં છે. ખેડાણ હેઠળની જમીનના પ્રમાણમાં સૌરાષ્ટ્ર કરતાં ગાય–ભેંસ અહીં ઘણાં વધારે છે, પણ ગુજરાત તેમજ સૌરાષ્ટ્ર બન્નેની સરખામણીએ પશુ દીઠ ખેડાણ હેઠળની જમીનનું પ્રમાણ ઓછું છે. દર એકર જમીન ઉપર પશુધનની ઘનતા જોતાં જમીનની જાત અને તેની ઉપજ બન્ને ધ્યાનમાં લેવા જરૂરી છે. સૌરાષ્ટ્રની જમીન આ દૃષ્ટિએ ઓછી ફળદ્રુપ છે. હિંદુસ્તાનના ૧.૨ એકર પશુદીઠ આંકડાની દૃષ્ટિએ આ જિલ્લાની સ્થિતિ સારી કહી શકાય.

ગાયભેંસની જમીન ઉપર ઘનતા જોતાં દર ચો. માઈલે ૨૫૮ થાય છે જ્યારે ઘેટાંબકરાંની દર ચો. માઈલે ૬૪ થાય છે. તાલુકાવાર સ્થિતિ નીચે પ્રમાણે છે :—

### પશુધન અને મનુષ્યોની ઘનતા

| તાલુકા | ગાયભેંસ વગેરેની ઘનતા | ઘેટાંબકરાંની ઘનતા | મનુષ્યોની ઘનતા |
|---|---|---|---|
| વિજાપુર | ૨૪૮.૧ | ૬૩.૯ | ૫૬૨ |
| વિસનગર | ૨૭૭.૭ | ૯૦.૮ | ૫૪૮ |
| મહેસાણા | ૨૨૩.૦ | ૬૯.૮ | ૫૫૬ |
| સમી | ૭૮.૫ | ૪૩.૯ | ૯૨ |

| | | | |
|---|---|---|---|
| રાધનપુર | ૧૨૯.૯ | ૮૪.૦ | ૧૭૦ |
| સાંતલપુર | ૭૭.૦ | ૭૧.૧ | ૯૨ |
| કલોલ | ૧૧૬.૩ | ૫૭.૯ | ૫૯૧ |
| હારિજ | ૧૩૭.૫ | ૪૬.૫ | ૨૧૨ |
| ખેરાળુ | ૨૩૨.૪ | ૬૬.૦ | ૩૮૯ |
| કડી | ૧૫૯.૫ | ૪૩.૦ | ૩૮૫ |
| ચાણસમા | ૧૭૮.૫ | ૫૯.૦ | ૬૩૪ |
| પાટણ | ૨૦૨.૦ | ૮૪.૪ | ૪૧૬ |
| સિદ્ધપુર | ૨૫૮.૪ | ૬૩.૪ | ૬૦૬ |
| કુલ | ૧૭૮.૪ | ૬૪.૦ | ૩૫૭ |

ગાયભેંસની ૨૭૮ અને ૨૫૮ વસ્તીવાળા વિસનગર અને સિદ્ધપુર તાલુકામાં ઘાડો વસવાટ માલૂમ પડે છે. સમી, સાંતલપુર અને રાધનપુર જેવા તાલુકાઓમાં મનુષ્ય ઘનતા ઓછી છે અને તેમ ગાયભેંસ તેમજ બકરાંઘેટાંની ઘનતા પણ ઓછી છે.

## દુઝાળાં અને વસૂકેલાં ઢોર

પશુવસ્તી ગણતાં તેની સંખ્યા એકલીજ ધ્યાનમાં લેવા કરતાં જાત એટલે કે દુઝાળાં ઢોર, હળખેંચતા ઢોર અને નકામાં જાનવરોનું કુલ વસ્તીસાથેનું પ્રમાણ જાણવું ખાસ જરૂરી છે.

### મહેસાણા જિલ્લામાં દુઝાળાં અને વસૂકેલાં ઢોરનું પ્રમાણ, ૧૯૫૦

| વિભાગ | દુઝાળાં | | વસૂકેલાં વગેરે | |
|---|---|---|---|---|
| | ગાય (ટકામાં) | ભેંસ (ટકામાં) | ગાય (ટકામાં) | ભેંસ (ટકામાં) |
| મહેસાણા જિલ્લો | ૪૬ | ૬૦ | ૫૪ | ૮૦ |
| વિજાપુર | ૪૧ | ૫૯ | ૫૯ | ૪૧ |
| વિસનગર | ૬૧ | ૮૮ | ૩૯ | ૧૨ |
| મહેસાણા | ૪૧ | ૫૫ | ૫૯ | ૪૫ |
| સમી | ૪૦ | ૪૫ | ૬૦ | ૫૫ |
| રાધનપુર | ૪૩ | ૫૫ | ૫૭ | ૪૫ |
| સાંતલપુર | ૫૦ | ૫૨ | ૫૦ | ૪૮ |
| કલોલ | ૪૫ | ૬૪ | ૫૫ | ૩૬ |
| હારિજ | ૪૭ | ૫૫ | ૫૩ | ૪૫ |
| ખેરાળુ | ૪૬ | ૫૭ | ૫૮ | ૪૩ |
| કડી | ૪૬ | ૬૦ | ૫૪ | ૪૦ |
| ચાણસમા | ૪૮ | ૫૭ | ૫૨ | ૪૩ |
| સિદ્ધપુર | ૪૫ | ૫૪ | ૫૫ | ૪૬ |
| પાટણ | ૪૮ | ૫૫ | ૫૨ | ૪૫ |

આધાર : લાઈવસ્ટોક સેન્સસ, ૧૯૫૦

૪૬૦% ગાયો અને ૬૦% ભેંશો દૂઝાળાં છે. અને વસૂકી ગયેલી ગાયોનું પ્રમાણ વધુ છે. બિનઉપજાઉ ઢોરનું અમુક પ્રમાણતો અનિવાર્ય છે પણ જો તે બહુજ હોય તો તેનો અર્થ એજ થાય કે કાંતો દૂધ બહુ ઓછા સમય સુધી આપતાં હોય અથવા તો ઢોરનું ઝાજ થવાનું પ્રમાણ ઓછું હોય.

દૂઝાળાં ઢોરનો પ્રશ્ન વસ્તીના પ્રમાણમાં માણસ દીઠ કેટલું દૂધ મળે છે તે તરફ આપણું લક્ષ ખેંચે છે. નીચેના કોઠો દૂઝાળાં ઢોર દીઠ કેટલાં માણસ છે તે અને માણસ દીઠ કેટલું દૂધ મળે છે તે સમજાવે છે.

## મહેસાણામાં વસ્તી અને દૂધનો પુરવઠો — ૧૯૨૧–૫૧.

| વર્ષ | દૂધાળાં જાનવર ગાય અને ભેંશો | વસ્તી | દર ઢોર દીઠ માણસનું પ્રમાણ | જિલ્લામાં દૂધનો દૈનિક પુરવઠો (શેરમાં) | માણસ દીઠ સરેરાશ પુરવઠો (દૈનિક) |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૨,૭૨,૯૦૭ | ૯,૦૦,૫૭૮ | ૩·૩ | ૯,૪૭૯૭૬ | ૦·૯૫ |
| ૧૯૩૧ | ૨,૭૫,૦૦૯ | ૧૦,૧૦,૦૦૭ | ૩·૪ | ૮,૯૪૭૯૮ | ૦·૮૮ |
| ૧૯૫૧ | ૧,૮૫,૫૨૪ | ૧૪,૭૧,૬૬૨ | ૭·૯ | ૧૨,૬૯૦૮૪ | ૦·૮૬ |

ઉપરના આંકડાઓમાંના ૧૯૨૧ તથા ૧૯૩૧ ના આંકડા વડોદરા રાજ્યના વસ્તીગણત્રી પત્રક માંથી લીધા છે. ૧૯૫૧ ના આંકડા મળતી માહિતીને આધારે ભેગા કરવામાં આવ્યા છે. ૧૯૩૧ ની વસ્તીગણત્રી વખતે ઉત્તર ગુજરાતની ગાયો દૂધ માટે નકામી ગણવામાં આવતી. ઈન્ડીઅન કાઉન્સીલ ઑફ એગ્રીકલ્ચરલ રીસર્ચે કરેલી તપાસણી ઉપરથી ૧૯૫૧ ના આંકડા આપવામાં આવ્યા છે. એ હિસાબે કાંકરેજની ગાય સરેરાશ ૩.૯ રતલ દૂધ અને ભેંશ ૭.૯૪ રતલ દૂધ આપે છે. આપણે ૪ અને ૮ રતલ નું પ્રમાણ લીધું છે. એ આધારે તૈયાર થયેલું ચિત્ર આશાસ્પદ નથી. દૂધ આપતાં જાનવર દીઠ માણસોની સંખ્યા વધી છે. અને તેથીજ માણસ દીઠ દૂધનો પુરવઠો ઘણોજ ઘટી ગયો છે. ઉપરાંત અમદાવાદ જેવું ઔદ્યોગિક શહેર નજીકમાં હોવાથી દૂધનો સારો એવો જથ્થો ત્યાં ખેંચાઈ જાય છે. અને આમ જિલ્લાની અંદર દૂધનો પુરવઠો ઓછો થાય છે.

જાનવરની બીજી ઉપયોગિતા, જેવી કે બળદને હળ જોડવાના કામમાં લેવાં તે, જોતાં કાંકરેજ તાલુકાની જાત બહુજ જાણીતી ગણી શકાય. અને એમ પણ કહેવાય છે કે ઉત્તર ગુજરાતમાં દૂધ માટે નહિ પણ બળદ માટેજ ગાયો રાખવામાં આવે છે. હળ ખેંચવામાટે કાંકરેજના બળદની કિંમત બહુ ઊંચી અંકાય છે અને ગુજરાત અને કાઠિયાવાડમાં બહુ બહોળા પ્રમાણમાં તે વપરાય છે. પહેલાંના વખતમાં ત્યાંની જાતને ઊંચી લાવવા માટે આ બળદોની ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં પણ નિકાસ કરાતી. ખેતી માટે આખલાનો ઉપયોગ જૂજ છે માટે બળદનીજ ગણત્રી કરવી ઠીક પડે તેમ છે.

સંખ્યાની દૃષ્ટિએ બળદની આ વિસ્તારમાં અછત છે કે નહિ તે જોવા માટે બળદની એક જોડ દીઠ કેટલા એકર જમીન સરેરાશ ખેડાય છે તે જોઈએ.

## જોડ દીઠ ખેડાતી જમીનનું પ્રમાણ

| વર્ષ | વીઘાં |
|---|---|
| ૧૯૧૦ | ૨૧.૮ |
| ૧૯૨૦ | ૨૩.૦ |
| ૧૯૩૦ | ૨૭.૫ |
| ૧૯૪૦ | ૨૪.૧ |
| ૧૯૫૦ | ૩૧.૯ |

આધાર : સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ એન્ડ સેન્સસ ૧૯૩૧ વડોદરા સ્ટેટ એન્ડ લાઇવસ્ટોક સેન્સસ ૧૯૫૦

ઉપરના આંકડા ઉપરથી જણાય છે કે. ઉત્તરોત્તર દાયકામા દર જોડ દીઠ ખેડાતી જમીનનું પ્રમાણ વધતું જાય છે. આનું કારણ એ પણ હોઈ શકે કે ખેડૂતોની આર્થિક સ્થિતિ દિવસે દિવસે નબળી થતાં જિલ્લા બહાર ઢોર વેચવા પડતા હોય. ઢોરનો વેપાર અહીં બહુજ મોટો છે અને આમ સંખ્યામાં ઘટાડો થવામાં એનો હિસ્સો પણ ઓછો નહીં હોય.

તાલુકાવાર ચિત્ર નીચે પ્રમાણે છે.

## મહેસાણા જિલ્લાના કેટલાક તાલુકાઓમાં બળદની એક જોડ દીઠ ખેડાતી જમીન

| તાલુકા | ૧૯૨૦ | ૧૯૩૦ | ૧૯૫૦ |
|---|---|---|---|
| વીસનગર | ૨૨.૧ | ૨૨ ૭ | ૨૫ ૬૭ |
| પાટણ | ૨૩ ૭ | ૨૨ ૯ | ૨૯.૪૧ |
| સિદ્ધપુર | ૨૪.૫ | ૨૩.૧ | ૨૨.૯૫ |
| મહેસાણા | ૨૨.૨ | ૨૫.૩ | ૩૨.૮૧ |
| ખેરાળુ | ૨૦.૮ | ૨૬.૩ | ૨૧.૪૨ |
| વિજાપુર | ૧૩.૨ | ૨૭ ૫ | ૨૮.૩૯ |
| કલોલ | ૨૫ ૬ | ૨૯.૬ | ૩૭ ૯૧ |
| ચાણસ્મા | ૨૭.૦ | ૩૩.૧ | ૩૫ ૭૦ |
| કડી | ૨૨.૮ | ૩૫.૨ | ૪૧.૧૪ |
| હારિજ | ૨૮.૬ | ૪૨.૬ | ૪૩.૮૬ |

આધાર વડોદરા સેન્સસ ૧૯૩૧ અને લાઈવસ્ટોક સેન્સસ ૧૯૫૦ ના ઉપરથી એકત્રિત

ઉપરના કોઠા ઉપરથી ચોકખું જણાઇ આવે છે કે દરેક તાલુકામાં જોડ દીઠ ખેડાતી જમીનનું પ્રમાણ વધતું જાય છે. એક જોડ દીઠ નિયમિત ૨૦ વીઘાં જમીન ખેડી શકાય. આ જોતા દરેક તાલુકામાં ખેતી લાયક જાનવરની અછત જણાય છે. જોકે જમીન, પાક અને પાણીનો પુરવઠો આ બધાં ઉપર આ નિયમિત જમીનનો આધાર છે. માટે આ જગ્યા ૨૦ વીઘાંને બદલે ૩૦ વીઘાં લેવી જોઈએ. આ ગણત્રીએ પણ લગભગ પાંચ તાલુકામાં જાનવરોની અછત જણાય છે.

મ /

આ સ્થિતિનો ખ્યાલ ખાતેદાર દીઠ કેટલા નંગ ઢોરમાં કેટલા જાનવર હતા તે જોતાં વધુ આવશે.

| વર્ષ | ખાતેદાર દીઠ મહેસાણા ભેંસની સંખ્યા |
|---|---|
| ૧૯૨૦ | ૧૨૦ |
| ૧૯૩૦ | ૧૦૬ |
| ૧૯૫૦ | ૧૦૪ |

આધાર : બરોડા સેન્સસ ૧૯૩૧, ડિસ્ટ્રિક્ટ સેન્સસ ૧૯૫૧ અને રજીસ્ટ્રાર એગ્રીકલ્ચર ઑફિસર પાસેથી મળેલા આંકડાના આધારે

## પશુધનની જાત

આપણે પશુધનની સંખ્યાત્મક બાજુ જોઈ. એટલુંજ આવશ્યક એની જાત વિષે જાણવું છે પરંતુ એ વિષે જોઈએ એટલી માહિતી મેળવવી મુશ્કેલ છે. આ અંગે વડોદરા રાજ્યના તે સમયના ડીરેક્ટર ઑફ વેટરીનરી એન્ડ એનીમલ હસબન્ડરી ડૉ. મુદે એ મહેસાણા જિલ્લાના કેટલાક રબારી કુટુંબોની તપાસ કરી હતી. એ આ એક નોંધપાત્ર પ્રયત્ન હતો. નીચેના કોઠામાં વડોદરા સરકારને એમણે આપેલા નિવેદનમાંથી માહિતી લીધી છે.

| વિષય | ૫૦ વર્ષ પહેલાની પરિસ્થિતિ | અત્યારની પરિસ્થિતિ |
|---|---|---|
| ૧. ઢોર ઉછેરના વ્યવસાયમાં પડેલા રબારી | ૧૦૦ ટકા | ૬૦ ટકા |
| ૨. કુટુંબ દીઠ સરેરાશ ઢોરની સંખ્યા | ૧૫ થી ૩૦ | ૬ થી ૧૫ |
| ૩. પહેલી વિયાણની ઉંમર | ૩ થી ૩½ વર્ષ | ૪ થી ૬ વર્ષ |
| ૪. વિયાણનો આંતરો | ૧૫ થી ૧૮ મહિના | ૧૮ થી ૩૬ મહિના |
| ૫. સરેરાશ દૂધનું ઉત્પાદન | ૮ રતલ | ૩ રતલ |
| ૬. ગાયના જીવન દરમિયાન વાછરડાંની સંખ્યા | ૬ થી ૮ | ૨ થી ૪ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે ઢોરોનો ઉછેર ઉત્તરોત્તર બગડતો ગયો છે. ગાયની વાછરડાં જણવાની શક્તિ એક તૃતિયાંશ થઈ ગઈ છે. પહેલી વખતે વિયાણનો સમય અને દરેક વખતે વિયાણ વચ્ચેનું અંતર વધ્યા છે. ઢોરો પ્રમાણમાં દૂધ ઓછું આપે છે તેમજ દુઝણાનો સમય ઘટવાને કારણે દૂધના પુરવઠામાં ભયંકર ઘટાડો આવ્યો છે. આમ પશુધનમાં સમગ્રપણે બગાડો થતો જાય છે. આ જો ચાલુ રહેશે તો બળદોની સંખ્યા પણ ઘટવાનો ભય રહેશે અને પરિણામે પ્રદેશની કૃષિવિષયક અર્થરચનાને ભારે ફટકો પડશે.

## બગડતી પરિસ્થિતિનાં કારણો

ખેતીપ્રધાન અર્થરચનામાં પશુધનની અગત્ય વધુ હોય છે. એ જોતાં આજની આ પરિસ્થિતિ ગંભીર છે. એના કેટલાક કારણો આ ગણાવી શકાય. પોષણનો અભાવ, ઢોરો વચ્ચેનો મેળબેળ સંબંધ, અપૂરતી અને અયોગ્ય સંભાળ તથા લોકોનું અને વિશેષ કરીને રબારીઓનું અજ્ઞાન અને આળસ. આ કારણો નીચે મુજબના મથાળા હેઠળ મૂકી શકાય (૧) ચારો (૨) સંભાળનો અભાવ (૩) ઉછેરમાં ખામી (૪) ઓલાદ અને રોગ (૫) પશુધનના ઉછેરમાં ખેડૂ પદ્ધતિની સમસ્યાઓ

**ચારો.** જિલ્લાના ઢોરો, ખાસ કરીને ગ્રામવિસ્તારની ગાયો પૂરતું પોષણ નથી પામતા એ એમના દેખાવ ઉપરથીજ તેમજ એમના વિકાસની ધીમી ગતિ, મોડી પરિપકવતા અને ગાયોનો પ્રદીર્ઘ સુવા સમય વગેરે પરથી જણાય છે. ક્રોઢની પ્રથા ખાસ જણાતી નથી તેમજ ગોચર પૂરતા પ્રમાણમા છે નહિ. એક બાજુ વસ્તી વધતી જતી હોય અને પરિણામે (જમીનપર) ખેતી પર દબાણ વધતુ જતુ હોય, બીજીતરફ રોજગારી વધતી જતી હોય એટલે સ્વાભાવિક રીતે ગોચર ઓછા થતા જાય. આર્થિક તપાસની અંદર જે પ્રદેશને જંગલો, ખેડાઉ ખરાબા અને બિનખેડાઉ જમીન તરીકે ઓળખાવવામા આવે છે ત્યા આગળ કુદરતી ગોચર મળી આવે છે. રાધનપુર સિવાય મહેસાણા જિલ્લામા ક્યાય પણ જંગલ નથી. અતિશય ચરાણના લીધે ધીમે ધીમે ચારાની જાતમા બગાડ થતો ગયો છે. ખેડાઉ ખરાબામા ઉપયોગી ઝાડપાલો ઉત્પન્ન ન થતા હોવાને કારણે એ પણ ચારા માટે નકામા છે. ઉપરાત આ ખરાબામા અનેક જાતના ઝાડપાન થાય છે જે રોગગ્રસ્ત હોય છે. એ જ પ્રમાણે બિનખેડાઉ જમીન બિન ઉત્પાદક અને વેરાન હોવાને લીધે નકામી છે.

સામાન્ય રીતે અનાજ અને કઠોળ નહિ પરંતુ જુવાર બાજરીના સૂકા કડબનો ચારા તરીકે ઉપયોગ કરાય છે. હળે જોડાતા ઢોરનો મુખ્ય ખોરાક ગવાર છે. કપાસીઆ એ બહુ જ પોષક ખોરાક ગણાય છે પરંતુ જોઈએ તેના પ્રમાણમા તે મળતુ નથી. સામાન્ય રીતે ઘાસ અને રજકો ચારા તરીકે વપરાય છે. સદ્ભાગ્યે ઊંચી જાતનો ચારો આ જિલ્લામા હોતો નથી.

અદાવતબાજીને કારણે મહુવરેનુ ઘાસ બાળી નાખવાના કિસ્સાઓ અહીં ખૂબ થાય છે. ૧૯૧૪ થી ૧૯૨૪ સુધી દરવર્ષ આશરે રૂા ૨૫૦૦૦ નુ ઘાસ આ રીતે બાળી નાખવામા આવ્યુ છે. આ પ્રવૃત્તિ હાલ વધતી જાય છે અને એને રોકવી જરૂરી છે.

આમ પૂરતા પ્રમાણમા ચારાના અભાવને કારણે પશુધનની જાત બગડતી જાય છે.

(૨) **યોગ્ય કાળજીનો અભાવ.** ઢોરોની વણસતી જતી પરિસ્થિતિનુ બીજુ એક મુખ્ય કારણ ખેડૂતનુ ઢોરો તરફ તેમજ રબારી તરફનુ વિચિત્ર વલણ છે. ગાય તેમજ વાછરડી પ્રત્યે સંપૂર્ણ બેદરકારી, તે એટલે સુધી કે એમને સાવ ભૂખે મારવામા આવે છે. એનુ પરિણામ ઢોરોના ઉછેર પર ઘણુજ માઠુ આવે છે. હળે જોડાયેલા પ્રાણીઓ અને ભેંસોને બરાબર ખવડાવવામા આવે છે પરંતુ ગાયને કદીજ ચારો મળતો નથી. આવા વિચિત્ર વલણના પરિણામો બહુજ ખરાબ આવે છે. દૂધનુ ઉત્પાદન ખૂબ ઘટ્યુ છે અને ઢોરોની જાત પર માઠી અસર થઈ છે. ખેડૂત પાડાને હળે જોડતો નથી એટલે પાડાની શક્તિનો કદીજ ઉપયોગ થતો નથી.

• બીજો એક પ્રશ્ન છે અનાર્થિક ને નકામા ઢોરોનો. ઢોરોની વસ્તીનો મોટો ભાગ આવા પ્રાણીઓનો છે. આગળ જોયુ એમ વસૂકી ગયેલા ગાય ભેંસનુ પ્રમાણ અનુક્રમે ૬૦ અને ૪૦ છે. જિલ્લાના ખેતીવિષયક અર્થતંત્ર પર આ પરિસ્થિતિ ભારરૂપ છે.

ઉપરાત ઢોરોનુ ઉત્પાદક મૂલ્ય એના સંખ્યાબળના પ્રમાણમા અપૂરતુ છે. વસ્તુત અનાર્થિક ઢોરો મોટી સંખ્યામા હોવાને કારણે આ પ્રદેશના ઘાસચારાના પુરવઠા ઉપર બોજારૂપ છે અને પરિણામે ખેતીમાથી નફો થતો નથી. મોટા પ્રાણી કરતા નાનુ પ્રાણી પ્રમાણમા વધુ ખાય છે. આમ ઢોરોની જાત વણસવાને કારણે અનેક પ્રકારનુ નુકશાન થાય છે.

ઢોરોની સંખ્યા એટલી મોટી છે અને એની ક્ષમતા એટલી ઓછી છે કે આ પરિસ્થિતિને બદલવી ઘણી મુશ્કેલ છે. વળી સામાજિક અને ધાર્મિક મંતવ્યો પણ એની આડે આવે છે. ગૌશાળા તેમજ પાંજરાપોળોની સંખ્યા ઓછી હોવાના કારણે નકામાં ઢોરો બહાર રખડતાં હોય છે અને પરિણામે ફાવેતેમ જાતીય મેળન થાય છે અને એથી ઢોરની જાતને લાંબાગાળે અસર પહોંચે છે.

(૩) ઉછેર : ઢોરની જાત બગડતી જાય છે એનું બીજું એક અગત્યનું કારણ સારા Breeding stock નો અભાવ. એવાં કેટલાંયે ગામો છે જ્યાં સાંઢિયાનો અભાવ એટલા માટે જણાય છે કે સારી જાતનો આખલો કોઈ એક ખેડૂત નિભાવી શકે નહિ. ઉપરાંત ઢોરોના માલિક અધતન વૈજ્ઞાનિક પદ્ધતિ વિષે અજ્ઞાન હોય છે.

(૪) ઢોરોના રોગો : ઢોરોની સંખ્યા અને જાત વણસતી જવાનું એક કારણ રોગો પણ છે. ગામડાંમાં ઢોરો જાતજાતના ચેપી રોગો જેવાં કે રીન્ડરપેસ્ટ, પગ અને મોંના દર્દો, એન્થ્રોક્ષ વિ. થી પીડાતા હોય છે. વડોદરા રાજ્યનાં ઢોરોના ચેપી રોગોને લગતી ઈન્ડીઅન કાઉન્સીલ ઑફ એગ્રીકલ્ચરલ રીસર્ચવતી એક તપાસણી કરવામાં આવી હતી. છેલ્લાં દસ વર્ષના આધારભૂત આંકડા ભેગા કરવામાં આવ્યા હતા અને અનેક ગામડાં તથા દવાખાનાંની મુલાકાતોને અંતે આનું પરિણામ બહાર પાડવામાં આવ્યું છે. આખા વડોદરા રાજ્યને આવરી લેતા નીચેના આંકડા મહેસાણા જિલ્લાનો અંશત: ખ્યાલ આપે છે તેમ ગણી શકાય, કારણ કે પશુધનની બાબતમાં વડોદરા રાજ્યમાં મહેસાણા જિલ્લો બહુ અગત્યનો ભાગ હતો.

## ઢોરો ઉપર રોગોનું પ્રમાણ

| રોગ | પ્રમાણ | મૃત્યુ પ્રમાણ |
|---|---|---|
| ૧ હેમોરેજીક સેપ્ટીકેમિયા | ૨૫% | ૯૩% |
| ૨ રીન્ડરપેસ્ટ | ૬૬% | ૫૨% |
| ૩ બોવાઈન સરા | ૪.૫% | ૬૮% |
| ૪ ઇક્વાઈન સરા | ૯% | ૬૧% |
| ૫ પગ અને મોંના | ૪૫% | ૦.૦૦૩% |
| ૬ એન્થ્રોક્ષ | ૦.૨% | ૧૦૦% |

ચેપી ન હોય તેવા રોગોમાં શીંગડાંનો 'કેન્સર' ૧૦ થી ૧૩ ટકા હોય છે. ઉપરના કોઠા પરથી જણાશે કે પગ અને મોંના રોગનું પ્રમાણ ઘણું વધારે છે; જ્યારે મૃત્યુ પ્રમાણ પણ નીચેના રોગોમાં વધારે છે.

રોગનું પ્રમાણ જોતાં જાનવરનાં દવાખાનાંની સંખ્યા દસ છે તે ઘણીજ ઓછી કહેવાય. વધારામાં માત્ર રાધનપુર, સાંતલપુર, સમી અને હારિજ જેવા તાલુકાઓમાં કે જ્યાં જાનવરોનું પ્રમાણ વધારે છે, ત્યાં એક પણ દવાખાનું નથી. દવાદારૂ, રોગ અવરોધક અને નિવારક કાર્યોના અભાવને લીધે મરણ પ્રમાણ વધુ છે અને ઢોરનું સ્વાસ્થ્ય પણ બગડતું જાય છે.

**(૫) ઢોરને જાળવવાની રીત :** ઢોરની જાળવણીની રીત અહીં વિચિત્ર છે. ચરાવવાની પદ્ધતિ આ જિલ્લાના પશુધનના ઉત્કર્ષમાં મોટો ભાગ ભજવે છે. કાંકરેજની જાત સુધારવી હોય અને પશુધનમાં સુધારો કરવો હોય તો વસ્તુસ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરવો જરૂરી છે.

## ગુજરાતમાં ઢોર પાળવાની પ્રથા

સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ઢોર ઉછેરવાની પદ્ધતિને બે ભાગમા વહેચી શકાય. (૧) કોઢ પ્રથા અને (૨) ચરાવવાની પ્રથા. પહેલી પ્રથા જ્યાં જ્યાં વ્યવસ્થિત જમીનદારી અથવા ખેતી છે ત્યા છે જ્યારે બીજી પ્રથા જેમની પાસે જમીન નથી પણ પશુતાં ઘણુ હોય છે તેઓ ચારાની જગા મળે ત્યાં ભટકે છે. પહેલીને મિશ્ર ખેતી કહી શકાય જ્યારે બીજીને ઢોર ચારવાનું કહેવાય. ખેતીવાળો વર્ગ ઘણેભાગે બધી જાતનાં જાનવર ન રાખતાં અમુક સંખ્યામાં અને અમુકજ જાતનાં ઢોર રાખે છે. ઘણુકરીને તે એક કે બે ભેંશ અને જરૂર પૂરતા બળદ રાખે છે; જ્યારે ઘેટાં, બકરાં કે ઊંટ રાખતા નથી. ભટકતી જાત મોટેભાગે તે રાખે છે.

## રબારી : ઢોર ઉછેરતી મહેસાણાની ભટકતી એક કોમ

ચારો ચરાવીને ઉછેર પદ્ધતિ અપનાવતી જાતો મુખ્યત્વે નીચે પ્રમાણે છે. (૧) રબારી (૨) ભરવાડ (૩) માલધારી (૪) આહિર (૫) ચારણ. પહેલી બે ગુજરાત તેમજ સૌરાષ્ટ્રમાં જ્યારે છેલ્લી ત્રણ ફક્ત સૌરાષ્ટ્રમાંજ જોવા મળે છે.

ગુજરાતમાં રબારીજ જાનવર ઉછેરનારી મુખ્ય કોમ છે અને ઉત્તર અને મધ્ય ગુજરાતની ૯૦% ગાયો આ પ્રજા પાસે છે. ગાયો જો અહીં રહી હોય તો તે આ લોકોને લીધેજ અને કાંકરેજના આખલાની આટલી ઊંચી જાતનું માન પણ આ કોમને જ જાય છે. ગુજરાતમાં જ્યારે ગીચ વસ્તીવાળા વિસ્તારમાં વગરમાલિકી જમીનના કટકા મળી આવતા તે સમયે ગુજરાતની ખેતીવિષયક અર્થરચનામાં આ જાતે ઘણો સારો ફાળો આપ્યો છે. પણ સમયના વહેણ સાથે આ ટુકડાઓ ઓછા થતાં અત્યારે ખેડૂતને તે કાળ સમાન છે. આમ ભરવાડોનો પ્રશ્ન બહુ ગંભીર બન્યો છે અને ગંભીર વિચારણા માગી લે છે.

પૂર્વે ઢોર ઉછેરવાનુ આર્થિક રીતે સંતોષકારક હોવાને લીધે તથા ખેતી અને ઉછેર બંન્ને સાથે ફાવે નહીં માટે આ લોકો ખેતી કરતા નહિ. રબારીઓ આખા ગુજરાતમાં પથરાયેલા છે છતા મહેસાણામાં તેમની સારી એવી વસ્તી છે. ૧૯૪૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે વડોદરા રાજ્યના ૭૧% રબારીઓ મહેસાણા જિલ્લામાંજ હતા.

## ભરવાડોને લગતા પ્રશ્નો

આ બધી જાતોની આજીવિકા ઢોરના ઉછેર ઉપરજ હતી. અને સાધારણ રીતે કોઈ પાસે ખેડવા કે ચારા માટે પોતાની જમીનનો ટુકડો પણ ન હતો. પણ અત્યારના સંજોગો ચારાની જમીનના અભાવને લીધે તેના ધંધામાં અડખીલીઓ ઊભી કરે છે. વસ્તી વધતાં વધારે ને વધારે જમીન ખેતી હેઠળ આવતી ગઈ અને જમીનના વધારાના ટુકડા ઓછા થતા ગયા. વડોદરા રાજ્યના આંકડા જોતાં માલુમ પડે છે કે ખેતી હેઠળ ૧૮૮૧ માં ૪૮% જમીન હતી જ્યારે ૧૯૪૧ માં ૭૫% હતી. ખેતી હેઠળ જમીન અને ખેડાઉ જમીનની ટકાવારી પણ ૮૧% હતી તે હાલ ૯૩% છે.

આમ પડતર જમીન ન મળવાથી તે આજુબાજુની ખેતી હેઠળની જમીન ચોરીછૂપીથી વાપરવા મંડ્યો. અને ખેડૂતો અને ભરવાડો વચ્ચે ઝઘડા ઉભા થવા માંડ્યા. આ ઝઘડા એટલા વધી ગયા કે વડોદરા રાજ્યને ખેડૂતોના બચાવ માટે કાયદા ઘડવાની જરૂર પડી. પણ ભરવાડોને તેમની મુશ્કેલીઓની રાહત ન મળતાં આ કાયદાએ તેમનામાં ઝઘડા અને ચોરી વધારી મૂક્યાં; અને અત્યારે રબારી ખેડૂતનો મોટામાં મોટો દુશ્મન ગણાય છે.

આમ અત્યારે કેવી રીતે આ લોકોનું જ્ઞાન કામમાં લેવું અને તેમનાં દુઃખ ઓછાં કરવાં, ચરાણના અભાવ, પૈસાની તંગી, સમય પ્રમાણે રૂઢિઓ વગેરે સુધારવાં, એ મુખ્ય પ્રશ્ન છે. વડોદરા રાજ્યે રહેઠાણની યોજના કરીને આ પ્રશ્ન ઉકેલવાની મહેનત કરેલી. આ યોજના જરા લંબાણમાં જોવી હિતાવહ થઈ પડશે.

## કોલોનાઇઝેશન અને સેટલમેન્ટ (વસવાટની) યોજના

ભરવાડોને દાબવાના ઘણા પ્રયત્નો કર્યા પછી જ્યારે વડોદરા સરકારને લાગ્યુ કે તેમને ઠેકાણે પાડ્યા સિવાય કાયદાથી કાંઈ કામ નહિ સરે ત્યારે ૧૯૩૯ મા વડોદરા રાજ્યે રબારી વિકાસ યોજના નામની યોજના મહેસાણા જિલ્લા પૂરતી અમલમાં મૂકી.

તે યોજનાના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ છે.

(૧) મહેસાણા જિલ્લામાં આવેલા ખરાબાઓ ગોચર માટે સાચવી રાખવા.

(૨) તદ્દન મફત અથવા તો ઓછા દરે આ જમીન ઉપર રબારીઓને ઢોર ચરાવવા દેવાં.

(૩) ઢોરની જાત સુધારવા માટે આ જગ્યાઓ ઉપર શાસ્ત્રીય રીતે ઘાસચારો ઉગાડવો.

(૪) કામનો કાર્યક્રમ ઘડી કાઢી તે પ્રમાણે વર્તવા માટે શરૂઆતનો ખર્ચ વગેરે રબારીઓને પૂરા પાડવા.

(૫) અને આ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે રબારીઓને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.

ભરવાડો આનો પૂરતો લાભ લે તે માટે આ યોજના બે ભાગમાં વહેંચી દેવામાં આવી. (૧) કોલોનાઇઝેશન (૨) સેટલમેન્ટ. પહેલી યોજના જ્યાં ૬૦૦ વીઘાં જમીન એકત્રિત થાય તેમ હતુ ત્યાં અજમાવવામાં આવી જ્યારે બીજી છૂટી છૂટી જમીન હતી ત્યાં. બીજીમાં તે ગામડાંના રબારીનેજ તે જગ્યા આપવામાં આવતી ત્યારે પહેલીમાં આખા રાજ્યમાંથી રબારીઓને ત્યાં રહેવા કરવાની સગવડ અપાતી.

## યોજનાની પ્રગતિ

દર વર્ષની પ્રગતિના ઇતિહાસમા ન પડતાં અત્યારની સ્થિતિ તપાસી તે ઉપરથી પ્રગતિનો હિસાબ આપણે કાઢીશું.

જિલ્લામાં અત્યારે બે કોલોની છેઃ એક બેચાસર અને બીજી પ્રતાપનગર; ૨૨ સેટલમેન્ટ છે. આ યોજનાથી ૩૫૨ કુટુંબો અથવા તો ૧૮૬૩ માણસોને આ રીતે લાભ મળ્યો છે. કુલે ૧૨,૯૨૮ વીઘાં જમીન આવી રીતે તેમને આપવામાં આવી છે. આમાંની ૫૯% ચારા નીચે છે અને ૪૧% ખેડાણ નીચે છે. નીચેનો કોઠો સંપૂર્ણ ચિત્ર આપણી સમક્ષ રજુ કરે છે.

## મહેસાણા જિલ્લામાંની સેટલમેન્ટ અને કોલોનીઓ, ૧૯૫૫

| | |
|---|---|
| ૧ કોલોની. | ૨ |
| ૨ સેટલમેન્ટ | ૨૨ |
| ૩ લાભ લેતાં કુટુંબો | ૩૫૨ |
| ૪ કુલ સંખ્યા | ૧૮૬૩ |
| ૫ કુટુંબનું સરેરાશ કદ | ૫.૨૯ |
| ૬ ઢોરની કુલ સંખ્યા | ૩૦૬૩ |
| (અ) એલાસર કોલોની | ૧૭૬ |
| (બ) પ્રતાપનગર ,, | ૯૯ |
| (ક) સેટલમેન્ટો | ૨૭૮૮ |
| ૭ અપાયેલી કુલ જમીન | ૧૨૯૨૮ વીઘાં |
| કોલોનીઓને | ૨,૨૭૫ ,, |
| સેટલમેન્ટોને | ૧૦,૬૫૩ ,, |

કોલોનીમાં રહેનારાઓની આજીવિકા ઢોરમાંથી, તેના વેચાણમાંથી તથા ઉપજના પાકમાંથી મળી રહે છે. આ પાક ચીજોની સામે વેચવામાં આવે છે અને બાકીનો પોતાના કામમાં લેવાય છે. સેટલમેન્ટના હિસાબે કોલોનીમાં લોકોની સ્થિતિ વધુ સારી છે. કારણ કે વધારે જમીન અને બીજી સગવડો પણ આપવામાં આવી છે. સેટલમેન્ટમાં રહેનારાઓની આર્થિક અને સામાજિક વિટંબણાએ પણ છે અને તેમાંની અમુક જોઈ જવી જરૂરી છે.

### કોલોની અને સેટલમેન્ટમાં મુશ્કેલીઓ

સેટલમેન્ટને આપવામાં આવેલી જમીન સરકારી ખરાબાની છે. ઘણો ખરો ભાગ સમાંતર સપાટીનો પણ બનાવ્યા વગર આપી દેવામાં આવ્યો છે; અને રબારીઓને ખેતીનું જ્ઞાન ન હોવાથી આ જમીન ખેડતાં મુશ્કેલીઓ પડે છે. પૂરતાં ઓજાર અને અનુભવનો પણ અભાવ છે. આ ઉપરાંત લગભગ બધીજ સેટલમેન્ટોને નહેરો કે કુવાની સગવડ નથી. આમ પાણીની તંગી અને સતત મહેનતના અભાવે જમીનનું ઉત્પન્ન બહુજ નજીવું હોય છે.

બીજાં પણ અમુક કારણો નોંધવા ઠીક પડશે. એક એ છે કે રબારી જાત આળસુ હોવાને કારણે ઘણા તેમની જમીન બીજાને ખેડવા આપી દે છે. અને આમ તેઓ વગર મહેનતે કમાય છે. બીજું ઘણા તો બીનખોરાકી પાકો જેવાં કે ઈસબગુલ, અળગી વગેરે ઉગાડે છે. આ બંને જો ચાલુ રહે તો પ્રગતિ થશે કે કેમ તે શંકા છે.

ઉપરાંત આ યોજનાએ રબારીઓને રખડતા અને બીજા લોકોની જમીનમાં ચોરી કરતાં અટકાવ્યા છે. તે જોતાં માલુમ પડે છે કે ફક્ત થોડો જ સુધારો થયો છે. એક તપાસણી દરમિયાન ડૉક્ટર જ્યારે જાનવરોને ઈન્જેક્શન આપવા ગયા ત્યારે તે કોલોનીમાં એક પણ જાનવર જોવા મળેલું નહિ. ઉપરાંત ઢોર સિવાયનાં અન્ય જાનવરો પણ કોઈ કોઈ ઠેકાણે રબારીઓએ રાખ્યાં હતાં. ઘાસચારા ઉપર આવીરીતે બોજો વધુ રહે છે અને ઢોરનો ઉત્કર્ષ સધાતો નથી.

ઉપરાંત વસવાટવાળાઓમાં ભાઈચારો ન હોવાને લીધે પૈસા તથા માલના વેચાણ બાબતમાં ઝઘડા ઘણા થાય છે.

સેટલમેન્ટ અને કોલોનીઓમાં અનેકલક્ષી મંડળો રચવા જોઈ એ, કારણકે સરકારે રહેવાસીઓ માટે આરોગ્ય તથા શિક્ષણની કોઈ ખાસ વ્યવસ્થા કરી નથી. આમ ભરવાડોનો ઉત્કર્ષ સાધવામાં નોંધપાત્ર પ્રગતિ થઈ નથી.

## સેટલમેન્ટ અને કોલોનીથી થતા ફાયદા

ઉપર જણાવેલી મુશ્કેલીઓ અને ખામીઓ અને રબારી સિવાયના લોકોનો વિરોધ છતાં આ યોજનાથી ફાયદો થયો છે તે નિર્વિવાદ છે.

એક ફાયદો તો એ છે કે રબારી જાત જે વર્ષોથી ભટકતી પ્રજા હતી તે એક સ્થાયી અને સુરક્ષિત રહેવાની ઇચ્છાવાળી પ્રજા બની છે. તેમાંના અમુક માણસોએ તો પોતાનો ધંધો છોડી બીજા ધંધા તરફ લક્ષ દોડાવ્યું છે. આમ અમુક રીતે બીજાની જમીનમાં ચોરીનું પ્રમાણ ઘટયું છે એ બીજી પ્રજાને ચોક્કસ લાભ થયો છે.

ઉછેરની બાબતમાં આ યોજનાથી ફાયદો થયો જ છે. ઉછેરમાં સુધારો તેનાં દૂધના ઉત્પન્નનું પ્રમાણ અને શારીરિક સ્થિતિ જોતા મળી આવે છે. બેલાસર કોલોનીના છેલ્લાં કેટલાંક વર્ષોના દૂધ ઉત્પન્નના આંકડા નીચે મુજબ છે.

| વર્ષ | ઉત્પન્ન |
|---|---|
| ૧૯૪૧ | ૩ રતલ |
| ૧૯૪૫ | ૪½ ,, |
| ૧૯૫૦ | ૫ ,, |
| ૧૯૫૦-૫૧ | ૬ ,, |
| ૧૯૫૧-૫૨ | ૬ ,, |
| ૧૯૫૨-૫૩ | ૬ ,, |

આમ એક દાયકામાં દૂધ ઉત્પન્નમાં ૨૦૦ ટકાનો વધારો થયો છે.

જાનવરો શરીરે સારાં અને તગડાં થયાં છે એટલુંજ નહિ પણ ઉચ્ચ જાતિનાં અને સારું દૂધ આપનારાં થયાં છે. સાધારણતઃ બેલાસરના પ્રાણીઓમાં ૯૦ ટકા સારાં બાંધાનાં અને એક સરખી જાતનાં થયાં છે.

ઘાસચારામાં મુખ્ય ત્રણ વસ્તુઓ જોવામાં આવે છે. (૧) ગોચર (૨) ઘાસ (૩) કોન્સેન્ટ્રેટ્સઃ એગ્રીકલ્ચરલ ડેવલપમેન્ટ બોર્ડ વડોદરા ની ૧૯૪૯ ની સભામાં જણાવવામાં આવ્યું હતું કે ઘાસ ની જાત અને જથ્થામાં ૨૦૦ ટકાનો સુધારો થયો છે. સાધારણ રીતે રબારીઓ ને ગાયો કોન્સેન્ટ્રેટ્સ ખવડાવતાં નથી કારણ કે તે પોષાતું નથી પણ કોલોની વાળા રબારીઓએ એ ખવડાવવાનું પ્રમાણ વધાર્યું છે.

ઉપરની હકીકત બતાવે છે કે આ યોજનાથી નક્કર ફાયદો થયો છે. રબારીઓ સ્થાયી બન્યા છે અને ઢોરની જાતમાં સુધારો થયો છે. વડોદરા સરકારે આવા પ્રશ્નનો સફળ નિકાલ લાવવા પ્રયત્ન કર્યો છે. હવે મુંબઈ સરકારે તે મોટા પાયા ઉપર કરી શરૂ કરેલી યોજનાઓ પૂર્ણ કરી આપવાની રહે છે. આ માટે તાલુકાના ખરાબાની સંપૂર્ણ તપાસણી કરવી જરૂરી છે. વિલીનીકરણ પહેલાંની તપાસ મુજબ અત્યારે ૧૪૭ ગામડાં છે. અને લગભગ ૧૧૪,૦૦૦ વીઘાં પડતર જમીન છે. આ જમીન રબારીને આપવા કામ લાગી શકે. વસાહતો અને કોલોની વધતાં ઢોરના ઉછેર માટે તથા અન્ય વસ્તુ ખરીદવા અને વેચવા માટે સહકારી સંસ્થા ઊભી કરવી જોઈએ.

ઉપરાંત જિલ્લાની આ સંસ્થાઓનું એક મંડળ ઊભું કરવું જોઈએ. અને ઢોરના સુધાર માટે વસાહતોમાં સક્રિય મહેનતની જરૂર છે. આ માટે (૧) Pedigree આખલા (૨) નકામા જાનવરોને દૂર કરવા (૩) ભવિષ્યના ઉછેર માટે સારાં ઢોર લાવવા (૪) ઘાસચારામાં સુધારો કરવો અને (૫) ઢોરના સ્વાસ્થ્યમાં સુધારા માટે દવાખાનાની સગવડ કરવી, વગેરે વગેરે.

## ઘેટાંનો ઉછેર અને ઊનનું ઉત્પાદન

ઘેટાંનો ઉછેર અને ઊનનું ઉત્પાદન તથા દૂધદહીંનો ઉદ્યોગ અને તેની પ્રગતિ આ બે પ્રશ્નો પશુધનના પ્રશ્ન સાથે સંકળાએલાં છે. જિલ્લામાં ઘેટાં અને બકરાંની સંખ્યા અનુક્રમે ૧,૦૪,૫૦૯ અને ૧,૬૯૭૫૮ છે. પાટણ, સમી, સાંતલપુર અને રાધનપુર જેવા તાલુકાઓમાં એનું પ્રમાણ વધુ છે. આના માલિકો મુખ્યત્વે રબારીઓ છે કે જેમની પાસે પૂરતી જમીન હોતી નથી. આ લોકો ચારાની શોધમાં બીજાના ખેતરમાં ઘૂમી જાય છે અને પાકને નુકસાન કરે છે. આમ ઘેટાંબકરાંના ઉછેરનો પ્રશ્ન પશુધનથી જરા પણ નિરાળો નથી.

ઊનનું ઉત્પાદન બહુ અગત્યની વસ્તુ છે અને અત્યારે એ તદ્દન અવ્યવસ્થિત હાલતમાં છે. પણ આ ઉદ્યોગની અગત્ય જાણી વડોદરા રાજ્યે શીપ એન્ડ વુલ ઈન્ડસ્ટ્રીઝ નામની એક યોજના ૧૯૪૭ માં શરૂ કરી. આ યોજનાનો ઉદ્દેશ એક ઘેટાં ઉછેરવાનું ફાર્મ અને પ્રયોગશાળા સ્થાપવાનો હતો. ફાર્મનો હેતુ એ હતો કે ધીમે ધીમે ઉછેર માટે સુંદર ઘેટાં વધારવાં અને પટંડલ જાતનાં ઘેટાં વધારી પાટણ વગેરે જગ્યાએ રબારીઓને આપવાં. 'વુલ એનાલીસીસ લેબોરેટરી' સ્થપાઈ અને તેનાથી જુદી જુદી જાતના ઘેટાનું ઊન તપાસી સારામાં સારી જાતનું ઊન આપનાર જાનવરને જ રબારીઓને સોંપવાનું નક્કિ થયું.

દેશનાં ઘેટાં વગેરેની પણ તપાસણી કરી સારામાં સારાં ઘેટાં જ જરૂર પડે મોકલવામા આવવા માંડ્યાં ઈન્ડીઅન કાઉન્સીલ ઑફ એગ્રીકલ્ચરલ રીસર્ચે આવાત આવકારી આગામી પાંચ વર્ષ એટલે ૧૯૫૦ સુધીના બધો ખર્ચ ઉઠાવવાનું કબુલ કર્યું. વડોદરા રાજ્યે પણ આનો સ્વીકાર કર્યો.

સાફસૂફી, ઊન ઉતરાઈ, વિભાગીકરણ અને ધોવણ વગેરે નાના પાયા ઉપર કરાતાં પણ ધીમે ધીમે મોટા પાયા ઉપર થતાં વધારે પૈસાના રોકાણની જરૂર લાગતાં ઈન્ડીઅન વુલ અને પેસ્ટરલ ડેવલપમેન્ટ કું. નામની ધંધાદારી સંસ્થાને ૧૯૪૫ માં આપી દેવામાં આવ્યું આ સોંપણી વખતે એમ માનવામાં આવતું હતું કે સંસ્થા પોતાનો ધંધો ફેલાવી મહેસાણા જિલ્લાના ઉત્તરના તથા નજીકની

તાલુકાનાં લગભગ પાંચ લાખ ઘેટાંને કામ આપશે, અને સરકાર સાથે હાથમીલાવી ઊનની તથા ઘેટાંની જાતમાં ઉત્તરોત્તર સુધારો કરશે. પણ આમ ન થતાં સંસ્થાને બંધ કરવી પડી.

વુલ એનાલીસીસ લેબોરેટરી ને ૧૯૫૦ સુધી પૈસાની સહાય નક્કી થવાથી ૧૯૪૭ માં સરકારને આ યોજના વધારીને મદદ કરવા માટે અરજી કરવામાં આવી. ૧૯૫૦ સુધી સરકારે શીપ બ્રીડીંગ ફાર્મ ને ચલાવવાની કબુલાત આપી. આ કબુલાત વખતે સરકારે રીમાર્ક પણ કરેલી કે ખેતીવિષયક કમીશનર અને રજીસ્ટ્રાર ઑફ કૉ-ઓપરેટીવ સોસાયટીઝ બંને ભેગામળી ઉપરની સંસ્થાએ શરૂ કરેલ કામ ચાલુ રાખવા માટે કોઈ યોજના કરવી.

વુલ એનાલીસીસ લેબોરેટરીએ બહુજ સુંદર કામગીરી બજાવી અને ૧૯૪૬-૪૭ માં ઈન્ડીઅન કાઉન્સીલ ઑફ સાયન્ટીફીક રીસર્ચે આ કાર્યની સફળતા જોઈ પાટણવાળી જગ્યાએ આ કાર્ય મોટા પાયા ઉપર થતું જોઈ એ તેવી ભલામણ કરી પણ શીપ બ્રીડીંગ ફાર્મ સાન એરીસર અને માણસોના અભાવે બંધ કરવું પડયુ.

## દૂધ દહીંનો ઉદ્યોગ

લગભગ દૈનિક ૧૨ લાખ રતલ દૂધનું ઉત્પાદન હોવાને લીધે આ જિલ્લામાં આ ઉદ્યોગના વિકાસને સારો અવકાશ છે. અત્યારે જિલ્લામા ક્યાંય પણ દૂધ અથવા દૂધની વસ્તુની પદ્ધતિસર વેચાણની પ્રથા નથી, અને ઘી દૂધ માં ભેળસેળનું પ્રમાણ વધવા માંડયુ છે.

જિલ્લામાં દૂધના વપરાશના આધારભૂત આંકડા મળવા મુશ્કેલ છે, પણ વડોદરા રાજ્યની ગાયો અને ભેંસોનું પ્રમાણ ૫૨ અને ૫૬ ટકા આ જિલ્લામાં છે તે જોતાં સાધારણ અનુમાન કરી શકાય. હિંદી સંઘમાં દૂધના ૧૯૫૦ માં થયેલા વેચાણ ઉપરના રીપોર્ટ ઉપરથી વડોદરા રાજ્યમા દૂધનો ઉપાડ નીચે મુજબ હતો.

### વડોદરા રાજયમાં ૧૯૫૦ માં દૂધનો ઉપાડ

| | |
|---|---|
| દૂધ | ૪૩·૮ |
| ઘી | ૪૬·૮ |
| દહીં | ૪·૬ |
| માખણ | ૦·૧ |
| ખોયા | ૩·૭ |
| આઈસક્રીમ | નહિવત |
| મલાઈ | ૧·૦ |
| કુલ્લે દૂધ | ૧૦૦·૦ |
| કુલ્લે દૂધ ની વસ્તુઓ | ૫૬·૨ |

ઉપરના આંકડા એમ બતાવે છે કે ૫૦ ટકાથી વધારે દૂધમાંથી બીજી ચીજો બનાવવામાં આવે છે; અને ૪૬·૮% દૂધ નું ઘી બનાવવામાં આવે છે. મહેસાણા ઘી માટે ઘણું પ્રખ્યાત છે.

વડોદરા રાજ્યમાં ઘીનું કુલ્લે ઉત્પાદન વર્ષે ૨,૪૦,૦૦૦ મણ છે. આમાંથી મહેસાણાનો ફાળો ૬૨% છે. વડોદરા રાજ્યની ૨૬૦૦૦ મણની નિકાશનો ૮૧ ટકા મહેસાણામાંથી છે. (રુરલ બરોડા' પાનું ૭૧) આ જોતાં જણાશે કે ઘીનું ઉત્પાદન અને વેચાણ બહુ અગત્યનાં છે અને આ ઉદ્યોગતરફ વધુ ધ્યાન આપવું જરૂરી છે.

ઘીની જાત સુધરે અને કિંમત વધુ આવે તે માટે વડોદરા રાજ્યે મહેસાણામાં ઘી ગ્રેડીંગ સેન્ટર્સ ખોલ્યાં હતાં. પણ પ્રયોગશાળા ના નિભાવનો પ્રશ્ન ન ઉકેલાતાં તે બંધ કરવાં પડ્યાં. આમ છતાં દૂધ ઉદ્યોગની અગત્યના સમજી રાજ્યે જાનવર સુધારણા પાછળ ૧ લાખની મૂડી રોકી અને પ્રતિ વર્ષે રૂા. ૪૬,૨૦૦ ખર્ચવાનું નક્કિ કર્યું. ઉદ્યોગના ઉત્કર્ષ માટે તથા જિલ્લાની કુદરતી સંપત્તિ નો પૂરતો ઉપયોગ કરવા માટે મુમ્બઈ રાજ્યે આ બધી યોજનાઓ માથે લઈ લેવી જોઈએ.

આ યોજના, રબારીની વસાહત યોજના, ઘેટાં ઉછેરની યોજના તથા ઊનની યોજના વગેરે યોજનાઓથી પશુધનમાં સુધારો થશે. અને સંખ્યામાં પણ વધારો થશે એટલુંજ નહિ પણ જિલ્લાની સમગ્ર આર્થિક સ્થિતિમાં પણ ઘણો સુધારો થશે.

---

પ્રકરણ ૯

# વિનિમયપ્રવૃત્તિ અને વાહનવ્યવહાર.

## વિનિમયપ્રવૃત્તિ ( Marketing )

મહેસાણા જિલ્લા જેવા ખેતીપ્રધાન પ્રદેશમાં સુસંગઠિત બજાર ના પ્રશ્નની અગત્યતા સહેજે સમજાય એવી છે. ગ્રામવિકાસની કોઈ પણ યોજનામાં એનું સ્થાન અગત્યનું હોય છે. એટલે જિલ્લાની વર્તમાન માર્કેટીંગ પરિસ્થિતિ શું છે એનો ખ્યાલ હોવો જરૂરી છે.

મહેસાણામાં વિનિમયપ્રવૃત્તિ માટે ખાસ વસ્તુઓ આ છે : દાણા, કઠોળ, કપાસ, તેલિબીયાં, છરુ, વરીઆળી, અને ઇસબગુલ. આમા એરંડા, ઇસબગુલ, છરુ અને વરીઆળી પરદેશ ખૂબ જાય છે. ઇસબગુલ મુખ્યત્વે અમેરિકા મોકલાય છે. એટલે બજાર જો સુસંગઠિત હોય તો આ જિલ્લાને હુંડીઆમણ લાભો મળે એમ છે. દાણા અને કઠોળની ખપત સ્થાનિક પણ સારી છે અને બહારગામ પણ જાય છે. તુવેરની દાળ, મગ, મઠ, અડદ, ચણા, વિ. ગુજરાત, સૌરાષ્ટ્ર, ઉત્તર પ્રદેશ, મધ્યભારત ઈ. સ્થળે જાય છે. આમ જિલ્લામા ઉપજતી જૂદી જૂદી વસ્તુઓ સ્થાનિક તેમજ બહારગામ–પરદેશમાં સારી રીતે જાય છે.

### વેંચનારાના પ્રકાર

આ બધી વસ્તુઓ વાપરનારા પાસે પ્હોચે એ પહેલા એ અનેક હાથોમાંથી પસાર થાય છે. મહેસાણા જિલ્લામાં ખેતીની ઊપજની વસ્તુઓની વહેંચણી ઘણું ખરું ત્રણ જાતના વ્યાપારીઓ દ્વારા થાય છે : (૧) ઉત્પાદકો, (૨) ગામડાના વેપારીઓ અને (૩) બજારના વેપારીઓ. ત્રણેયનું પ્રમાણ, અહીંના અગત્યના બજાર કેન્દ્રોમાં, નીચે મુજબ છે.

### કોઠો નં. ૧

અલગ અલગ જાતના વેંચનારાઓનું પ્રમાણ–૧૯૫૨

| બજાર | ઉત્પાદકો | ગામના વેપારી | બજારના વેપારી |
|---|---|---|---|
| હારિજ | ૨૦% | ૬૦% | ૨૦% |
| ઊંઝા | ૩૦% | ૫૦% | ૨૦% |
| સિદ્ધપુર | ૮૦% | ૧૦% | ૧૦% |
| પાટણ | ૪૫% | ૪૫% | ૧૦% |
| કડી : દાણો | ૭૦% | ૧૦% | ૨૦% |
| કપાસ | ૨૦% | ૬૦% | ૨૦% |

આધાર : ડીસ્ટ્રીક્ટ માર્કેટિંગ ઓફિસ, મહેસાણા.

ઉપરના કોઠા પરથી જણાશે કે અલગ અલગ કેન્દ્રો પર વેંચનારાઓના પ્રકારમાં એકસરખા પણું નથી. ઊંઝામાં વેપારીઓનું પ્રમાણ વધુ છે; ત્યારે સિદ્ધપુરમાં ઉત્પાદકો વધુ છે. હારિજમાં પણ વેપારી ૬૦% છે અને ઉત્પાદકો માત્ર ૨૦%. આખા જિલ્લા વિષે એમ કહી શકાય કે અહીં ગ્રામ-વેપારીનું પ્રમાણ સૌથી વધુ છે. એનાં અનેક કારણો છે.

# કોઠો નં ૨.

## તાલુકાવાર ગામ–બજારનું પ્રમાણ

| તાલુકો | બજારવાળાં ગામોની સંખ્યા | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ગામમાં | ગામથી બે માઇલની હદમાં | બેથી પાંચ માઇલની હદમાં | પાંચથી દસ માઇલની હદમાં | દસથી વધુ માઇલ | અંતર ખબર નથી | કુલ |
| ૧ ચાણસ્મા | ૫ (૪.૫) | ૨૭ (૨૪.૩) | ૫૮ (૫૨.૩) | ૨૧ (૧૮.૯) | — | — | ૧૧૧ |
| ૨ હારિજ | — | ૨ (૫.૩) | ૮ (૨૧.૦) | ૨૫ (૬૫.૮) | ૩ (૭.૯) | — | ૩૮ |
| ૩ કડી | — | — | ૧ (૦.૮) | ૪ (૩.૫) | ૧૧૨ (૮૪.૧) | ૨ (૧.૬) | ૧૧૮ |
| ૪ કલોલ × | — | — | — | — | ૧૧ (૧૨.૦) | ૮૧ (૮૮.૦) | ૯૨ |
| ૫ ખેરાળુ ×× | — | ૩ (૧.૮) | ૨ (૧.૨) | ૧ (૦.૬) | — | ૧૫૮ (૮૬.૪) | ૧૬૪ |
| ૬ મહેસાણા (અ) | — | ૨ (૪૦.૦) | — | — | ૩ (૬૦.૦) | — | ૫ |
| ૭ પાટણ | ૨ (૧.૫) | ૧૫ (૧૦.૮) | ૫૨ (૩૮.૭) | ૫૮ (૪૨.૩) | ૮ (૬.૬) | — | ૧૩૭ |
| ૮ રાધનપુર ××× | ૧ (૧.૪) | — | ૨૩ (૩૨.૮) | ૩૮ (૫૫.૭) | ૪ (૫.૭) | ૩ (૪.૩) | ૭૦ |
| ૯ સમી ××× અઠવાડિક બજાર ભરાતા નથી | | | | | | | |
| ૧૦ સાંતલપુર ××× | — | — | ૧ (૧.૩) | ૨૧ (૨૮.૦) | ૫૨ (૬૮.૪) | ૧ (૧.૩) | ૭૫ |
| ૧૧ સિદ્ધપુર | ૩ (૩.૭) | ૭ (૮.૫) | ૨૪ (૨૮.૩) | ૧૨ (૧૪.૬) | ૩ (૩.૭) | ૩૩ (૫૦.૨) | ૮૨ |
| ૧૨ વિજાપુર | ૧૮ (૧૮.૪) | ૩૬ (૩૪.૮) | ૪૨ (૪૦.૮) | ૬ (૫.૮) | — | — | ૧૦૩ |
| ૧૩ વીસનગર | — | ૩ (૫.૫) | ૨૩ (૪૨.૬) | ૨૮ (૫૧.૮) | — | — | ૫૪ |
| કુલ | ૩૦ | ૮૫ | ૨૩૫ | ૨૧૫ | ૧૮૭ | ૨૭૮ | ૧૦૫૦ |

આધાર સેન્સસ ટેબ્યુલેશન ઑફિસ મુંબઈ

**નોંધ** કૌંસના આંકડા કુલના ટકા દર્શાવે છે

× આ તાલુકામાં એકે ય બજાર નથી લોકો બજાર માટે અમદાવાદ જાય છે

× × વડનગર સિવાય આ તાલુકામાં બીજે ક્યાંય બજાર નથી

(અ) આ તાલુકામાં બજાર નથી મહેસાણા અને અમદાવાદ–એ બે ઠેકાણે બજાર માટે લોકો જાય છે

× × × આ તાલુકાઓ માટે નજીકમાં નજીક બજાર હારિજ છે

અહીંનું ઉત્પાદન ઘણું ખરું ગામના વેપારીઓને જ વેચવામાં આવે છે. એનું એક મુખ્ય કારણ ખેડૂતોની ગરિબી છે. એતદેવુંનું પ્રમાણ કેટલું છે એ આંકડાના અભાવને કારણે ચોક્કસ કહેવું મુશ્કેલ છે; પરંતુ અમારી તપાસ દરમ્યાન અમે જોયું કે ખેડૂતો ગામના વેપારીઓના દેવાદાર છે અને એટલે એમને ઘણો ખરો પાક વેપારીઓને વેંચવો પડે છે. જ્યાં આ જાતની ગોઠવણ પહેલેથી કરવામાં નથી આવી ત્યાં ખેડૂતોને પાક જેવો તૈયાર થાય કે તરત જ એમના લેણદારોને એમનું દેવું ચૂકવવા પેટે એ આપી દેવો પડે છે.

ગામનું ઉત્પાદન ગામમાં જ વેંચી નાખવાનું બીજું એક કારણ નજીકના બજાર સાથે વાહન વ્યવહારની અપૂરતી સગવડ એ છે. રસ્તા ખરાબ, વાહનની સગવડ નહીં; પરિણામે માલ લઈ જવા–લાવવાનું ઘણું મોંઘું પડે છે. ઉપરાંત આપણે જોયું કે ખેડૂતો પાસે ઢોર–ગાડાં પૂરતાં નથી. વળી જિલ્લામાં બજાર–કેન્દ્રો ઓછાં અને ગામોથી દૂર દૂર આવેલાં છે. કોઠા નં. ૨ માં બતાવ્યા મુજબ જિલ્લાના પચાસ ટકા ઉપરના ગામો નજીકના નજીક બજારથી ઓછામાં ઓછા પાંચ માઈલ દૂર છે. એમાં યે રાધનપુર, સમી અને સાંતલપુર તાલુકાઓની પરિસ્થિતિ ઘણી ખરાબ છે.

આ ઉપરાત ગામ બહારના બજારમા માલ ન લઈ જવાનું બીજું એક કારણ ખેડૂતનું બજારના ભાવ વિષેનું અજ્ઞાન અને આડતિયા–દલાલોનો ત્રાસ. આમ બજારની પરિસ્થિતિ વિષેની સમજણનો અભાવ એક મુખ્ય કારણ છે.

## બજારની પદ્ધતિ

મહેસાણા જિલ્લામાં ખેતીનું ઉત્પાદન વેંચવાની પદ્ધતિ મુખ્ય બે જાતની છે : (૧) ગામમાં જ વેંચવાની, (૨) બજારમાં વેચવાની. આ બંને પદ્ધતિઓનો અભ્યાસ એની આર્થિક અગત્ય અને સૂક્ષ્મ માર્કેટિંગ ની દૃષ્ટિએ કરવો રસપ્રદ થઈ પડશે.

**ગામમાં વેંચાણ** ગામના વેપારીઓ કાપણીને સમયે અંદરના ગામોમાં જાય અને ખેડૂતો સાથે સોદો કરી આવે. બંનેની સંમતિથી ભાવ નક્કિ કરવામાં આવે. ખેડૂતને બજારના ભાવની કશી ગતાગમ હોતી નથી. એટલે વેપારી એને ફસવી લે છે.

દસ શેરના એકમનું ત્રાજવું સામાન્ય રીતે આખા જિલ્લામાં માલ તોલવા માટે વપરાય છે. ગામનો 'તોલાટ' માલ તોલે અને એને ખરીદનાર પૈસા આપે એટલે 'તોલાટ'નું વલણ ખરીદનાર તરફી હોય છે. એમ કહેવાય છે કે આશરે પાથી અર્ધો શેર માલ તોલની લુચ્ચાઈમાં પચાવી પાડવામાં આવે છે. હારિજ જેવી જગ્યાએ માલની ડીલીવરી ગામમાં જ આપવાની હોય છે; જ્યારે પાટણ જેવા સ્થળોએ ડીલીવરી વેપારીના ગોડાઉનમાં આપવાની હોય છે.

તોલ કરતી વખતે અહીં એવો નિયમ છે કે દર કોથળે (પાંચ મણ સ્થાનિક) ½ શેર કાપી લેવાનું. આ કાપનું પ્રમાણ અલગ અલગ ઠેકાણે અને જુદી જુદી વસ્તુ પર જુદું હોય છે. ઊંઝાની આસપાસ એરંડામાં ½ શેર, અને કઠોળમાં મણે ૧ શેર કાપનું પ્રમાણ હોય છે. વરીઆળી, સરસવ જીરું, ઈસબગુલ, મેથી વિ. માં એ પ્રમાણ મણે બે શેર છે. ઉપરાંત જીરુ, વરીઆળી ઈ. માં વેપારીઓ 'લાભ' માગે છે. તોલના અંતે ૨½ શેર જેટલો 'લાભ' વેપારીને આપવામાં આવે છે.

આ તોલમાં કાપ ઉપરાંત બીજી અનેક કિંમતો ખેડૂતોને આપવી પડે છે. આ કિંમતોનું પ્રમાણ સ્થળે સ્થળે જુદું હોય છે. સો રૂપિયે એક આનાથી ચાર આના સુધીની કિંમત ધર્માદા તરીકે ખેડૂતોએ આપવી પડે છે. કોથળા દીઠ એકથી બે આના મજુરીનો દર આપવો પડે છે. વિજાપુરમાં આ ઉપરાંત સો રૂપિયે આઠ આનાથી રૂપિયો વટાવ માંગવામાં આવે છે. આ બધી વિધિ પતાવીને ડીલીવરી વખતે ' કદડા ' આપવાની હોય છે.

ગામના વેંચાણમાં પૈસા તરતજ નથી મળતા પરંતુ ૧૨–૧૫ દિવસ પછી ચૂકવવામા આવે છે. જો તરત પૈસા જોઇતા હોય તો પાછા દર સો રૂપિયે આઠ આના કે રૂપિયો વટાવ કાપી આપવો પડે છે. આ ઉપરાંત નાણાં ધીરવાનો ધંધો તો ચાલતો જ હોય છે. અને એનું વ્યાજ ૬% થી ૧૫% સુધી લેવાય છે.

ઉપરની હકીકતો પરથી ઉત્પાદકો-ખેડૂતોની લાચાર સ્થિતિનો ખ્યાલ આવશે. એમનાં અજ્ઞાન અને ગરિબીનો વેપારીઓ ખોટો લાભ ઊઠાવે છે. એમ ગણતરી કરવામા આવી છે કે ખેડૂતોને માલના ૧૦% થી ૧૨% આવા બેકાનુની અને છેતરપીંડીવાળા વહેવારમાં આપી દેવા પડે છે.

**બજારમાં વેચાણ :** ગામમા વેચાણ પૂરું થતા ગામના વેપારીઓ માલ મોટાં નગરોમાં, મોટાં બજારોમાં લઇ જાય છે. અહીંની વેચાણ–ખરીદ પદ્ધતિ ગામ કરતા જુદી હોય છે. સવારે બજાર ખુલ્યા બાદ વેપારીઓ અને આડતિયાઓ બજારમા ભેગા થાય. હારિજ, પાટણ અને સિદ્ધપુર જેવે ઠેકાણે માલ જાહેર લિલાઉંમાં વેંચાય છે. જે વધુ ભાવ બોલે એને માલ મળે છે. લિલાઉં થાય ત્યાં સુધી માલનો તોલ કરવામાં આવતો નથી. ઊંઝામાં આવી પદ્ધતિ નથી. અહીં આડતિયા ગામના વેપારી પાસેથી માલનો નમુનો લઇ જથ્થાબંધ વેપારીઓને બતાવે. જથ્થાબંધ વેપારી નમુનો તપાસી ભાવ એક કવરમાં લખી આપે, મોઢેથી બોલે નહીં. ઊંઝામા કેટલાક કીસ્સામા આડતિયા ગામના વેપારીની હાજરી વિના એનો માલ જથ્થાબંધ વેપારીઓને વેંચી નાખે

જાહેર લિલાઉં દ્વારા કે ખાનગી રીતે વેચાણ થઈ ગયા બાદ ફરી વજન કરવામાં આવે છે. *જેમ ગામવેચાણમાં તેમ અહીં પણ વજન કરવાની કિંમત ખરીદનારને આપવી પડે છે.*

બજારમાં વજન દરમ્યાન અનેક પ્રકારના વટાવ આપવા પડે છે. દર બંગાળી મણ દીઠ એકથી દોઢ શેર કસ્ટમ પેટે લઈ લેવામા આવે છે. મસાલા માં બે શેર વટાવ લેવામાં આવે છે. ઉપરાંત છેલ્લે અઢી શેરથી ઓછુ હોય તો એમ ને એમ ખરીદનાર પર ધકેલવામાં આવે છે.

વજનવિધિ પત્યા બાદ પૈસા ચૂકવાય છે. ગામના વેપારીને રોકડા પૈસા જોઇતા હોય તો સો રૂપિયે ચાર આના વટાવ લઇ લેવામા આવે છે. સામાન્ય રીતે પૈસા દસ–પંદર દિવસ બાદ ચૂકવાય છે.

આ સમય દરમ્યાન એડવાન્સ જો આપવામા આવે તો એના પર ૬% થી ૧૫% વ્યાજ લેવામા આવે છે.

આખરી વસ્તુ ચૂકવાય એ પહેલાં બજારમાં નીચે મુજબ વટાવ કાપવામાં આવે છે.

| | |
|---|---|
| કમિશન | સો રૂપિયે એક રૂપિયો |
| ધર્માદા | ગાડે એકથી ત્રણ આના |
| પાંજરાપોળ | ગાડે ૭ આનાથી રૂપિયો |
| વજનની કિંમત | ગાડે ૭ આનાથી રૂપિયો |
| મજુરી | ગાડે એકથી ચાર આના |

આ પ્રકારના બજારના નગદ નગદના વટાવની પદ્ધતિ મહેસાણાની ખાસિયત છે અને એ ગામડાંની બજારપદ્ધતિની મોટામાં મોટી ખામી છે. આ બધા વટાવોને લઈને ઉત્પાદક જે કિંમત મેળવે છે અને આખરી ગ્રાહક જે કિંમત આપે છે એ બે વચ્ચે ભારે મોટો તફાવત હોય છે. બજારનું જો વ્યવસ્થિત નિયંત્રણ કરવામાં આવે તો નીચે મુજબ ફાયદા થઈ શકે

### માલમાં બચત

| | |
|---|---|
| ૧ જૂઠી ગણતરીને કારણે નુકશાન | ગાડે ૫ શેર |
| ૨ ખોટા મિશ્રણને કારણે | ,, ૧૫ શેર |
| ૩ છેલ્લો શેર એમને એમ ચાલ્યો જાય | ,, ૨½ ,, |
| ૪ સ્થાનિક મણે ½ શેર... .. | ,, ૧૨½ ,, |
| ૫ નમુના વિ. | ,, ૫ ,, |
| કુલ | ગાડે ૪૦ શેર |

### પૈસામાં ફાયદો

| | |
|---|---|
| ૧ ધર્માદા | રૂ. ૦—૩—૦ ગાડે |
| ૨ પાંજરાપોળ | રૂ. ૦—૨—૦ ,, |
| ૩ મજુરી | રૂ. ૦—૮—૦ ,, |
| ૪ દલાલી | રૂ ૦—૮—૦ ,, |
| ૫ કડદા | રૂ. ૫—૦—૦ ,, |
| કુલ | રૂ ૬ ૫—૦ ,, |

### મહેસાણા જિલ્લામાં ઢોરનું બજાર

મહેસાણા જિલ્લામાં ખેતીવાડીની નિપજના બજારની ચર્ચા કરતી વખતે ઢોરના બજારની ચર્ચા કરવી પણ ઠીક થઈ પડશે. સિદ્ધપુર, પાટણ, મહેસાણા અને વીસનગર ઢોરના મુખ્ય બજાર છે. સાધારણ અંદાજ અનુસાર દરવર્ષે આ દરેક બજારમાંથી તરતના જન્મેલા અને તાજી વિયાયેલા પંદરથી વીસ હજાર પાડી, ભેંસ, ઘેટા અને બકરાં જેવાં જાનવરોની નિકાસ થાય છે. આધારના અભાવે આ દરેક કેંદ્રના ચોકકસ આંકડા મેળવવાનું કઠિન છે પરંતુ એકંદરે પરિસ્થિતિમાં ઉપર જણાવેલા અંદાજ કરતાં ખાસ કશો ફરક નથી.

મોટા ભાગના જાનવરો જિલ્લાની બહાર, ખાસ કરીને મુંબઈ મોકલવામાં આવે છે. ઢોર બજારમાં ઢોરનું વેચાણ કરનારાઓમાં ઢોરનો ઉછેર કરનારાઓનું પ્રમાણ બહુ ઓછું છે કુલ વેંચનારાઓ-માંથી ૬૦% તો ગામડાના વેપારીઓ હોય છે. આથી ગ્રામ-ધોરણે વેચાણ થાય એ સ્વાભાવિક છે. વળી ઢોર ઉછેરનારાઓ અજ્ઞાન છે અને તેઓ બજારમાં ઢોર વેંચવાથી થતા લાભો જાણતા નથી. આ ઉપરાંત આ ઢોર બજારોના કેંદ્રોમાં ઢોરોને રાખવા માટેના કોઈ વાડાનો કે ઢોર આરામ કરી શકે તેવો તેમજ ઢોરો માટે પાણીનો કોઇ વ્યવસ્થિત પ્રબંધ નથી. ઢોર ઉછેરનારાઓ પણ કદાચ આ મુશ્કેલીઓ સમજી ગયા છે અને આથી તેઓ પોતાનાં જાનવરો ગામડાના વેપારીઓને વેચી નાખવાનુ પસંદ કરે છે. ગામડાના વેપારીઓ બજારના વેપારીઓ સાથે સતત સંપર્ક જાળવી રાખે છે અને જરૂર પડતાંજ ઢોર ઉછેરનારાઓ પાસે જઇને સોદો કરી લે છે. ભેંસની કિંમત તેની દૂધ આપવાની શક્તિના આધારે નક્કી કરવામાં આવે છે. જ્યારે ઘેટાં અને બકરાંની કિંમત તેનાં શરીર પરનાં ઊન અને માંસના આધારે નક્કી કરવામાં આવે છે. વેપારીને જાનવર સોંપી દેવામાં આવે છે અને તે તેને ઢોરના બજારના મથકે લઈ જાય છે.

વેંચનારને તાત્કાલિક નાણાં ચૂકવી આપવામાં આવતાં નથી. એ થોડા સમય પછી ચૂકવવામાં આવે છે. સાથેસાથ સુથીની પ્રથા પણ ચાલે છે અને વેચાણની આવકમાંથી તે રકમ કાપી આપવામાં આવે છે. આ સિવાય આ વેપારમાં ધર્માદા, પાંજરાપોળ વિ. દરો જેવા કોઈ ચૂંકવવા પડતા નથી.

ભેંસોની બજારની મોસમ સામાન્ય રીતે આખું વર્ષ એકસરખી રહે છે, માત્ર ઓગસ્ટથી જાન્યુઆરી સુધીના મહિનાઓ દરમિયાન તેનું પ્રમાણ જરા વધારે રહે છે. ઘેટાં-બકરાંના બજારોની મોસમ પણ આખા વર્ષની છે અને તેમાં સપ્ટેમ્બરથી ડીસેમ્બર સુધીના મહિનાઓમાં ઘેટાંઓનો અને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધીના મહિનાઓમાં બકરાઓનો ધીકતો વેપાર થાય છે.

આ કેંદ્રોમાં ઢોરોનો સોદો પતાવવા માટે જગ્યાની કોઈ અલગ વ્યવસ્થા નથી. બજારના વેપારીઓના કેટલાક તબેલાઓ હોય છે અને તેમાં જાનવરોને રાખવામાં આવે છે. ભેંસોને આ તબેલાઓમાં લાવવામાં આવે છે અને ખરીદનાર ત્યાં તે કેટલું દૂધ આપે છે તે તપાસી લે છે. કિંમત નક્કી કરવામાં સામાન્ય રીતે જાનવરની ઉંમર, તંદુરસ્તી અને દેખાવની ગણના કરવામાં આવે છે. પૈસા ચૂકવતી વખતે વેપારી બજાર-ખર્ચ તરીકે નીચે બતાવેલા ધોરણે રકમ કાપી લે છે.

| | |
|---|---|
| ૧. દલાલી | ભેંસ દીઠ રૂ. ૧૦ |
| ૨. જાનવરને તબેલામાં રાખવાના, વેગનમાં લઈ જવા વિગેરેની મજૂરી | ભેંસ દીઠ રૂ. ૨ |
| ૩. જાનવરને ખવડાવવાનો રોજનો ખર્ચ | ભેંસ દીઠ રૂ. ૫ |

ઢોર બજારની આ પધ્ધતિ પરથી એ સાફ દેખાઈ આવે છે કે ઢોર ઉછેરનાર બજારભાવ વિશે તદ્દન અજ્ઞાત છે અને એથી તેનું દરેક રીતે શોષણ થઈ શકે છે. વેપારીદ્વારા ખર્ચ તરીકે લેવામા આવતી રકમ પણ ઘણી વધુ પડતી છે. લિલામથી વેચાણ થતું નહીં હોવાથી હરિફાઈરૂપી અંકુશ પણ નથી. મહેસાણામાં ઢોરના વેપારને પધ્ધતિસરના ધોરણે મૂકવાની આવશ્યકતા છે. એમ કરવાથી જાહેર લિલામ, ખર્ચ તરીકે બીનજરૂરી રકમ લેવાની પધ્ધતિનો અંત, ભેંસ કેટલું દૂધ આપે

છે તેની સાચી તપાસ અને ઢોરના બજાર માટે વાડો, પાણીનો પુરવઠો અને ઢોરઢાંખર માટે તબીબી સહાયતા પ્રબંધના લાભો મળશે.

## વાયદા બજારો

બજારોની પદ્ધતિના વિભાગમાં વાયદા બજારોના અવકાશ અને વિકાસ વિશે ચર્ચા કરવી જરૂરી છે. વેપારના વિકાસ થતાં અને બજારોનો વિસ્તાર વધતાં વાયદા બજારો ખેતીવાડીની વિવિધ નિપજોના વેપારનો અંતર્ગત ભાગ બની ગયેલ છે. મહેસાણા જિલ્લામાં વાયદા બજારોનું કામ કરતી રજીસ્ટર થયેલી અને રજીસ્ટર થયા વગરની સંખ્યાબંધ સંસ્થાઓ છે. વડોદરા સરકારે મહેસાણા જિલ્લામાં મહદ્ અંશે તમામ વાયદા બજારો બંધ કરી દીધા હતા, પરંતુ જોડાણ પછી તે ફરી અસ્તિત્વમાં આવ્યા છે અને અત્યારે સૌથી વધુ જોરમાં જો કોઈ ચીજના વાયદા બજાર ચાલતા હોય તો તે એરંડાના બીયાંના બજાર છે. એરંડીના બીયાં ઉપરાંત જીરૂ, વરિયાળી, ઇસબગુલ, સરસવ, કપાસ વિગેરે ચીજો અંગે પણ વાયદા બજારોમાં સારું કામકાજ થાય છે.

## વેપારી મંડળો

વાયદાનો વેપાર કરતા વેપારીઓ મંડળો રચીને સંગઠિત થયેલા છે. જિલ્લામાં આવા મંડળોની સંખ્યા લગભગ છની છે. વાયદાનો વેપાર કરતાં કેટલાંક મંડળો નોંધાયેલાં નહીં હોઈને ચોક્કસ આંકડો આપવાનું શક્ય નથી.

અત્રે એ વાતની નોંધ લઈ શકાય કે જિલ્લામાં વાયદા વિનિમયનું કામ કરતા મંડળોની સંખ્યા પ્રમાણમાં ઘણી વધારે છે. જે દેશોમાં વાયદા બજારો પર નિયમન છે ત્યાં તેની સંખ્યા ઘણી મર્યાદિત છે. દાખલા તરીકે અમેરિકામાં જણસોનો વિનિમય કરતાં આવાં મંડળોની સંખ્યા માત્ર સત્તરની, બ્રિટનમાં છથી યે ઓછી અને અનાજ અને તેલીબીયાંની જ્યાંથી મોટા પ્રમાણમાં નિકાસ વેપાર થાય છે તે આર્જેન્ટાઈનામાં માત્ર બેની છે.

## વેપારની પદ્ધતિ

બધા મંડળોના પેટા-કાનૂનોમાં વાયદાના વેપાર અંગેની શરતોની જોગવાઈ કરવામાં આવી હોય છે. બધા મંડળોના અપનાવેલા વેપારના નિયમો એકસરખા નથી. આ તબક્કે તેના પેટા-કાનૂનોની વિગતોમાં ઉતરવું આવશ્યક નથી; પરંતુ એમ કહી શકાય કે વેપારના નિયમોમાં શક્ય તેટલી વધુ હદે એકસૂત્રતા હોય એ ઇચ્છનીય છે.

સામાન્ય સોદાઓ ઉપરાંત 'તેજી-મંદી' તરીકે ઓળખાતા સોદાઓનો ઉલ્લેખ પણ અહીં કરી શકાય. એમ કહી શકાય કે તેજી-મંદીના ધોરણે થતા સોદાઓનું પ્રમાણ પણ ઘણું મોટું છે. કેટલીક વાર અનાજ પેદા કરતા કિસાનો પણ આ કારણે પોતાની ઉપજ સામે આ ધંધામાં પડવા લોભાયા છે. સામાન્ય માન્યતા એવી છે કે કિસાનોની સ્થિતિ પર 'તેજી-મંદી' ની આર્થિક અસર ખતરનાક અને નાશકારક પુરવાર થઈ છે. આ અંગે હકીકતો જાણવા ઝીણવટભરી તપાસ જરૂરી છે.

## બજાર માટે નાણાં

ખેતરમાંથી પાકને વાપરનારાઓ સુધી ખસેડવા માટે જરૂરી નાણાંની જોગવાઈની બાબત બીજી બાબતો જેટલીજ મહત્વની છે. ખેડૂતોથી માંડીને ગામના વેપારીઓ અને જથ્થાબંધના વેપારીઓ

સુધી ખેતીવાડીની નિપજોની ખરીદી અને વહેંચણી કરતા સૌ કોઈ કામકાજ માટે વધતે ઓછે અંશે બહારનાં નાણાં પર આધાર રાખે છે. આ હારમાળામાં જેનું સ્થાન સૌથી પહેલું છે તેવા કિસાનની નાણાંકીય સ્થિતિ ઘણી નબળી છે અને ખાસ લક્ષ માગી લે છે.

મહેસાણા જિલ્લામાં બજાર માટેનાં નાણા સહિત, ખેતીવાડી માટેનાં નાણાનો પ્રશ્ન વ્યાપક તપાસ માગી લે છે. આ પ્રકારની સામાન્ય તપાસમાં આ બાબતની વધુ વિગતમાં ઊંડા ઉતરવાનું શક્ય નહતું. એટલે હવે પછીની વિચારણા જિલ્લાની અમારી સામાન્ય તપાસ દરમિયાન મળેલી છૂટીછવાઇ માહિતી અને વિગતોના આધારે કરાયલી છે.

## ખેડૂતો માટે નાણાંનો પ્રબંધ

સમગ્ર જિલ્લામાં જ્યારે જ્યારે ખેડૂતોને નાણાંની જરૂર પડે ત્યારે તેમનો મુખ્ય આધાર ગામનો વાણિયો છે. જિલ્લામાં નાણાં ધીરધારની પ્રવૃત્તિ કેટલી જોરમાં ચાલે છે તેનો ખ્યાલ નાણાંની ધીરધાર કરનારાઓ માટેનો કાનૂન અમલમાં મૂકાતાં પહેલે વર્ષે નાણાંની ધીરધાર કરતા જે શરાફોએ પોતાનાં નામો નોંધાવેલા તેની સંખ્યા પરથી મળી રહે છે. સમગ્ર જિલ્લામાં મુંબઈ રાજ્યના તમામ જિલ્લાઓમા જેટલા શરાફો છે તે બધાના સરવાળા જેટલાં, એટલે કે ૬,૦૫૭ નાણાં ધીરધાર કરનારાઓ નોંધાયા હતા અને તેઓએ જેઓ વેપારી ન હોય તેવાઓની ૪૧ લાખ રૂપિયાની લોનો આપી હતી. પરંતુ એ પછી નોંધાયેલા શરાફોની સંખ્યા અધોઅધ ઘટી ગઈ છે અને પરિણામે ઉછીના નાણાં મેળવવાની સગવડતા ઘણી ઓછી થઈ ગઈ છે.

નાણાં ઉછીના મેળવવાનાં બીજાં સાધનો સહકારી ધિરાણ મંડળીઓ અને ખરીદ-વેચાણ મંડળીઓના છે. પરંતુ આ સાધનોદ્વારા મળતા નાણાંનું પ્રમાણ મોટું નથી. સહકાર શિર્ષક હેઠળન પ્રકરણમાં જોઈ શકાશે તેમ જિલ્લાની સહકાર પ્રવૃત્તિએ ખાસ પ્રગતિ સાધી નથી. કેટલાક કિસ્સાઓમાં એમ પણ જાણવા મળ્યું છે કે ગ્રામ સહકારી મંડળીઓનો વહીવટ કિસાનોને પૈસા ધીરતા શરાફોના હાથમાંજ હોય છે. એવી ફરિયાદ થઈ હતી કે ઘણા કિસ્સાઓમાં કિસાનને મંડળી પાસેથી ભાગ્યેજ સીધેસીધા નાણાં ઉછીના મળે છે. નાણાં ધીરનાર મંડળી પાસેથી ઓછા વ્યાજે નાણાં ઉપાડે છે અને ખેડૂતને વધુ વ્યાજે તે રકમ ધીરે છે. અને આ રીતે મંડળીઓના હિસાબ અને જોખમે નફો મેળવે છે.

ખેડૂતો માટે નાણાં ઉછીના મેળવવા માટેની સગવડતાઓ ખૂબજ અપૂરતી છે એ હકીકત બાજુએ રાખતાં પોતાના માલને બજારમાં જતો રોકીને તેનો જથ્થો જાળવી રાખવાની મોટા ભાગના કિસાનોની શક્તિ સરખામણીમાં ઘણી ઓછી છે. પરિણામે તેઓને કાપણી પછી તરતજ પોતાનુ બધુ અનાજ વેચી નાખવાની ફરજ પડે છે. આને લઈને તેઓને ભાવ ઓછો મળે છે. કિસાનો પોતાના અનાજનો જથ્થો પોતાની પાસે રાખી શકે છે માટે તેઓને યોગ્ય દરે નાણાં ઉછીના આપવા અંગેની સગવડતાઓમાં સુધારો કરવામાં આવે એ ઇચ્છનીય છે.

નાણાંની ધીરધાર કરતા શરાફ પર નિયમન લાદવાના ઇરાદાથી કે ખેડૂતને સસ્તા વ્યાજે નાણાં ઉછીના મળે એ હેતુથી સુધારણાના જે પગલાં લેવામાં આવે એથી કિસાનોની સ્થિતિમાં કદાચ નોંધપાત્ર સુધારો નહીં થાય. ખેતીવાડીની નિપજોની બજાર માટેના નાણાંની વ્યવસ્થા સહિતની ખેતીકામ માટેની નાણાંની વ્યવસ્થા અંગેની વર્તમાન સ્થિતિ સંતોષજનક નથી. શક્ય તેવા તમામ સાધનોદ્વારા સહકાર આપવામાં આવતો હોવા છતાં પ્રમાણમાં આ પ્રવૃત્તિએ કરેલી પ્રગતિ ઘણીજ

ઓછી છે. આમ હોઈને અમને એમ લાગ્યું છે કે હજુયે નાણાંની ધીરધાર કરતા શરાફનું વર્ચસ્વ પહેલાના જેટલું જ છે.

આ હકીકતની આગી અવિધિ સાદી છે. સહકારી પ્રવૃત્તિ માત્ર નાણાંની ધીરધાર કરતાં તંત્રની જોગવાઈ કરે છે પરંતુ ખેડૂતને તે નાણાં વ્યાજે મેળવી શકે તેને લાયક બનાવવા કશા ગંભીર પ્રયત્નો થતા હોય એમ લાગતું નથી. અને જ્યાં સુધી ખેડૂત નાણાં વ્યાજે મેળવવાની લાયકાત ધરાવતો ન થાય ત્યાં સુધી નાણાં ધીરધાર અંગેનું કોઈ પણ તંત્ર સફળ થઈ શકે નહીં.

જિલ્લામાં સહકારી ધીરધારની શક્યતા અને બજારની સગવડતાઓ અંગે 'સહકાર'નાં પ્રકરણમાં વિગતપૂર્વક વિચારણા કરવામાં આવી છે.

## વેચાણના બીજા પ્રશ્નો

**સંગ્રહ :** સંગ્રહ માટેની રીત તથા સગવડ બંન્ને પૂરતાં નથી. લગભગ બધી ચીજો થેલામાં અથવા તો છુટી ભાડાની વખારોમાં રાખવામાં આવે છે. ગળતા છાપરાં, ઉંદર અને બીજા બગાડ થતા હોવાથી આ પદ્ધતિ બિલકુલ સંતોષકારક નથી. જિલ્લા વેચાણ ઑફીસરે બહાર પાડેલ ગણત્રી પ્રમાણે આમ થતાં નુકસાનની ટકાવારી નીચે મુજબ છે.

| | |
|---|---|
| સુકાઈ જવાથી થતું નુકશાન | $\frac{3}{4}$ % |
| જીવાતથી થતું ,, | ૧ % |
| ઉંદરથી ,, | ૧ % |
| ચોરી | ૧ % |
| વરસાદથી થતું નુકશાન | ૧ % |
| કુલ્લે. | ૪ $\frac{3}{4}$ ટકા |

**વજન અને માપ :** વપારની મુશ્કેલીની જેમ ખામીવાળાં વજન, માપ અને ત્રાજવાંને લીધે જિલ્લામાં વેચાણને ધક્કો પહોંચે છે. દશશેરીઆ અને હાથનાં ત્રાજવાં ગામડામાં બહુજ પ્રચલિત છે; અને આને લીધેજ છેતરાવાનો ભય વધુ હોય છે. ગામના મોટા કાંટામાં પણ ખામી હોય છે. આ ઉપરાંત જિલ્લામાં અમુક ચીજોમાં ૪૧ થી ૪૩ રતલનો મણ પણ પ્રચલિત છે.

**વર્ગીકરણ અને પ્રમાણીકરણ : (Grading & Standardisation)** ડગલે અને પગલે ભેળસેળ એ પણ અહીંનું દુઃખ છે. ઊંચી જાતમાં નીચી જાત નાખવી, ધાન્યમાં ધૂળ અને કાંકરા નાખવા, અને ઘીમાં વનસ્પતિ તથા 'વ્હાઇટ ઑઇલ' મેળવવામાં આવે છે. જોકે ઝાટક્યા પછી પણ થોડા કાંકરા, રેતી તો આવેજ પણ ઘણી વખત આ જાણીબુઝીનેજ કરવામાં આવે છે. જીરામાં રેતી અને વરીઆળીમાં ભુસું મેળવવામાં આવે છે. ઘઉંમાં જાતો ભેગી કરવામાં આવે છે. આ બધું અટકાવવા વિલીનીકરણ પહેલાં વડોદરા રાજ્યે ઘીનું વીસનગર અને ધીણોજ વર્ગીકરણ કરવાની યોજના શરૂ કરી. આ યોજના સંતોષજનક હતી પણ ઘીના પુરવઠામાં બહુજ ઘટ પડતાં અને વર્ગીકરણના કાયદામાં ફેરફાર થતાં આ યોજના પડતી મૂકાઇ છે. એક વખત મહેસાણાનું ઘી પ્રખ્યાત હતું તેનો અત્યારે ભેળસેળને લીધે કોઈ ભાવ પણ પૂછતું નથી.

## વાહનવ્યવહાર

**વાહન :** આર્થિક, લશ્કરી, સાંસ્કૃતિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ વાહનનું મહત્વ ખહુજ છે. સફળ રાજ્ય કારભાર, દુષ્કાળ રાહત, વ્યાપાર વાણિજ્યનું વધવું અને દેશની સંપત્તિનો સદુપયોગ કરી સુમેળ સાધવો, તથા પ્રજાની પ્રમાણસર વહેંચણી થવી આ બધું સારા વાહન વ્યવહાર પર નિર્ભર છે.

### રેલ્વે

### જિલ્લામાં રેલ્વેની વ્યવસ્થા નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧. રેલ્વે માઇલ | ૩૨૮ (આશરે) |
| ૨. જિલ્લાનું ક્ષેત્રફળ | ૪૧૨૬ ચો. માઇલ |
| ૩. વસ્તી | ૧,૪૭૧,૬૬૨ |
| ૪. દર હજાર ચો. માઇલે રેલ્વે માઇલ | ૭૯·૫ |
| ૫. દર દસહજારની વસ્તીએ રેલ્વે માઇલ | ૨·૨ |

આધાર : "ડીસ્ટ્રીક્ટ સેન્સસ હેન્ડબુક" અને "પી. ડબ્લ્યુ ડી." મહેસાણા જિલ્લો.

ઉપરના આંકડા વડોદરા રાજ્ય તથા ૧૯૪૭ માં હિંદના આંકડા સાથે સરખાવતાં નીચેનું ચિત્ર મળે છે.

| | મહેસાણા ૧૯૫૦ | વડોદરા ૧૯૩૯ | હિંદ ૧૯૪૭ | યુરોપ (રશિયા બાદ કરતાં) |
|---|---|---|---|---|
| દર હજાર ચો. માઇલે રેલ્વેના માઇલ. | ૭૯·૫ | ૬૧૬·૯ | ૨૭·૯ | ૧૧૪·૪ |
| દર દસહજારની વસ્તીએ રેલ્વેના માઇલ. | ૨·૨ | ૩·૯ | ૧·૧ | મળતા નથી. |

અખિલ હિંદના આંકડા જોતાં જિલ્લાના આંકડા ખરાબ ન કહેવાય. પણ સાથે સાથે આપણે ભૂલવું જોઇએ નહિ કે હિંદની પરિસ્થિતિ દુઃખજનક છે જ. હવે આપણે જિલ્લામાં આવેલાં રેલ્વે સ્ટેશનથી નજીકમાં નજીક ગામ વગેરેની સ્થિતિ તપાસીએ.

### સેંકડે રેલ્વેસ્ટેશનવાળા ગામડાંની સંખ્યા

| જિલ્લો અને તાલુકો. | ગામમાં | બે માઇલ ની અંદર | બેથી પાંચ માઇલ દૂર | પાંચથી દસ માઇલ દૂર | દસ માઇલથી વધારે દૂર | અંતરની માહિતી નથી | કુલ્લે ગામડાં |
|---|---|---|---|---|---|---|---|
| મહેસાણા જીલ્લો | ૩·૯ | ૧૯·૩ | ૩૪ ૩ | ૨૨·૧ | ૧૭·૨ | ૩·૨ | ૧૨૪૭ |
| ચાણસ્મા | ૪·૫ | ૩૬·૯ | ૪૮·૩ | ૯·૯ | — | — | ૧૧૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ખેરાળુ | ૧·૮ | ૧૫·૩ | ૩૨·૯ | ૩૨·૩ | ૭·૯ | ૯·૮ | ૧૬૪ |
| વીસનગર | ૫·૫ | ૧૬·૭ | ૫૫·૬ | ૨૨·૨ | — | — | ૫૮ |
| મહેસાણા | ૭·૧ | ૪૨·૦ | ૩૮·૪ | ૭·૧ | — | ૫·૪ | ૧૧૨ |
| રાધનપુર | — | — | — | ૪·૩ | ૯૧·૪ | ૪·૩ | ૭૦ |
| સિદ્ધપુર | ૮·૫ | ૨૦·૭ | ૪૧·૫ | ૧૯·૫ | ૧·૩ | ૮·૫ | ૮૭ |
| સાંતલપુર | — | — | — | — | ૧૦૦·૦ | — | ૭૪ |
| પાટણ | ૨·૨ | ૬·૮ | ૪૦·૧ | ૩૮·૦ | ૧૨·૨ | ૦·૭ | ૧૩૭ |
| સમી | — | — | ૭·૭ | ૨૯·૭ | ૫૯·૩ | ૩·૩ | ૯૧ |
| કડી | ૨·૫ | ૨૪·૪ | ૪૪·૬ | ૨૬·૦ | ૦·૮ | ૧·૭ | ૧૧૯ |
| કલોલ | ૧૨·૦ | ૧૮·૫ | ૪૨·૪ | ૨૫·૦ | — | ૨·૧ | ૯૭ |
| વીજાપુર | ૪·૯ | ૨૮·૧ | ૪૭·૬ | ૧૬·૫ | ·૯ | — | ૧૦૩ |
| હારિજ | — | ૧૦·૫ | ૨૬·૩ | ૫૭·૯ | ૫·૩ | — | ૩૮ |

આધાર : સેન્સસ ટેબ્યુલેશન ઑફીસ, મુંબઈ.

ઉપરના કોઠા પરથી જણાશે કે રાધનપુર, સાંતલપુર, સમી, હારિજ વગેરે તાલુકાઓમાં રેલ્વેની સગવડનો અભાવ છે, જ્યારે ખેરાળુ, પાટણ અને કડી જેવા તાલુકાઓમાં ઘણાં ગામડાં રેલ્વે સ્ટેશનથી ૬ માઇલ કે વધારે દૂર છે.

જિલ્લાનું કદ, વ્યાપાર અને વાણિજ્ય અને વિકાસનો અવકાશ જોતાં રેલ્વેની સગવડ વધવી જોઇએ અને મુખ્ય તાલુકાઓ એકબીજાથી સંકળાએલા રહે તે જરૂરી છે. નીચે આપેલાં સૂચનો જરૂરિયાત પ્રમાણે હાથ ધરવાં જોઇએ.

જિલ્લાની મહેસાણા–તારંગા લાઇનમાં વેરેઘા થી ટીંબાની રેલ્વે લાઈન છે. આ નાથીગર કવેરી સાઈડીંગ નામે ઓળખાય છે. પણ આનો ઉતારુઓ કે માલના હેરફેર માટે ઉપયોગ થતો નથી. જો આને ટીંબાથી ચાર માઈલ દૂર સતલાસના સુધી લંબાવી ઉતારુ તથા માલ માટે ચાલુ કરવામાં આવે તો ગઢવાડાનો પછાત ભાગ વિકાસ પામે તેમ છે. ઉપરાંત ગઢવાડા અને બનાસકાંઠાનાં જંગલની સમૃદ્ધિનો પણ વ્યાપારમાં ઉપયોગ લઈ શકાય તેમ છે. સાથે સાથે સાબરમતી નહેર યોજના ધારોઈ આગળ ચાલે છે તે સાતલાસનાથી ફક્ત ચારજ માઈલ દૂર છે અને લાઈન અહીં સુધી જો લાવવામાં આવે તો ધારોઈનો બંધ બાંધવાની ચીજો લાવવાનું સુગમ પડે. આ યોજના બહુજ સસ્તી છે અને નાખેલા પૈસા થોડાંકજ વર્ષમાં પાછા મળી શકે તેમ છે.

પહેલાં વડોદરા રાજ્યે વિજાપુર–રાણીસપુરની રેલ્વેનો વિચાર કર્યો હતો અને કામ પણ શરૂ થયું હતું. શરૂઆતનું કાર્ય પણ પૂર્ણ કરવામાં આવ્યું હતું. પણ મુંબઈ સરકારે આવતાંજ આ યોજનાને કોણ જાણે કેમ પડતી મૂકી છે. રાણીસપુર ચીની વાસણો માટે પ્રખ્યાત છે અને ઉપરાંત ગ્રામવિકાસ યોજનામાં છે માટે રેલ્વે થવી જરૂરી છે.

ત્રીજું સૂચન છે સિદ્ધપુર અને કાકોશી જોડવાનું. આ બંન્ને વચ્ચેનું અંતર ફક્ત ૭ માઇલ છે. અત્યારે પાટણ અને કાકોશી રેલ્વેથી જોડાએલાં છે અને ફક્ત આ જોડાણ ૭ માઇલ લંબાવી સિદ્ધપુર

સુધી લઇ જવામાં ઉત્તર સાથેના વેપારમાં સુગમતા થતા સરકારને રોકેલ મૂડી પાછી તરત મળી જાય તેમ છે.

ચોથું સૂચન રાધનપુરને પાટણ અથવા હારિજથી જોડવા માટેનું છે. ડીસા-કંડલા રેલ્વે થતાં અમદાવાદ અથવા મહેસાણાથી રાધનપુર અથવા કંડલા જતા ઉતારૂઓને પાલનપુર-ડીસાના લાંબા ચક્કર લગાવી જવું પડે છે. ઉપર મુજબનું જોડાણ થતાં ખર્ચ તથા સમયનો ઘણો બચાવ થશે. આ માટે પાટણ અને નજીકનાં ગામડાંઓમાંથી વિનંતીઓ કરાઇ છે અને આને અમે ટેકો આપીએ છીએ. ભીલડી અને વાગડોદને જોડવા માટેનું સૂચન પાંચમું છે. રેલ્વેખાતાની ઇચ્છા જોધપુર રેલ્વે ઉપર આવેલ અણીવાડા ને ડીસા-કંડલા ઉપર આવેલ ભીલડી સાથે જોડવાની છે. આની સાથે જો ભીલડીને નજીકના સ્ટેશન વાગડોદ સાથે જોડવામાં આવે તો અમદાવાદથી જોધપુરનો સીધો વહેવાર શરૂ થઇ શકે. અને આ ગુજરાત અને રાજસ્થાન બંન્નેના વિકાસમાં મદદ કરે.

અને છેલ્લે તારંગાહીલ અને ઉદયપુરને જોડવાનું સૂચન કરીએ છીએ. આપણી સરકાર ગુજરાત રાજસ્થાનને જોડવાનો વિચાર કરી રહી છે. અમારા મત મુજબ ટૂંકામાં ટૂંકો રસ્તો હોય તો તે તારંગા અને ઉદયપુર વચ્ચે છે.

આમ ઉપર સૂચવેલી જોડાણ યોજનાઓ અમલમાં મૂકાય તો જિલ્લાની પ્રજાની ઉન્નતિમાં ઝડપી વધારો થાય.

## રસ્તા

જો રસ્તા સારા હોય તો રેલ્વેની અછત થોડે ઘણે અંશે ન લાગે.

પણ જિલ્લાની રસ્તાની સ્થિતિ અત્યંત ખરાબ છે. જુદી જુદી જાતના રસ્તા પી. ડબ્લ્યુ. ડી. ખાતાંના આપેલા આંકડા પ્રમાણે ફક્ત ૩૨૬ માઇલ જ છે. હિંદુસ્તાન સાથે સરખાવતાં આંકડાનો કોઠો નીચે આપેલો છે તે જોવો રસપ્રદ થઈ પડશે.

### મહેસાણા જિલ્લાના રસ્તાનું માપ

| | મહેસાણા | હિંદુસ્તાન |
|---|---|---|
| દર હજાર ચો. માઇલે કેટલા માઇલ રસ્તો | ૭૯·૦ | ૧૯૬·૪ |
| દર દસ હજાર માણસે કેટલા માઇલ રસ્તો | ૨·૨ | ૭·૪ |

ઉપરના કોઠા પરથી એ સ્પષ્ટ છે કે આ પ્રદેશમાં રસ્તા અંગેની સગવડો ઘણી ઓછી છે. સુવિકસિત ખેતીપ્રદેશમાં કોઇ પણ ગામ મુખ્ય રસ્તાથી પાંચ માઇલ કરતાં વધુ દૂર ન હોવું જોઇએ એમ નાગપુર યોજના કહે છે. એ વાતને ધ્યાનમાં રાખતાં અહીંની સ્થિતિ ઘણી પછાત કહેવાય. અત્યારની સ્થિતિ પ્રમાણે હાલના રસ્તાનું પૃથક્કરણ કરીએ તો ઘણું અસંતોષજનક ચિત્ર રજૂ થાય છે.

## મહેસાણા જીલ્લામાં રસ્તાના પ્રકાર

| | | | |
|---|---|---|---|
| સ્ટેટ હાઇવે | ૩ માઈલ | પાકો રસ્તો | ૩ માઈલ |
| મુખ્ય જિલ્લા રસ્તો | ૧૮૦ ,, | કાચો રસ્તો | ૩૧૪ ,, |
| બીજા ,, | ૧૪૩ ,, | પથ્થરવાળો રસ્તો | ૯ ,, |
| ગામ રસ્તો | — | | — |
| | ૩૨૬ માઈલ | | ૩૨૬ માઈલ |

આધાર : જાહેર બાંધકામ ખાતુ, મુંબઇ સરકાર.

મુખ્યત્વે કરીને રસ્તા માટીના છે, અને તેથી ચોમાસામાં તેનો ઉપયોગ બંધ થઈ જાય છે, અને આમ વાહન વ્યવહાર લગભગ બંધ કરવો પડે છે.

જિલ્લામાં રસ્તાની સ્થિતિનું વર્ણન આર. બી. કૂરે ' ધી ઇકોલોજી ઑફ બરોડા સ્ટેટ'માં સારું કર્યું છે. થોડોક ઉતારો નીચે આપીએ. " થોડે ઘણે અંશે રસ્તાની ખરાબ પરિસ્થિતિ આખા ગુજરાતમા છે તેમ કહી શકાય રસ્તા બનાવવાના સામાનના અભાવને લીધે રસ્તા બનાવવામાં આવ્યા નથી અને સાવ કથળેલી પરિસ્થિતિ સુધારવા કોઈ પણ પગલાં લેવામાં આવ્યાં નથી. રસ્તા માટેના સરસામાન મળે તેવી જગ્યાઓ તરફ લક્ષ અપાયું પણ નથી. થોડાક રેલ્વે રસ્તા હોવાથી વહેવારમાં આવતી અડચણોને થોડી રાહત મળી છે. પણ સાથે સાથે આ હોવાને લીધે સગવડ ભરેલા વાહન વ્યવહારની અછતનો આપણને જલ્દી ખ્યાલ આવે છે ".....( પાનાં ૧૦૪–૧૦૫ )

પ્રશ્નની હવે વધારે છણાવટ ન કરતાં આપણે એમ કહી શકીએ કે જિલ્લાના વાહન વ્યવહાર ઉપર બહુજ ધ્યાન આપી સુધારવાની જરૂર છે.

### તાર ટપાલની વ્યવસ્થા

વાહન જેટલોજ વ્યવહાર પણ દેશની ઉન્નતિ માટે જરૂરી છે. તાર અને ટપાલ મારફત થતા વ્યવહારનું પ્રમાણ જોતાં દેશની આર્થિક મહત્તાનો ઠીક ખ્યાલ આવી શકે. ઉપરાંત એ સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક ઉત્કર્ષમાં સારો ભાગ ભજવી શકે.

### ટપાલ ઘરવાળાં ગામડાંની ટકાવારી

| જિલ્લો અને તાલુકો | ગામમાં જ | બે માઇલ ની અંદર | ૨ થી ૫ માઇલની અંદર | ૫ થી ૧૦ માઇલની અંદર | ૧૦ માઇલ ઉપર | અજ્ઞાત | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૧૨.૫ | ૨૮.૦ | ૩૮.૧ | ૧૬.૩ | ૧.૮ | ૩.૩ | ૧૦૦ (૧૨૪૭) |
| ચાણસમા | ૧૦.૮ | ૨૮.૩ | ૫૧.૦ | ૯.૦ | — | ૦.૯ | ૧૦૦ (૧૧૧) |
| ખેરાળુ | ૯.૭ | ૩૨.૩ | ૪૩.૩ | ૮.૫ | — | ૬.૭ | ૧૦૦ (૧૬૪) |
| વીસનગર | ૧૪.૮ | ૩૮.૯ | ૪૪.૪ | ૧.૯ | — | — | ૧૦૦ (૫૪) |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મહેસાણા | ૧૭ ૮ | ૪૨.૮ | ૨૬.૭ | ૮.૭ | — | ૪.૦ | ૧૦૦ | (૧૧૨) |
| રાધનપુર | ૧.૪ | ૧.૪ | ૩૨.૯ | ૫૭.૨ | ૨.૮ | ૪.૩ | ૧૦૦ | (૭૦) |
| સિદ્ધપુર | ૧૭.૧ | ૩૦.૫ | ૩૨.૯ | ૧૧.૦ | ૧.૨ | ૭.૩ | ૧૦૦ | (૮૨) |
| પાટણ | ૧૧.૦ | ૨૫.૫ | ૪૭.૫ | ૧૬.૦ | — | — | ૧૦૦ | (૧૩૭) |
| સાંતલપુર | ૨.૭ | ૯.૩ | ૪૧.૩ | ૩૮.૭ | ૬.૬ | ૧.૪ | ૧૦૦ | (૭૫) |
| સમી | ૫.૫ | ૯.૯ | ૨૩.૧ | ૪૨.૮ | ૧૫.૪ | ૩.૩ | ૧૦૦ | (૯૧) |
| કડી | ૧૩.૫ | ૩૬.૧ | ૩૮.૭ | ૫.૦ | ૦.૮ | ૫ ૯ | ૧૦૦ | (૧૧૯) |
| કલોલ | ૨૧.૭ | ૩૨.૬ | ૩૫.૯ | ૫.૪ | — | ૪.૪ | ૧૦૦ | (૯૨) |
| વીજાપુર | ૨૬.૨ | ૪૩.૭ | ૨૮.૨ | ૧.૯ | — | — | ૧૦૦ | (૧૦૩) |
| હારિજ | ૨.૬ | ૧૩.૨ | ૩૯.૫ | ૪૪.૭ | — | — | ૧૦૦ | (૩૮) |

આધાર : સેન્સસ ટેબ્યુલેશન ઓફીસ મુબઈ

ઉપરનો કોઠો બતાવે છે કે રાધનપુર, સાંતલપુર, સમી અને હારિજ જેવા તાલુકાઓમાં મોટે ભાગે ગામથી પાંચ માઇલ થી વધારે દૂર ટપાલ ઑફીસો આવેલી છે; અને ટપાલ ઓફીસવાળાં ગામડાંની સંખ્યા જુજ છે. હલકારા ( બેપીઆ ) ની પ્રથા કેટલે અંશે ફળીભૂત છે તે કહી શકાય તેમ નથી, છતાં એટલુ તો ચોકકસ છે જ કે ઉપરના ચાર તાલુકાઓમાં સગવડ બહુજ ઓછી છે.

શિક્ષણનું પ્રમાણ વધતાં અને સામાજિક અને આર્થિક વિકાસ થતાં તાર ટપાલની વ્યવસ્થામાં સુધારાની બહુજ જરૂર પડે છે. વિકાસનાં બીજાં કાર્યો લેવાય તે સાથે આને પણ ન ભૂલતા યોગ્ય સ્થાન આપી વિકાસ સાધવો જરૂરી છે.

પ્રકરણ ૧૦

# સહકાર

મહેસાણા જિલ્લામાં સહકારી પ્રવૃત્તિનો પ્રારંભ છેક ૧૯૦૯-૧૦ માં થયાનું ગણી શકાય છે. એ વર્ષે હારિજ તાલુકાના બે ગામડાઓમાં બે નાની મંડળીઓ શરૂ કરવામાં આવી હતી. વડોદરા સરકારે ૧૯૧૯ માં સહકારી પ્રવૃત્તિ માટેના અલગ ખાતાની રચના કરી હતી. એથી આ પ્રવૃત્તિને સારો વેગ સાંપડ્યો અને બીજા દાયકાને અંતે જિલ્લામાં ૩,૨૪૮ સભ્યો ધરાવતી ૮૧ મંડળીઓ રચવામાં આવી હતી.

૧૯૨૦ થી ૧૯૪૦ સુધીની પ્રગતિ ધીમી પણ ચોક્કસ છે. વડોદરા સરકારે આ બે દાયકા દરમ્યાન આ પ્રવૃત્તિને સુધારવા, વિકસાવવા અને સંયોજીત કરવાની દિશામાં ખૂબ કાર્ય કર્યું હતું. આ પ્રયાસોને પરિણામે ૧૯૪૦ ની આખરમાં જિલ્લામાં ૧૧,૭૪૨ સભ્યો ધરાવતી ૨૫૮ મંડળીઓ અસ્તિત્વમાં હતી.

૧૯૪૦ સુધી જિલ્લાની સહકારી પ્રવૃતિ ખેતીવાડીના ધંધામાં ધિરાણના કામકાજ પૂરતી મર્યાદિત હતી. ઉપરાંત આમાંની ઘણી મંડળીઓ મૃતપ્રાય હતી અને ખોટનો ધંધો કરતી હતી. યુદ્ધકાળ દરમિયાન ફરી સહકારી પ્રવૃત્તિને પ્રોત્સાહન મળ્યું. યુદ્ધકાળના અંકુશિત અર્થકારણે સંખ્યાબંધ લોકોને અનાજ અને બીજી ચીજોની વહેંચણી તથા ખરીદી માટે સહકારી મંડળીઓ રચવા આકર્ષ્યા. આ રીતે સાંપડેલા વેગને પરિણામે, એક રીતે, કેટલી મંડળીઓને સ્થિર થવામાં તથા પોતાના આર્થિક માળખાને મજબૂત બનાવવામાં સહાય મળી. ઘણી મંડળીઓ દ્વારા મોટા પાયા પર અનાજ પ્રાપ્તિ અને વહેંચણીનું કામ ચાલતુ હતું અને તેમાંથી મંડળીઓને સારો નફો મળતો હતો.

ટૂંકમાં એમ કહી શકાય કે જોડાણ પહેલાના સમયમાં સહકારી પ્રવૃતિએ કોઈ વિશેષ પ્રગતિ સાધી ન હતી. મહેસાણા જિલ્લામાં પડોશના બીજા જિલ્લાઓની સરખામણીમાં સહકારી પ્રવૃતિનો વિકાસ જેટલો થવો જોઇએ તેટલો થયો ન હતો. સહકારી નાણાંનો લાભ ખેતીવિષયક જરૂરિયાતના નાના હિસ્સાને પહોંચી વળવા પૂરતો મળતો હતો. મંડળીઓની નાણાંકિય સ્થિતિ પણ એકંદરે અતિ કંગાલ હતી અને વ્યવસ્થા ઘણી ખરાબ હતી.

## ધીમા વિકાસનાં કારણો

સહકારી પ્રવૃતિના વિકાસના ઇતિહાસ પર દષ્ટિ નાખતાં પ્રગતિની ગતિમાં વેગ નજરે પડતો નથી. ચાલીસ વર્ષોના લાંબા સમય દરમિયાન માત્ર ૧૭૭ ખેતીવાડીવિષયક અને ૭૯ બીન-ખેતીવાડી વિષયક મંડળીઓ રચાઇ હતી. પ્રવૃતિના વિકાસની ધીમી ગતિનાં કારણો સુવિદિત છે.

સહકારી ખાતું પ્રમાણમાં નાનું હતું એમ કહી શકાય. બ્રિટિશ ભારતના બીજા જિલ્લાઓની સરખામણીમાં જિલ્લાનું સંગઠન અને પ્રચારકાર્ય ઘણું નબળું હતું. સહકારી બેંક (કોઓપરેટિવ બેન્ક) નો અભાવ એ પણ પ્રવૃત્તિના ઝડપી વિકાસના માર્ગ આડેનો એક અંતરાય હતો. ધી ડિસ્ટ્રિક્ટ સેંટ્રલ

એકનું ભંડોળ મર્યાદિત હતું અને રાજ્ય તરફથી સીધી મદદ મળતી ન હોવાથી બધી મંડળીઓને લોન આપવાનું એના માટે મુશ્કેલ હતું. ટૂંકમાં, બધી સારી સહકારી મંડળીઓ પોતાના કિસાન સભ્યોને પૂરતા પ્રમાણમાં લોન આપી શકે એ માટે એની મંડળીઓને નાણા પૂરાં પાડી શકે એવી કોઈ મજબૂત સહકારી બેંકીંગ પદ્ધતિ અસ્તિત્વ ધરાવતી ન હતી

વળી, ઘણીખરી મંડળીઓ અમર્યાદિત જવાબદારીના પાયા પર રચાયેલી હતી. આથી બિચારા ગરીબ કિસાનો આવી મંડળીઓ સાથે પોતાનું ભાવિ જોડતા ખંચકાતા હતા. અમર્યાદિત જવાબદારીને કારણે ધનિક વર્ગ પણ આવી મંડળીઓમા જોડાવાની અનિચ્છા દાખવતો હતો. મંડળીઓના વ્યાજનો દર પણ અતિ આકરો – ૯ થી ૧૦ ટકા – હતો. જનતામા આ માટે ઉત્સાહ કે પહેલ કરવાનો ઉમળકો ન હતો.

## વર્તમાન પરિસ્થિતિ

૧૯૪૮–૪૯ માં વડોદરા રાજ્યના વિસ્તારોનું મુંબઈ રાજ્ય સાથે જોડાણ થયું એ પછી સહકારી ખાતું જુની મંડળીઓને મુંબઈના ધોરણે નવેસરથી વ્યવસ્થિત કરવાની દિશામા પ્રયાસો કરી રહ્યુ છે. મૃતપ્રાય પડેલી મંડળીઓમાં નવા પ્રાણ પૂરવાના, ધર ઘડારગરની મંડળીઓને સમેટી લેવાના અને વિવિધલક્ષી મંડળીઓને સુવ્યવસ્થિત અને સંગઠિત કરવાના પ્રયાસો થઈ રહ્યા છે.

### કોઠો નં. ૧

મહેસાણા જિલ્લામા સહકારી પ્રવૃત્તિ

| વર્ષ | મંડળીઓની સંખ્યા | કુલસભ્યો | ચાલુ થાપણ | |
|---|---|---|---|---|
| ૧૯૪૯–૫૦ ... ... | ૩૬૧ | ૩૪,૩૩૦ | ૪૬ ૭ | લાખ |
| ૧૯૫૦–૫૧ ... ... | ૪૦૩ | ૪૫,૨૦૧ | ૫૭ ૪ | ,, |
| ૧૯૫૧–૫૨ ... ... | ૪૦૭ | ૫૯,૧૩૦ | ૬૬.૬ | ,, |
| ૧૯૫૨–૫૩ (માર્ચ) | ૪૧૮ | ૪૭,૩૫૦* | ૭૪.૩૩ | ,, |

આધાર આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટિવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લો

* (૧૯૫૨–૫૩ મા સભ્યોની સંખ્યામા ઘટાડો નોધાયેલો જણાય છે, એ મોટે ભાગે આગલા વર્ષના આંકડાઓમાં થયેલી અતિશયોક્તિને આભારી લાગે છે.)

## ભૌગોલિક વહેંચણી

સહકારી પ્રવૃત્તિ જિલ્લાના બધા તાલુકાઓમા એકસરખી રીતે ફેલાયેલી નથી નીચેના કોઠામાં તાલુકાઓમા સહકારી મંડળીઓની સંખ્યા કેટલી છે એ બતાવવામા આવ્યુ છે.

### કોઠો નં. ૨

મહેસાણા જિલ્લામાં સહકારી પ્રવૃત્તિનો ફેલાવો

| તાલુકો | સહકારી મંડળીઓની સંખ્યા |
|---|---|
| ચાણસમા | ૬૪ |
| વિજાપુર | ૬૦ |
| મહેસાણા | ૫૯ |

| | |
|---|---|
| કડી | ૫૪ |
| કલોલ | ૪૧ |
| સિધ્ધપુર | ૩૪ |
| વિસનગર | ૩૦ |
| પાટણ | ૩૦ |
| ખેરાળુ | ૨૩ |
| રાધનપુર | ૬ |
| સમી | ૪ |
| હારિજ | ૨ |
| સાંતલપુર | – |

આધાર : આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટિવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લો

ઉપરનો કોઠો સૂચવે છે કે સહકારી પ્રવૃત્તિના વિકાસના વિસ્તારોને ત્રણ ભાગમાં વહેચી શકાય. (૧) કોઠામા પહેલા પાંચ તાલુકા જિલ્લાના બીજા ભાગોની સરખામણીએ સારી રીતે વિકાસ પામેલા છે. (૨) સિધ્ધપુર, પાટણ, વિસનગર અને ખેરાળુને એકસાથે મૂકીને, તેનું ઓછા વિકસિત વિસ્તારોનું એક જૂથ બનાવી શકાય, અને (૩) રાધનપુર, સમી, હારિજ અને સાતલપુરને એકસાથે મૂકીને તેનું એક અણવિકસિત વિસ્તારોનું જૂથ રચી શકાય.

જિલ્લામાં આ અસમાન વિકાસના કારણો સુવિદિત છે. ત્રીજું જૂથ અવિકસિત છે કેમ કે સમી, સાંતલપુર અને રાધનપુર એ ભૂતપૂર્વ પાલણપુર અને રાધનપુર રાજ્યોના ભાગો હતા અને ત્યા સહકારી પ્રવૃત્તિને પ્રોત્સાહન આપના કોઈપણ પ્રકારના પ્રયત્નો થયા ન હતા. આ ઉપરાંત તાલુકાઓની આર્થિક સ્થિતિ પણ સારી ન હતી. જમીન હલકા પ્રકારની છે અને વરસાદ બહુ ઓછો પડે છે. બીજા જૂથના પ્રદેશોની, જમીનની જાત અને સરેરાશ વરસાદ બાબતમાં, સ્થિતિ વધુ સારી છે અને પહેલા જૂથની સ્થિતિ તો બીજા બધા તાલુકાઓની સાથે સરખાવતા દરેક બાબતમાં સૌથી વધુ સારી છે.

## ખેતીવિષયક ધિરાણ મંડળીઓ

ખેતીવિષયક ધિરાણ મંડળીઓ જિલ્લાના સહકારી અર્થકારણનો એક મુખ્ય ભાગ છે. પહેલી ખેતીવિષયક ધિરાણ મંડળીની રચના ૧૯૦૯ માં હારિજ તાલુકામાં થઈ હતી. ૧૯૨૦ સુધીમા જિલ્લામાં લગભગ ૬૩ ખેતીવિષયક ધિરાણ મંડળીઓ કામ કરતી થઈ હતી. ૧૯૪૮–૪૯ મા તેની સખ્યા ૧૬૦ પર પહોચી ગઈ હતી. લગભગ બધી મંડળીઓ અમર્યાદિત જવાબદારીવાળી અન્-લિમિટેડ હતી અને તેમની પાસે થોડી એવી ભરાયેલી થાપણ હતી. લોન આપવા અંગેનું કામકાજ પણ બહુ નાના પાયા પર ચાલતુ હતું અને તેમાંની ઘણીખરી તો સરખી રીતે કામ પણ કરતી ન હતી.

## વર્તમાન પરિસ્થિતિ

જિલ્લાનું મુબઈ રાજ્ય સાથે જોડાણ થયા પછી મંડળીઓના સભ્યોની સખ્યામા સારો એવો વધારો નોધાયો છે. નીચેના કોઠામાં પરિસ્થિતિ સ્પષ્ટ કરવામાં આવી છે.

## કોઠો નં. ૩

### મહેસાણા જિલ્લામાં ખેતીવિષયક ધિરાણ મંડળીઓનો વિકાસ

| વર્ષ | મંડળીઓની સંખ્યા | સભ્યોની સંખ્યા |
|---|---|---|
| ૧૯૪૯–૫૦ | ૧૮૪ | ૧૯,૫૫૬ |
| ૧૯૫૦–૫૧ | ૨૦૬ | ૧૩,૯૪૨ |
| ૧૯૫૧–૫૨ | ૨૧૯ | ૧૭,૮૮૧ |
| ૧૯૫૨–૫૩ | ૨૨૬ | ૧૮,૭૨૮ |

આધાર : આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટિવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લો.

ચાર વર્ષો દરમિયાન એકસોથી વધુ મંડળીઓ અસ્તિત્વમાં આવી છે. મોટા ભાગની નવી મંડળીઓ વિવિધલક્ષી મંડળીઓ છે. ૧૯૫૩ ના માર્ચ સુધીની છેલ્લામા છેલ્લી પરિસ્થિતિ અનુસાર સમગ્ર જિલ્લામાં કુલ ૨૨૬ ખેતીવિષયક ધિરાણ અને વિવિધલક્ષી મંડળીઓ અસ્તિત્વ ધરાવે છે અને આ મંડળીઓની સભ્યસંખ્યા ૧૮,૭૨૮ ની છે. એક સભ્ય પાચ માણસોના બનેલા કુટુંબનું પ્રતિનિધિત્વ ધરાવે છે એમ માની લેતાં ખેતીવિષયક ધિરાણ મંડળીઓ જનતાના આઠ ટકા ભાગનું પ્રતિનિધિત્વ ધરાવે છે. નીચેના કોઠામા જિલ્લાએ ગુજરાતના બીજા જિલ્લાઓ સાથે સરખાવતાં જે વિકાસ સાધ્યો છે તેનો તખ્તો દર્શાવવામા આવ્યો છે.

## કોઠો નં. ૪

### ગુજરાતમાં સહકારી પ્રવૃત્તિની પ્રગતિ : ૧૯૫૦–૫૧

| જિલ્લો | મંડળીઓની કુલ સંખ્યા | ગ્રામપ્રદેશની વસ્તી | મંડળી દીઠ સરેરાશ સભાસદ સંખ્યા | ગ્રામવિસ્તારની વસ્તીની સભ્ય સંખ્યાની ટકાવારી |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૨૦,૩૯૯ | ૬,૮૯,૪૪૫ | ૮૬ | ૨.૯ |
| અમરેલી | ૬,૧૦૮ | ૨,૩૦,૭૬૭ | ૪૪ | ૨.૬ |
| મહેસાણા | ૧૩,૯૪૯ | ૧૧,૪૮,૪૩૧ | ૬૭ | ૧.૨ |
| બનાસકાંઠા | ૩,૦૭૯ | ૬,૯૯૫૪ | ૮૮ | ૦.૪ |
| ખેડા | ૨૦,૬૦૫ | ૧૧,૫૬,૮૯૧ | ૮૨ | ૧.૭ |
| સાબરકાંઠા | ૬,૨૬૩ | ૬,૩૫,૦૦૫ | ૯૬ | ૦.૯ |
| વડોદરા | ૧૭,૩૬૭ | ૮,૯૭,૫૨૮ | ૪૮ | ૧.૯ |
| ભરૂચ | ૧૭,૨૨૬ | ૫,૭૭,૦૩૦ | ૭૦ | ૨.૯ |
| પંચમહાલ | ૨૨,૭૦૭ | ૧૦,૧૧,૨૮૫ | ૫૬ | ૨.૨ |
| સુરત | ૫૪,૩૪૨ | ૧૪,૩૯,૧૯૧ | ૧૨૭ | ૩.૭ |
| **મુંબઈ રાજ્ય** | **૧,૮૧,૯૯૫** | **૮૪,૫૭,૫૨૭** | **૬૭** | **૨.૧** |

આધાર : મુંબઈ રાજ્યમા સહકારી મંડળીઓના કામકાજ અંગેનો ૧૯૫૦–૫૧ ની સાલનો વાર્ષિક વહીવટી અહેવાલ

મહેસાણા જિલ્લામાં મંડળીની સરેરાશ સભ્યસંખ્યા બહુ ઓછી, એટલે કે માત્ર ૬૭ છે; જ્યારે સુરતમાં ૧૬૭, સાબરકાંઠામાં ૯૬, બનાસકાંઠામાં ૮૮ અને અમદાવાદમાં ૮૬ ની છે. મહેસાણાની સામાન્ય સભ્યસંખ્યા સમગ્ર ગુજરાતની સભ્યસંખ્યાની બરાબરી કરે છે. આ પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે બીજા જિલ્લાઓમાં આ પ્રવૃત્તિ તરફ ગ્રામજનો જેટલા આકર્ષાયા છે તેટલા પ્રમાણમાં અહીં ગ્રામજનો તેની તરફ આકર્ષાયા નથી. આ પછાતપણાનું કારણ, જોડાણના સમયે રાધનપુર, સમી અને સાંતલપુર જેવા ઓછા વિકસેલા પ્રદેશોનો આ જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો એ કદાચ હોઈ શકે. મહેસાણા જિલ્લાના જુદાજુદા વહીવટી વિભાગોમાં ચાણસ્મા અને વિજાપુર જેવા તાલુકાઓમાં ધિરાણ મંડળીઓએ ત્રીસ ટકા ગામડાં આવરી લીધા છે. જ્યારે હારિજ, રાધનપુર, સમી અને સાંતલપુરનાં માત્ર પાંચ ટકા ગામડાઓનેજ ધિરાણ મંડળીઓ આવરે છે. ધિરાણ મંડળીઓનો વિકાસ સમતોલ નથી તેનું કારણ પણ અગાઉ જણાવ્યા મુજબનુંજ છે.

## આર્થિક માળખું

મહેસાણાની ખેતીવિષયક ધિરાણ મંડળીઓનું સંચાલન અમર્યાદિત જવાબદારીના સામાન્ય સિધ્ધાંત પર થતુ હોવા છતાં મર્યાદિત જવાબદારીના સિધ્ધાંતનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે. ૨૧૯ ખેતીવિષયક ધિરાણ મંડળીઓમાંની ૧૦૩ મંડળીઓની રચના અમર્યાદિત જવાબદારીના પાયા પર થયેલી છે. જ્યારે બાકીની મંડળીઓ મર્યાદિત જવાબદારીના પાયા પર થયેલી છે.

### થાપણ

મહેસાણા જિલ્લામાં એકંદરે ખેતીવિષયક ધિરાણ મંડળીઓનું ચાલુ થાપણ અંગેનું માળખું નીચે મુજબ છે.

### કોઠો નં. ૫

### મહેસાણા જિલ્લામાં ખેતીવિષયક ધિરાણ મંડળીઓની થાપણ

| | ૧૯૪૯–૫૦ રૂપિયા | ટકાવારી | ૧૯૫૦–૫૨ રૂપિયા | ટકાવારી | ૧૯૫૨–૫૨ રૂપયા | ટકાવારી |
|---|---|---|---|---|---|---|
| પોતાની થાપણ * | ૪,૩૫,૬૭૭ | ૩૬.૮ | ૬,૬૮,૪૪૯ | ૪૪.૩ | ૯,૫૦,૪૭૦ | ૪૭.૯ |
| સભ્યો અને સભ્ય ન હોય તેવાઓએ મૂકેલી ડિપોઝીટ | ૩,૮૯,૩૬૭ | ૩૪.૬ | ૪,૮૨,૦૭૬ | ૩૨.૦ | ૫,૬૧,૭૦૩ | ૨૮.૨ |
| બીજી ઉછીની લીધેલી રકમ | ૩,૫૬,૬૫૭ | ૩૦.૧ | ૩,૫૫,૦૬૪ | ૨૩.૬ | ૪,૭૦,૮૬૧ | ૨૩.૭ |
| ચાલુ થાપણ | ૧૧,૮૧,૭૦૧ | ૧૦૦ | ૧૫,૦૫,૫૮૯ | ૧૦૦ | ૧૯,૮૩,૦૩૪ | ૧૦૦ |

* થાપણમાં શેર કેપિટલ, અનામત ભંડોળ અને બીજા ભંડોળોનો સમાવેશ થાય છે.

આધાર : આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઑફ કોઓપરેટિવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લો.

## કોઠો નં. ૬

## ગુજરાતના જિલ્લાઓમાં ખેતીવિષયક ધિરાણ મંડળીઓની પ્રગતિ

### ૧૯૫૦–૫૧

(રકમ રૂપીઆમાં)

| જિલ્લા | મંડળીઓની સંખ્યા | સરેરાશ પોતાની થાપણ | સરેરાશ ડિપોઝીટ સભ્યો | સરેરાશ ડિપોઝીટ બીન સભ્યો |
|---|---|---|---|---|
| ૧ અમદાવાદ | ૨૩૭ | ૭૮૫૮·૧ | ૫૨૮·૩ | ૭૭૦·૪ |
| ૨ અમરેલી | ૧૩૯ | ૨૯૬૪.૮ | ૪૩૦·૭ | ૬૪૭·૬ |
| ૩ મહેસાણા | ૨૦૬ | ૩૨૪૪.૮ | ૧૪૩૪·૬ | ૯૦૫·૦ |
| ૪ બનાસકાંઠા | ૩૫ | ૨૮૬૧·૨ | ૪૫૭·૪ | ૪૦૮·૧ |
| ૫ ખેડા | ૨૫૧ | ૫૪૬૨·૫ | ૯૮૪·૬ | ૭૪૭·૧ |
| ૬ સાબરકાંઠા | ૬૫ | ૫૭૭૮·૫ | ૧૯૨૩·૪ | ૨૫૨૭·૮ |
| ૭ વડોદરા | ૩૫૯ | ૩૨૭૮·૯ | ૧૮૦૮·૭ | ૧૦૦૫·૬ |
| ૮ ભરૂચ | ૨૪૬ | ૯૩૦૬·૯ | ૩૪૭૫·૧ | ૯૧૨·૪ |
| ૯ પંચમહાલ | ૪૦૬ | ૨૧૪૩·૬ | ૩૩૪·૬ | ૬૫૪ ૮ |
| ૧૦ સુરત | ૪૬૩ | ૬૧૮૫·૮ | ૨૩૬·૩ | ૧૮૭૮·૬ |
| કુલ | ૨૪૦૭ | ૪૯૮૧·૬ | ૧૦૮૭ ૭ | ૧૦૫૭·૩ |

## કોઠો નં. ૬ (ચાલુ)

| જિલ્લા | બીજી ઉછીતી લીધેલી રકમ (સરેરાશ) | ચાલુ થાપણ (સરેરાશ) | નવા ધિરાણ (સરેરાશ) | સરેરાશ ચાલુ થાપણ (સભ્ય દીઠ) |
|---|---|---|---|---|
| ૧ અમદાવાદ | ૬૪૨૫·૫· | ૧૫૫૮૨·૫ | ૧૪૩૩૮·૦ | ૧૮૧ ૪ |
| ૨ અમરેલી | ૫૧૦૦·૩ | ૯૧૪૩·૮ | ૫૮૧૨·૮ | ૨૦૮·૭ |
| ૩ મહેસાણા | ૧૭૨૩·૬ | ૫૬૦૯·૧ | ૧૭૧૧·૦ | ૧૦૭·૯ |
| ૪ બનાસકાંઠા | ૮૫૪·૬ | ૪૫૮૧·૪ | ૧૭૯૭·૬ | ૫૨·૦ |
| ૫ ખેડા | ૧૦૭૪ ૮ | ૮૨૬૪ ૨ | ૧૯૬૫·૧ | ૧૦૦·૬ |
| ૬ સાબરકાંઠા | ૨૨૨૪·૯ | ૧૨૪૫૪ ૮ | ૬૦૯૫ ૩ | ૧૨૯·૩ |
| ૭ વડોદરા | ૧૫૭૪ ૮ | ૭૬૬૮·૨ | ૩૮૪૧·૨ | ૧૫૮·૯ |
| ૮ ભરૂચ | ૯૯૮૬·૯ | ૨૩૬૮૧·૪ | ૧૫૮૭૫·૮ | ૩૩૮·૭ |
| ૯ પંચમહાલ | ૧૯૬૦·૪ | ૫૦૯૩·૪ | ૨૪૫૪·૦ | ૯૧·૭ |
| ૧૦ સુરત | ૭૨૩૦·૩ | ૧૭૬૫૮ ૪ | ૬૩૦૧·૭ | ૧૫૦·૪ |
| કુલ | ૪૨૩૬.૩ | ૧૧૬૫૬·૯ | ૬૧૧૧·૫ | ૬૫૧૧·૮ |

પોતાની થાપણમાં શેર કેપિટલ, અનામત ભંડોળ અને બીજા ભંડોળોનો સમાવેશ થાય છે.

આધાર: આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટીવ સોસાયટીઝ, મહેસાણા ના દફતરો

ઉપરના કોઠા પરથી એ જોઈ શકાશે કે થાપણમાં સભ્યો અને બીનસભ્યોનો મૂકેલી ડીપોઝીટનો ભાગ ઘણો મોટો છે. કોઠો નં. ૬ માં જણાવ્યા મુજબ આ ડિપોઝીટનો મોટો ભાગ ખુદ સભ્યો પાસેથી જ આવ્યો છે. આનો અર્થ એવો થઈ શકે કે અમુક સભ્યોની નાણાંકિય સ્થિતિ પ્રમાણમાં ઘણી સારી છે અને ડીપોઝીટ મૂકવા જેટલી વધારાની રકમ પણ તેમની પાસે છે. આર્થિક બાબતમાં આ એક ઘણી સારી બાબત છે કેમકે આનો અર્થ એ થાય કે મંડળીઓની સધ્ધરતા પોતાના સભ્યો પરજ નિર્ભર છે અને આથી તે મને નાણાં ઉછીના લેવા માટે બહારનાઓ પર આધાર રાખવો પડતો નથી. બહારનાઓ પાસેથી ઉછીની લેવાયેલી રકમની નીચી ટકાવારી પરથી આ વસ્તુ સ્પષ્ટપણે જણાઈ આવે છે.

ખેતીવિષયક ધિરાણ મંડળીઓની સ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ મેળવવા માટે ગુજરાતના બીજા જિલ્લાઓની આવી મંડળીઓ સાથે તેની સરખામણી કરવાનું ઠીક રહેશે. કોઠો નં. ૬ ગુજરાતના દરેક જિલ્લાની પ્રાથમિક મંડળીઓની સ્થિતિ પર પ્રકાશ પાડે છે.

કોઠો એ બતાવી આપે છે કે મહેસાણા જિલ્લામાં સભ્ય દીઠ એકંદર થાપણ માત્ર રૂા. ૧૦૭ ની છે. ભરૂચ, અમરેલી અને અમદાવાદ જેવા બીજા જિલ્લાઓ કે જેમની આવી થાપણ અનુક્રમે રૂા. ૩૩૮,૨૦૮ અને ૧૮૧ છે, તેની સરખામણીમાં આ જિલ્લાની આવી થાપણ બહુ ઓછી છે. સરેરાશ ડિપોઝીટ અને તેમાં સભ્યો અને બીન સભ્યોએ આપેલા ફાળાની સરખામણી કરતાં એ જોઈ શકાય છે કે મહેસાણા જિલ્લામાં સભ્યો પાસેથી મળેલી સરેરાશ ડિપોઝીટનું પ્રમાણ વધુ છે; અમદાવાદ, અમરેલી અને સુરત જિલ્લાઓની સરખામણીમાં બીજાઓ પાસેથી ઉછીની લેવાયેલી રકમનું પ્રમાણ ઘણું ઓછું છે.

## કોઠો નં. ૭

### ખેતીવિષયક ધિરાણ મંડળીઓ દ્વારા જુદાજુદા હેતુઓસર અપાયેલી લોનો

(રકમ રૂપિયામાં)

| વિષયો | ૧૯૪૯–૫૦ | કુલ રકમની ટકાવારી | ૧૯૫૦–૫૧ | કુલ રકમની ટકાવારી | ૧૯૫૧–૫૨ | કુલ રકમની ટકાવારી |
|---|---|---|---|---|---|---|
| લીઝ, એમેસમેન્ટ અને ચાલુ ખેતીવિષયક ખર્ચો | ૨,૧૭૮૩૮ | ૭૦·૬ | ૧૧૭૩૦૨ | ૩૪·૮ | ૩૨૦૯૪૪ | ૭૫·૬ |
| કુટુંબ નિર્વાહ | ૨૦૮૦૦ | ૬·૭ | ૬૭૮૯૬ | ૨૦·૧ | ૩૭૪૭૩ | ૮·૮ |
| જમીન સુધારણા | ૯૬૪૯ | ૩·૧ | ૭૩૭૩૫ | ૨૧·૮ | ૧૦૩૩૫ | ૨·૪ |
| લગ્ન અને બીજા ખાસ પ્રસંગો | ૧૦૦૦૨ | ૩·૨ | ૨૯૮૫૭ | ૮·૮ | ૩૬૬૦ | ૦·૮ |
| જુના કરજોની ચૂકવણી | — | — | — | — | ૩૭૨૫ | ૦·૯ |
| ઔદ્યોગિક ઉત્પાદન | — | — | — | — | ૭૫૦ | ૦·૧ |
| માર્કેટિંગ અને પ્રોસેસિંગ | ૧૩૦૦ | ૦·૪ | — | — | ૪૬૦૦ | ૧·૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જમીન ખરીદી | — | — | — | — | ૫૬૯૦ | ૧.૩ |
| બીજી બાબતો માટે | ૪૮૬૯૩ | ૧૬.૦ | ૪૭૯૭૭ | ૧૪.૫ | ૩૬૯૭૨ | ૯.૧ |
| કુલ | ૩૦૮૨૮૨ | ૧૦૦.૦ | ૩૩૬૭૬૭ | ૧૦૦.૦ | ૪૨૪૦૯૯ | ૧૦૦.૦ |

આધારઃ આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઑફ કૉઑપરેટીવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લા

## મંડળીઓદ્વારા ધીરધાર

મંડળીઓ અત્યારે પોતાનું કામકાજ ટુંકાગાળાની અને વચગાળાની લોનો પૂરતુંજ મર્યાદિત રાખે છે. સાતમા કોઠામાં છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન જુદાજુદા હેતુઓ માટે આપવામાં આવેલી લોનોની રકમ બતાવવામાં આવી છે. મોટા ભાગની લોનો મહેસુલ અને એસેસમેન્ટ ચૂકવવા સહિતના ખેતીવિષયક ચાલુ ખર્ચને પહોચી વળવા માટે આપવામાં આવેલી છે. એ પછી જમીન સુધારણા માટેની લોનને મહત્વ અપાયું છે. અહીં એ વાતની નોધ લેવી આવશ્યક છે કે ઉપરોક્ત પૃથક્કરણ નોધાયેલી માહિતીના આધારે કરવામાં આવ્યું છે. કેટલાક કિસ્સાઓમાં ઉત્પાદક હેતુઓસર લેવામાં આવેલી લોનો બીજા કામોમાં વાપરવામાં આવી હોય એ બનવાજોગ છે. ૧૯૫૧–૫૨ માં આપવામાં આવેલી લોનોની રકમ પરથી એ જણાઈ આવે છે કે લોન તરીકે આપવામાં આવેલી કુલ રકમનો વીસ ટકા જેટલો ભાગ કુટુંબોના નિભાવ અર્થે અને લગ્નસરા તથા બીજા ખાસ પ્રસગો ઉકેલવા માટે આપવામાં આવ્યો છે. આવા કારણોસર આટલી મોટી રકમ આપવામાં આવેલી તેનુ કારણ એ હતું કે એ વર્ષે દુષ્કાળ પડ્યો હતો.

## ધીરેલી રકમની સલામતી

નીચેના કોઠામાં પાછી ચૂકવાયેલ, ભરપાઈ ન થયેલ અને મુદત પૂરી થવા છતાં નહીં ચૂકવાયેલ લોનોનું પ્રમાણ બતાવવામાં આવ્યુ છે.

## કોઠો નં. ૮

### ધિરાણ મંડળીઓનું લોન અંગેનું કામકાજ

| | ૧૯૪૯–૫૦ રૂપિયા | ૧૯૫૦–૫૧ રૂપિયા | ૧૯૫૧–૫૨ રૂપિયા |
|---|---|---|---|
| આપવામાં આવેલી લોનો | ૨૮૩૯૯૪ | ૩૫૨૪૮૦ | ૪૨૪૦૯૯ |
| પાછી ચૂકવાયેલી લોનો | ૧૯૫૯૪૧ | ૩૦૫૭૬૮ | ૨૬૯૬૨૧ |
| ભરપાઈ ન થયેલી લોનો | ૪૯૩૨૯૦ | ૫૪૩૯૮૯ | ૬૯૬૬૨૧ |
| પાકી ગયેલી લોનો | ૧૧૪૩૪૦ | ૧૬૬૨૪૫ | ૩૧૩૧૭૪ |
| ભરપાઇ ન થયેલી લોનો પ્રતિ પાકી ગયેલી લોનોની ટકાવારી | ૨૩.૧% | ૩૦.૫% | ૪૪.૯% |

આધારઃ રજીસ્ટ્રાર ઑફ કૉઑપરેટીવ સોસાયટીઝ

ઉપરોક્ત આંકડાઓ એ બતાવી આપે છે કે લોનોની સારી એવી રકમ ભરપાઈ થયા વગરની રહેલી છે. લોનોની કુલ રકમમાં ક્રમશઃ વધારો થવાની સાથે ઉભેલી લોનોની ચડી ગયેલી

| | | | |
|---|---|---|---|
| ભરૂચ | ૧૫,૮૭૫ | ૨૨૬ | ૩૩૮ |
| પંચમહાલ | ૨,૪૫૪ | ૪૨ | ૯૧ |
| સુરત | ૬,૩૦૧ | ૫૩ | ૧૫૦ |
| કુલ | ૬,૬૧૧ | ૮૩ | ૧૫૬ |

આધાર: રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટિવ સોસાયટીઝ, ૧૯૫૦–૫૧ ના વાર્ષિક અહેવાલમાંથી.

આના પરથી જોઈ શકાય છે કે ભરૂચ જીલ્લામાં સરેરાશ સભ્યોએ મંડળીઓ પાસેથી રૂા. ૨૨૬ અને અમદાવાદ જીલ્લામાં રૂા. ૧૬૬ ઉછીના લીધા છે, ત્યારે મહેસાણા જીલ્લામાં તેનું પ્રમાણ માત્ર રૂા. ૨૫ નું છે. આ રીતે મંડળીઓએ સભ્યોને ધીરેલી રકમ બહુ નાની, ગુજરાતના સમગ્ર વિસ્તારની સરેરાશ કરતાં યે ઓછી છે. મહેસાણા જીલ્લામાં સભ્ય દીઠ ચાલુ થાપણ અને સભ્ય દીઠ અપાયેલી લોનની રકમનું પ્રમાણ ૧ થી ૪ નું છે. આનો એવો અર્થ થઈ શકે કે મંડળીઓનું કામકાજ સારી રીતે ચાલતું નથી અને તે જરૂરિયાતવાળાઓને લોન આપતી નથી અથવા તો લોન મેળવવાની લાયકાત ધરાવતા સભ્યોની સંખ્યા એટલી નાની છે કે વધુ લોનો આપી શકાતી નથી. સમગ્ર પ્રશ્ન બારીકાઈભરી તપાસ માગી લે છે. આ પ્રકારની સ્થિતિ જરૂરિયાતવાળા સભ્યોની લોન મેળવવા માટેની ઓછી લાયકાત તથા મંડળીઓના નબળા વહીવટને આભારી હોય એ સંભવિત છે.

## સહકારી નાણાંનો પ્રશ્ન

ગ્રામવિકાસ માટેની કોઈપણ યોજના હાથ ધરતી વખતે ગ્રામવિસ્તારના નાણાંને લગતો પ્રશ્ન હમેશાં અતિ મહત્વનો રહ્યો છે. મનીલેન્ડર્સ એકટ અને ડેટર્સ રીલીફ એકટ અમલમાં મૂકાતાં આ પ્રશ્ન વધુ વિકટ બન્યો છે. મનીલેન્ડર્સ એકટ અમલમાં મૂકાતાં પહેલા વર્ષે લગભગ ૬૫,૦૦૦ શરાફોએ પોતાના નામ નોંધાવ્યા હતા. આ સંખ્યા મુંબઈના બધા જીલ્લાઓની સંખ્યા જેટલી મોટી છે. ૧૯૫૧–૫૨ માં આ આંકડો ઘટીને બે હજાર પર આવી ગયો. નાણાંની ધીરધાર કરનારાઓની આવી રીતે એકાએક ઘટી ગયેલી સંખ્યાને કારણે તથા ધીરધાર માટેની બીજી કોઈ વ્યવસ્થાના અભાવને લઈને ખેતીવિષયક નાણાંકીય માંગનો પ્રશ્ન વધુ ગંભીર વિચારણા માગી લે છે.

## મહેસાણા ડીસ્ટ્રીકટ સેંટ્રલ બેંક

વડોદરા સરકારે ૧૯૧૭ માં મહેસાણા જીલ્લામાં સેંટ્રલ બેંક ખોલી હતી. ત્યારથી તે સમગ્ર જીલ્લામાં ક્રમશઃ પોતાની પ્રવૃતિઓ વિસ્તારતી રહી છે.

૧૯૪૦ સુધી બેંકે ખાસ વધુ પ્રગતિ કરી નહતી. તે મંડળીઓને વચગાળાની લોનના રૂપમાં નાની રકમો ધીરતી હતી. ભંડોળ મેળવવા માટેની બેંકની ગેરહાજરી તથા ખાનગી અનામતો મોટા પ્રમાણમાં એકઠી કરવાની અશક્તિને કારણે સેંટ્રલ બેંકની પ્રવૃતિ મર્યાદિત બની ગઈ હતી અને આને પરિણામે જીલ્લાની સહકારી પ્રવૃતિનો વિકાસ પણ અમુક અંશે રૂંધાયો હતો.

ગત વિશ્વયુદ્ધ દરમિયાન બેંકે અનાજ ખરીદવાનું અને વેચવાનું કામ હાથ ધરેલું. આ માટે વડોદરા સરકાર તરફથી તેને સારી એવી નાણાંકીય સહાય પણ સાંપડેલી. આ કામકાજ દ્વારા બેંકને સારો નફો થયો અને તે નાણાંકીય દૃષ્ટિએ સદ્ધર બની. આમછતાં જોડાણના સમય સુધી લોન આપવા અંગેની તેની નીતિરીતિ રૂઢિચુસ્ત પ્રકારની જ રહી હતી અને પ્રવૃતિના ઝડપી વિકાસમાં એ સહાયભૂત બની શકી નહતી.

જોડાણ પછી તેણે પ્રવૃતિ વિસ્તારી છે. તેણે બેંકીંગનું કામકાજ શરૂ કર્યું છે અને તે ચાલુ અનામતો સ્વીકારે છે. વળી તે મંડળીઓને લોનના રુપમાં રોકડ રકમ ધીરે છે. તેણે છેલ્લા ત્રણ વર્ષથી કલોલ અને ચાણસમામાં શાખાઓ ખોલી છે અને તે પોતાની પ્રવૃતિઓ વિસ્તારવાના પ્રયાસો કરી રહી છે. ૧૯૫૦–૫૧ માં ૨૦૨ મંડળીઓ અને ૨૦૪ વ્યકિતઓ તેની સભ્ય હતી.

## ચાલુ થાપણ

૧૯૫૦–૫૧ ના વર્ષમાં મહેસાણા જીલ્લા સેંટ્રલ બેંકની ચાલુ થાપણ રૂ. ૧૪,૭૯,૯૭૧ ની હતી. આ ચાલુ થાપણમાં ૭ લાખની પોતાની થાપણ, ૭ લાખની અનામતો અને એક લાખના ઉછીના લીધેલા ભંડોળનો સમાવેશ થતો હતો. ગુજરાતની બીજી જીલ્લા બેંકો સાથે તેની સરખામણી ઉપયોગી નિવડશે.

## કોઠો ૧૧

### ચાલુ થાપણની રચના : ૧૯૫૦–૫૧

| જીલ્લા | પોતાની થાપણ રૂપિયા | કુલ થાપણ રૂપિયા | ઉછીની લીધેલી રૂપિયા | ચાલુ થાપણ રૂપિયા |
|---|---|---|---|---|
| મહેસાણા | ૬,૮૨,૦૪૮ | ૬,૯૭,૯૨૩ | ૧,૦૦,૦૦૦ | ૧૪,૭૯,૯૭૧ |
| અમદાવાદ | ૫,૧૭,૫૩૬ | ૫૪,૭૩,૫૩૪ | — | ૫૯,૯૧,૦૭૦ |
| સુરત | ૨૬,૫૭,૯૮૨ | ૨,૨૧,૦૬,૮૪૧ | ૫,૯૩,૩૦૦ | ૨,૫૩,૫૮,૨૧૩ |
| પંચમહાલ | ૨,૧૭,૪૮૩ | ૭૮૨,૭૭૫ | ૨,૧૫,૫૬૯ | ૧૭૭૮,૩૫૨ |
| ભરૂચ | ૧૦,૯૫,૮૩૮ | ૭૦,૪૧,૦૯૭ | ૩,૫૧,૭૭૧ | ૮૪,૮૮,૭૦૬ |
| વડોદરા | ૪૧૪,૪૧૩ | ૨૧,૯૭,૩૫૧ | — | ૨૬,૧૬૭૬૪ |
| ખેડા | ૪,૬૭,૨૧૪ | ૩૩,૪૦,૧૭૧ | — | ૩૮,૦૭,૩૭૯ |

આધાર: કોઓપરેટિવ સોસાયટીઝ ઓફ બોમ્બેનો ૧૯૫૦–૫૧ વાર્ષિક વહીવટી અહેવાલ.

ઉપરના કોઠા પરથી એ જોઈ શકાશે કે ગુજરાતના બીજા બધા જીલ્લાઓની સરખામણીમાં મહેસાણા ડીસ્ટ્રીકટ સેંટ્રલ બેંકની ચાલુ થાપણ બહુ ઓછી છે. સુરત અને ભરૂચની સરખામણીમાં પોતાની થાપણની રકમ પણ બહુ ઓછી છે. મહેસાણા ડિસ્ટ્રીકટ સેંટ્રલ બેંકની ચાલુ થાપણમાં અનામતોની રકમનો ફાળો સારો છે. પરંતુ અમદાવાદ, સુરત, ભરૂચ, અને ખેડાની અનામતોની રકમની સરખામણીમાં આ રકમ બહુ નાની છે. આનું કારણ બેંક ચાલુ કે બચત અનામતો સ્વીકારતી નહતી એ ગણાવી શકાય.

## લોન અંગેનું કામકાજ

સેંટ્રલ બેંકનું મુખ્ય કામ પ્રાથમિક મંડળીઓની નાણાંકીય જરૂરિયાત પૂરી પાડવાનું છે. સહકારી મંડળીઓમાં મોટા ભાગની મંડળીઓ ખેતીવિષયક ધિરાણનું કામકાજ કરે છે અને સેંટ્રલ બેંક મુખ્યત્વે આવી મંડળીઓ સાથે જ લોનનું કામકાજ કરે છે. બેંકમાં પૈસા મૂકનારાઓ ઉપરાંત ઉછીના પૈસા લેવા ઈચ્છનારી વ્યક્તિઓને પણ બેંક લોન આપે છે. નીચેના કોઠામાં ગુજરાતના

જુદાજુદા જિલ્લાઓમાં સેંટ્રલ બેંકોદ્વારા વ્યક્તિ દીઠ અને મંડળી દીઠ થયેલા સરેરાશ નવાં ધિરાણના આંકડા આપવામાં આવ્યા છે.

## કોઠો ૧૨

### સેંટ્રલ બેંકોદ્વારા ૧૯૫૦–૫૧ માં આપાયેલી લોનો

| જિલ્લો | | | વ્યક્તિ દીઠ લોન રૂપિયા | મંડળી દીઠ લોન રૂપિયા |
|---|---|---|---|---|
| ભરૂચ | ... | ... | ૪૩·૫૮ | ૩૬૬૪૭ |
| વડોદરા | ... | ... | ૨૧·૧ | ૪૪૩૪ |
| ખેડા | ... | ... | ૪·૮ | ૪૩૬૬૩ |
| મહેસાણા | ... | ... | ૭·૪ | ૧૯૩૭ |
| અમદાવાદ | ... | ... | ૨૭·૭ | ૪૧૦૦૨ |
| અમરેલી | ... | ... | ૪૨·૦ | ૧૫૨૩૪ |
| સુરત | ... | ... | ૧૨૩૧·૭ | ૭૩૨૧૭ |

આધાર : ૧૯૫૦–૫૧ ના વાર્ષિક અહેવાલમાંથી

ઉપર આપેલા આંકડાઓ અતિ મહત્વની હકીકત જાહેર કરે છે. મહેસાણા જિલ્લા સેંટ્રલ બેંકે વ્યક્તિ દીઠ અને મંડળી દીઠ આપેલી લોનોની રકમ ગુજરાતના બીજા બધા જિલ્લાઓની સરખામણીમાં ઓછામા ઓછી છે. સુરત, અમદાવાદ, ખેડા અને ભરૂચ જેવા જિલ્લાઓએ જ્યારે મંડળી દીઠ રૂ. ૪૦,૦૦૦ સુધીની લોનો આપી છે ત્યારે મહેસાણામાં આવી લોનો માત્ર એકથી બે હજાર રૂપિયા સુધીની જ આપવામાં આવી છે. વ્યક્તિ દીઠ લોન આપવા બાબતમા પણ પરિસ્થિતિ આવી જ છે.

અનામતોની સાથેસાથ ઉભેલી લોનો અને મુદત પૂરી થવા છતાં ભરપાઈ ન થયેલી લોનોના આંકડાઓનું પૃથક્કરણ રસપ્રદ બનશે. તેરમા કોઠામાં આની ગુજરાતના પ્રદેશની જિલ્લાવાર માહિતી આપવામાં આવી છે.

## કોઠો ૧૩

### ગુજરાતના જીલ્લાઓમાં લોન અંગેનું કામકાજ : ૧૯૫૦–૫૧

| જીલ્લો | ઉભેલી લોનો (રકમ રૂપિયામાં) | | મુદત પૂરી થવા છતાં પાછી ભરપાઈ ન થયેલી લોનો (રકમ રૂપિયામાં) | | મુદત પૂરી થવા છતાં પાછી ભરપાઈ ન થયેલી લોનોની ટકાવારી | |
|---|---|---|---|---|---|---|
| | વ્યક્તિગત | મંડળીગત | વ્યક્તિગત | મંડળીગત | વ્યક્તિગત | મંડળીગત |
| અમદાવાદ | ૨,૫૫૭ | ૧૫,૧૬,૭૭૪ | ૨,૧૬૯ | ૫૭,૭૦૦ | ૮૪·૯ | ૩·૭ |
| અમરેલી | ૨૦,૬૩૭ | ૧,૪૭,૭૬૧ | ૩૭ | ૪,૯૩૨ | ૦·૧૭ | ૩·૩ |
| મહેસાણા | ૧૧,૬૪૫ | ૪,૫૦,૦૪૧ | ૧૦,૬૪૫ | ૧,૫૭,૯૫૭ | ૯૧·૦ | ૩૫·૧ |
| ખેડા | ૨,૪૫૬ | ૧૮,૯૪,૪૬૩ | — | — | — | — |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| વડોદરા | ૩,૯૭,૧૨૩ | ૪,૬૪,૩૯૦ | ૪૫,૪૫૯ | ૧,૦૦,૫૨૫ | ૧૧·૪ | ૨૧·૬ |
| ભરૂચ | ૬,૪૧,૨૯૦ | ૨૯,૫૭,૬૬૫ | ૬,૩૫૨ | ૧૭,૦૨૬ | ૦·૯૫ | ૦·૫૭ |
| સુરત | ૧૪,૧૧,૩૬૭ | ૯૪,૮૫,૫૯૮ | ૪૦,૨૩૬ | ૩૪,૪૮૩ | ૨·૨ | ૦·૩૪ |

આધાર : રજીસ્ટ્રાર ઑફ કોઓપરેટીવ સોસાયટીઝ, મુબઈનો વાર્ષિક અહેવાલ.

મહેસાણા જીલ્લામાં વ્યક્તિઓ તેમજ મંડળીઓની મુદત વીતી જવા છતાં ભરપાઈ નહીં થયેલી લોનોની રકમ અનુક્રમે ૯૧ ટકા અને ૩૫ ટકા છે. બીજા જીલ્લાઓની સરખામણીમાં આ જીલ્લાની ભરપાઈ નહીં થયેલી લોનોની રકમ ઘણી મોટી છે. ૧૯૫૦–૫૧ માં દુષ્કાળ પડેલો એને કારણે પાછી ભરપાઈ નહીં થયેલી લોનોની રકમની ટકાવારી આટલી ઊંચી હોવાનું કહી શકાય. પરંતુ ૧૯૪૯–૫૦ માં દુષ્કાળ નહીં હોવા છતાં કુલ લોનોની સરખામણીમાં પાછી નહીં ભરાયેલી લોનોની રકમનું પ્રમાણ ૩૭ ટકા હતું.

ઉપરોકત ચર્ચા પરથી એ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે સેંટ્રલ બેંકની ચાલુ થાપણ, બીજા જીલ્લાઓની સરખામણીમાં બહુ ઓછી છે અને લોન અંગેનું તેનું કામકાજ સામાન્ય પ્રમાણ કરતાં યે ઘણું ઓછું છે. પાછી ભરપાઈ નહીં થયેલી લોનોની રકમની ઊંચી ટકાવારી સૂચવે છે કે મંડળીઓના સભ્યોની ધિરાણ-લાયકાત તથા લોન પાછી ભરપાઇ કરવાની શકિત બહુ ઓછી છે. આપણે એ જોઈ ગયા કે પચાસ ટકા કરતાં વધુ મંડળીઓ હિસાબ વર્ગીકરણના 'ક' અથવા 'ડ' વર્ગમાં આવે છે. સેંટ્રલ બેંકની પ્રવૃતિઓના મર્યાદિત ક્ષેત્ર માટે નાણાંકીય મુશ્કેલી તેમજ પ્રાથમિક મંડળીઓના કાર્યક્ષમતા વગરના વહીવટને કારણભૂત ગણાવી શકાય. આવા સંજોગોમાં મંડળીઓની કરજો કરવાની સ્થિતિ પર દેખભાળ રાખવા તેમજ લોનો સમયસર પાછી ભરપાઈ થાય તેની તકેદારી રાખવા સેંટ્રલ બેંક પ્રમાણિત ઇન્સપેકટરો રોકે એ ઈચ્છનીય છે. આ ઉપરાંત સેંટ્રલ બેંકે અંકુશિત ચીજવસ્તુઓની વહેંચણીનું કામ પણ હાથ ધર્યું છે અને તેમાં તેની બે થી ત્રણ લાખ રૂપિયાની મૂડી રોકાઈ ગઈ છે. આ કેંદ્રીય નાણાં ધીરધાર સંસ્થાના ક્ષેત્રની બહારનું કામ છે અને આથી તે ઈચ્છનીય નથી.

## ધીરધાર સિવાય બીજાં ખેતીવિષયક કામો કરતી મંડળીઓ

કોઠામાં મહેસાણા જીલ્લામાં ધીરધાર સિવાય બીજાં ખેતીવિષયક કામો કરતી મંડળીઓએ તાજેતરના વર્ષોમાં સાધેલી પ્રગતિ દર્શાવવામાં આવી છે.

### કોઠો ૧૪
### ધીરધાર સિવાયના બીજાં ખેતીવિષયક કામો કરતી મંડળીઓની પ્રગતિ

| વર્ષ | મંડળીઓની સંખ્યા | સભ્યોની સંખ્યા | ચાલુ થાપણ રૂપિયા |
|---|---|---|---|
| ૧૯૪૯–૫૦ | ૩૮ | ૪,૬૫૭ | ૬૬,૨૭,૩૦૭ |
| ૧૯૫૦–૫૧ | ૪૫ | ૧૧,૮૬૭ | ૧૩,૬૮,૪૬૦ |
| ૧૯૫૧–૫૨ | ૪૫ | ૧૫,૨૮૯ | ૧૬,૪૯,૭૯૧ |
| ૧૯૫૨–૫૩ | ૪૮ | — | — |

આધાર : આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઑફ કોઓપરેટીવ સોસાયટીઝ, મહેસાણા જીલ્લો.

ઉપરોક્ત કોઠા પરથી એ જોઈ શકાય છે કે છેલ્લા ચાર વર્ષો દરમિયાન મંડળીઓની સંખ્યા, સભ્યોની સંખ્યા તેમજ ચાલુ થાપણ બાબતમાં સારી એવી પ્રગતિ સાધી શકાઈ છે. ધીરધાર સિવાયના બીજાં ખેતીવિષયક કામો કરતી મંડળીઓ નીચે જણાવ્યા મુજબ વિવિધ પ્રકારની મંડળીઓની બનેલી છે.

## કોઠો ૧૫

### મહેસાણા જીલ્લાની ધીરધાર સિવાયના બીજાં કામો કરતી મંડળીઓ

| પ્રકાર | | | સંખ્યા |
|---|---|---|---|
| ૧ યાંત્રિક જળસિંચાઇ મંડળીઓ | ... | ... | ૧૮ |
| ૨ તાલુકા ખરીદ-વેચાણ મંડળો | .. | ... | ૧૧ |
| ૩ રૂરલ કન્ઝયુમર્સ સ્ટોર્સ | ... | ... | ૫ |
| ૪ તાલુકા વિકાસ બોર્ડઝ | ... | ... | ૯ |
| ૫ ખેતીનુ કામકાજ કરતી મંડળીઓ | ... | ... | ૨ |
| ૬ દૂધ મંડળી | ... | ... | ૧ |
| ૭ પશુ ઉછેર મંડળી | ... | ... | ૧ |
| ૮ બટાટા ખરીદ વેચાણ મંડળી | ... | ... | ૧ |
| | | | કુલ ૪૮ |

આધાર આસિસ્ટન્ટ રજીસ્ટ્રાર ઓફ કોઓપરેટીવ સોસાયટીઝ, મહેસાણા જીલ્લો

### યાંત્રિક જળસિંચાઈ મંડળીઓ

'વધુ અનાજ વાવો' યોજનાને વિકાસાવવાના તથા અનાજનું ઉત્પાદન વધારવાના ઉદ્દેશથી સરકારે જળસિંચાઈ મંડળીઓને પ્રોત્સાહન આપવા માડયુ છે. કેટલીક વિવિધલક્ષી મંડળીઓએ પણ આનો લાભ ઉઠાવવાનું શરૂ કર્યું છે. મહેસાણા જીલ્લા જેવો પ્રદેશ, કે જ્યાં જળસિંચાઈનો પ્રબંધ નામનો જ છે અને જ્યા વરસાદ પર ચોક્કસ આધાર રાખી શકાય તેમ નથી, ત્યા આવી મંડળીઓની સ્થાપનાની આવશ્યકતા પર ભાર મૂકવાની ભાગ્યે જરૂર રહે છે.

છેલ્લા ચાર વર્ષો દરમિયાન લગભગ ૧૬ મંડળીઓ રચાઈ છે. આ મંડળીઓ થોડી ખર્ચાળ હોવા છતા ખેડૂતો માટે તે અતિ ઉપયોગી જણાઈ છે અને ખેડૂતો તેના તરફ સારી રીતે આકર્ષાયા છે અઢાર મંડળીઓમાની સાત મંડળીઓ વિજાપુર તાલુકામા છે. આ મંડળીઓદ્વારા ૨૫,૦૦૦ વીઘાં જમીનને જળસિંચાઇનો લાભ મળે છે. આ ઉપરાંત પાચ વિવિધલક્ષી મંડળીઓ પણ યાંત્રિક જળસિંચાઈનુ કામકાજ કરે છે અને લગભગ ૧,૦૦૦ વીઘા જમીનને પાણીનો પુરવઠો પૂરો પાડે છે

### તાલુકા ખરીદ-વેચાણ મંડળો

મોટા ભાગના આ મંડળો અંકુરિત ચીજવસ્તુઓની વહેંચણી કરે છે વ્યવહારુ રીતે જોતા આ મંડળીઓનુ મુખ્ય કાર્ય ખેતીની નિપજોના વેપારનું હોવુ જોઈએ. પરંતુ બહુ થોડા મંડળો આ

કામ કરે છે. જ્યાં ખેતીની નિપજ્જે સારા પ્રમાણમાં થાય છે તેવા મહેસાણા જીલ્લામાં સહકારી ધોરણે વેપાર ખૂબજ ઈચ્છનીય છે. આ દષ્ટિએ જોતાં આ પ્રવૃતિએ ખાસ કંઈ પ્રગતિ કરી નથી.

સારા પાયા પર ચાલતી આવી પ્રવૃતિના અભાવનું મુખ્ય કારણ ખેડૂતોનું અજ્ઞાન અને પછાતપણું છે. આવી પદ્ધતિથી કામ કરવાના ફાયદા અને લાભોનો તેમને ખ્યાલ નથી. વળી આવી પ્રવૃતિના વિકાસ સાથે ધીરાણનો પ્રશ્ન ગાઢ રીતે સંકડાયેલો છે. શરાફો અને ગામડાના વેપારીઓના દાવાઓ ખેડૂતની પોતાના પાકનો નિકાલ કરવાની સ્વતંત્રતા હરી લે છે. બીજો અંતરાય વખારોની સગવડતાના અભાવનો છે. આવી મંડળીઓ ચલાવી શકે તેવા તાલીમ પામેલા અને કાર્યદક્ષ માણસોનો અભાવ એ પણ એક પહોંચી વળી ન શકાય તેવી મુશ્કેલી છે. વેપારીઓ જેવા હિત ધરાવનારાઓનો વિરોધ પણ આ પ્રવૃતિના વિકાસને રૂંધવા માટે જવાબદાર છે.

આમ છતાં, એ કહેવું જોઇએ કે કેટલાક મંડળોએ આ તકનો સારી રીતે લાભ ઉઠાવ્યો છે, અને અંકુશિત ચીજ જણસોના વેપાર માટે સારૂં એવું ભંડોળ એકઠું કર્યું છે. આમાંના કેટલાક મંડળો તો અનિયંત્રિત અર્થતંત્રના સમયમાં પણ સારી રીતે કામકાજ કરી શકશે એવો ભરોસો રાખી શકાય તેવાં છે. આમછતાં, આવા મંડળો ક્રમશઃ પોતાના કાયદેસરના કામકાજ તરફ વળે એ ઈચ્છનીય છે. 'યુદ્ધના બાબાઓ' તરીકે અસ્તિત્વમાં આવેલા રૂરલ કન્ઝયુમર્સ સ્ટોર્સને પણ આ જ વાત લાગુ પડે છે. અંકુશો નાબુદ થતાં આમાંના કેટલા ટકી શકશે એ એક શંકાસ્પદ વાત છે.

આ વિષયની ચર્ચા બંધ કરતાં પહેલાં કડી તાલુકા ખરીદ-વેચાણ મંડળે ખાંડ અને બીજી જણસો પૂરી પાડવાની તથા બીજી જણસોની પરચુટણ વહેંચણી કરવાની જે પ્રસંશનીય કામગીરી બજાવી છે તેની નોંધ લેવીજ જોઇએ. આ ઉપરાંત મંડળ કલોલ-કડી માર્ગ પર મોટર ટ્રાન્સપોર્ટ સર્વિસ (બસ વ્યવહાર) પણ ચલાવે છે. આ બાર માઈલના માર્ગની બધી સંભાળ મંડળ રાખે છે. વળી મંડળે પાતાળ કૂવા ગાળવાનાં સાધનો પણ મેળવ્યાં છે અને જીલ્લામાં સફળતાપૂર્વક દસ કૂવા ગાળ્યા છે. બોરીંગ યંત્ર ધરાવતા વડનગર સહકારી ખરીદ અને વેચાણ સંઘે બજાવેલી ઉમદા કામ ગીરીની નોંધ પણ લેવી ઘટે છે.

## તાલુકા વિકાસ બોર્ડ

તાલુકા વિકાસ બોર્ડની મુખ્ય કામગીરી સુધરેલાં બીયારણ, સુધરેલાં સાધનો અને ખાતરનો ઉપયોગ કરવા માટે પ્રચાર કાર્ય ચલાવવાની છે. તાલુકા વિકાસ બોર્ડ એ ખચિતપણે મુંબઈ રાજ્યમાં ખેતીવિષયક સહકારનું એક અનોખું અંગ છે.

મહેસાણા જીલ્લામાં અત્યારે નવ તાલુકા વિકાસ બોર્ડો છે. આ બોર્ડો કશી નોંધપાત્ર કામગીરી બજાવતા નથી એમ જાણી શકાયું છે. મુખ્ય અંતરાય પૂરતા ભંડોળ અને તાલીમ પામેલા તથા કાર્યદક્ષ કાર્યકરોના અભાવનો છે. કાર્ય માટેનો વિશાળ વિસ્તાર એ પણ બોર્ડની વિવિધ પ્રવૃતિઓના અમલમાંની એક ખામી છે. આ બોર્ડને વધુ અસરકારક રીતે કામ કરતાં બનાવવા માટે તાલુકાના ગામડાઓમાંની ખેતીવિષયક મંડળીઓ સાથે તેમનો ગાઢ સંપર્ક આવશ્યક છે.

## ખેતીવાડી સુધારણા મંડળીઓ

મહેસાણા જીલ્લામા જમીન સુધારણા, પાક-રક્ષણ, ખાતર,બીયાં અને સાધનોનો પુરવઠો

વિગેરે માટે એકપણ સહકારી મંડળી નથી. ત્યાં એક પણ ઉછેર મંડળી અને એક દૂધ પુરવઠા મંડળી છે. પરંતુ આ મંડળીઓ પણ નહીં જેવી જ છે.

જીલ્લામાં બે સહકારી ખેતી મંડળીઓ (સંયુક્ત ગણોતિયા અને સંયુક્ત ખેતીપદ્ધતિની) નોંધાયેલી છે. ચાણસમા તાલુકામાં રણુંજ ખાતેની ધી રણુંજ પાયોનિયર કો-ઓપરેટીવ જોઈન્ટ ફાર્મિંગ સોસાયટી બાર સભ્યોની બનેલી છે. અને તેની ચાલુ થાપણ રૂા. ૧૫,૨૬૨ ની છે. મંડળી પાસે જે સાધનો છે તે રૂા. ૩૩,૬૪૮ ની કિંમતના છે. મંડળીના કબજામાં ૩૦૦ વિઘાં કરાર જમીન છે. આ જમીન ખેતરનો એક સળંગ પ્લોટ છે. રાધનપુર તાલુકાની ગોકુળપુરા ગણોતિયા ખેતી સંઘ નામની બીજી મંડળી ૩૫ સભ્યોની બનેલી છે અને તેના કબજામાં પંચ્ચ્યાસી વિઘાં જમીન છે એમાંથી એકેય મંડળીએ કશી નોંધપાત્ર કે પ્રસંશાજનક કામગીરી બજાવી નથી.

## લાંબી મુદતના નાણાંની જોગવાઈ

૧૯૨૫ ના મુંબઇ સહકારી મંડળીઓને લગતા કાનૂન હેઠળ નોંધાયેલી ધી બોમ્બે પ્રોવિન્શ્યલ કો-ઓપરેટીવ મોર્ગેજ બેંક લિમિટેડ સાથે અત્યારે મુંબઈ રાજ્યના જુદાજુદા જીલ્લાઓમાં ૧૯ પ્રાથમિક બેંકો જોડાયેલી છે. આ બેંકને સરકાર તરફથી પણ થોડી નાણાંકિય સહાય મળી છે. બેંક જેને પોતાની સાથે જોડાયેલી પ્રાથમિક બેંકનો લાભ ન મળતો હોય તેવા જીલ્લાઓમાંથી લોન માટે મળતી અરજીઓની તપાસણી અને ચકાસણી માટે (૧) કોલ્હાપુર (૨) અહમદનગર અને (૩) મહેસાણા ખાતે ત્રણ જમીન વિકાસ અધિકારીઓની નિમણૂંક કરી છે.

મહેસાણા જીલ્લામાં ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩ નાં વર્ષો દરમિયાન જમીન વિકાસ અધિકારીએ તેલ-યંત્રો અને પંપો ખરીદવા, કૂવાઓ ગાળવા, જમીન સુધારવા અને ખાસ કરીને જમીન સુધારણા માટે કરાયેલા કરજ ચૂકવવા કે ખેતીવાડીના કામકાજ અંગે થયેલાં બીજાં ખર્ચને પહોંચી વળવા માટે આપેલી લોનોની વિગત નીચે આપવામાં આવી છે.

| જિલ્લો | તાલુકાઓની સંખ્યા | ગામડાઓની સંખ્યા | કરજો લેનારાઓની સંખ્યા | લોન તરીકે અપાયેલી રકમ રૂપિયા |
|---|---|---|---|---|
| મહેસાણા... | ૫ | ૭ | ૧૫ | ૭૦,૦૦૦ |

જિલ્લામાં જમીન સુધારણા અને ખેતી માટેનાં સાધનો ખરીદવા માટે લોનોની માગણી વધતી જાય છે અને આ માટેની અરજીઓની તથા બેંકે રજુ કરેલી શરતોની બારીકાઈથી તપાસ કર્યા પછી લોનો મંજુર કરવામાં આવે છે.

જિલ્લામાં લાંબી મુદત સુધી નાણાં ધીરવાની જોગવાઈ બાબતમાં હજી ઘણું કરવાનું બાકી રહે છે. જમીન વિકાસ અધિકારીની પ્રવૃતિઓ વધુ વિશાળ વિસ્તારમાં (જમીન સુધારણા માટે લોન મેળવવા માટેની માંગ વધતી જાય છે એ હકીકતને ધ્યાનમાં લેતાં) વિસ્તરવી જોઈએ અને જો જિલ્લામાં આ કામગીરી યોગ્ય રીતે બજાવવી હોય તો તેને કામને પહોંચી વળે તેટલી હદે વધું કર્મચારીઓ રોકવા જોઈએ.

## બીન-ખેતીવિષયક ધીરાણ મંડળીઓ

મહેસાણા જિલ્લામા ખેતીવાડી સિવાય બીજા ધધામાં ધીરધારનું કામકાજ કરતી મંડળીઓએ છેલ્લાં ત્રણ વર્ષમાં નીચે મુજબ સંગઠન સાધી છે.

| | ૧૯૪૯-૫૦ | ૧૯૫૦-૫૧ | ૧૯૫૧-૫૨ |
|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા...... | ૨૪ | ૨૨ | ૨૧ |
| સભ્યોની સંખ્યા ...... | ૭,૫૩૪ | ૭,૯૭૮ | ૯,૦૬૬ |
| શહેરી વસ્તી પ્રતિ સભ્યપદની ટકાવારી... .. | ૨.૩ | ૨.૪ | ૨.૮ |

આધાર : આસિસ્ટન્ટ રજિસ્ટ્રાર ઓફ કોઓપરેટીવ સોસાયટીઝ, મહેસાણા જિલ્લો

ઉપર્યુક્ત નિવેદન બતાવી આપે છે કે, મહેસાણા જિલ્લામાં બીન-ખેતીવિષયક ધીરાણ મંડળીઓ ઝડપી વિકાસ સાધી શકી નથી. છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન મંડળીઓની સંખ્યામાં ઘટાડો થયો છે. કુલ શહેરી વસતિના સભ્યપદની ટકાવારી માત્ર ૨.૮ ટકાની છે.

આ ૨૧ મંડળીઓમાંની ૫ંદર મંડળીઓ તો માત્ર પગાર મેળવનારાઓની મંડળીઓની છે. મોટા ભાગની મંડળીઓ મૃતપ્રાય છે. માત્ર મહેસાણા ખાતેની એક શિક્ષક મંડળી સારી કામગીરી બજાવી રહી છે અને હિસાબી વર્ગીકરણમાં 'બ' વર્ગમા આવે છે. બીજી પાચ 'ક' વર્ગમાં અને બાકીની દશ 'ડ' વર્ગમા આવે છે.

આ સિવાય બીજી દસ શહેરી ધીરાણ મંડળીઓ છે; જેમાંની કલોલ ખાતેની કલ્યાણ કોઓપરેટીવ એ કની રચના જિલ્લાના હરિજનોએ કરેલી છે. અત્યારે આ બે કની પ્રગતિ ખાસ ધ્યાન ખેંચે તેવી નથી; પરંતુ જો તેને યોગ્ય પ્રોત્સાહન આપવામાં આવશે અને યોગ્ય રીતે વિકસાવવામાં આવશે તો તે સારી કામગીરી બજાવશે.

મહેસાણા જિલ્લામાં ૨૭ શહેરો છે. અને બાવીસ ટકા શહેરી વસતિ છે. ત્યાં કલોલ, સિદ્ધપુર અને મહેસાણા જેવાં સરસ ઔદ્યોગિક કેંદ્રો તથા ઉંઝા, પાટણ, હારીજ વિગેરે જેવા સારી રીતે વિકસેલાં વેપાર મથકો છે. ત્યાં વધુ શહેરી ધીરાણ મંડળીઓ અને બેંકો રચવા માટે પૂરતો અવકાશ છે. ધંધાદારી વહેંચણીની દૃષ્ટિએ જોતા વસતિનો ૩૯ ટકા જેટલો ભાગ ખેતી સિવાયના રોજગાર પર નભે છે. આથી નાના વેપારીઓ, સ્વતંત્ર કારીગરો અને કામદારો માટે તેઓને લોન મળી શકે એવો પ્રબંધ કરવાની જરૂર રહે છે. અત્યારે તો આ પ્રવૃત્તિ મૃતપ્રાય બની ગયેલી છે. તેમાં નવાં પ્રાણ પૂરવાની અને તેને આ રીતે વિકસાવવા માટે શક્ય તેટલા પ્રયાગો કરવાની જરૂર છે.

**બિન-ખેતીવિષયક બિન-ધીરાણ મંડળીઓ :** મહેસાણા જિલ્લાની ખેતી સિવાયના રોજગારો કરનારાઓની અને ધીરધારનું કામકાજ ન કરતી મંડળીઓએ સારી પ્રગતિ સૂચક છે. આવી મંડળીઓની સંખ્યા ૧૧૮ ની છે અને સભ્યસંખ્યા ૧૬,૪૭૫ ની છે. વિસ્તાર અને કામગીરીના ક્ષેત્રની દૃષ્ટિએ ખેતીવિષયક ધીરાણ મંડળીઓ પછી બીજે નંબર આ મંડળીઓનો જ આવે છે. આ જૂથમાં સમાવિષ્ટ થતી કેટલીક વિશિષ્ટ પ્રકારની મંડળીઓની વિગતોનો અભ્યાસ રસદાયક બની રહે તેમ છે

## ઔદ્યોગિક મંડળીઓ

જિલ્લામાં ૭૯ ઔદ્યોગિક મંડળીઓ છે અને તેના સભ્યોની સંખ્યા ૫,૦૭૧ ની છે. મોટાભાગની આવી મંડળીઓ વણકરો, ચામડું કમાવનારાઓ અને ગોચીઓની બનેલી છે. આમાંની ઘણી મંડળીઓ વડોદરા રાજ્યના શાસનકાળ દરમિયાન નોંધાયેલી હતી. કેટલીક વણકર મંડળીઓ અને ચમાર મંડળીઓના પોતાના પેટા-ધારાઓમાં પોતાના સભ્યોને લોન આપવાની જોગવાઈ પણ છે અને આ રીતે તેઓ ધીરાણ મંડળીઓ તરીકેની કામગીરી પણ બજાવે છે.

આ ઔદ્યોગિક મંડળીઓમાંની ૫૪ મંડળીઓ વણકરોની છે. આમાંની ઘણીખરી મંડળીઓ માત્ર સુતરની વહેંચણીનું કામકાજ કરે છે. આ મંડળીઓ સારી રીતે વિકસેલી નથી અને તેની હાલત પણ સારી નથી. તાલીમ પામેલા કાર્યકરોનો અને પૂરતા નાણાંનો અભાવ એ આ મંડળીઓના કાર્ય આડેના મુખ્ય અવરોધો છે. નીચે આપવામાં આવેલા હિસાબ વર્ગીકરણ પરથી પરિસ્થિતિ સ્પષ્ટ રીતે સમજાઈ જાય છે.

### હિસાબ વર્ગીકરણ (વણકર મંડળીઓ)

| | | | |
|---|---|---|---|
| અ | . | ... | ૦ |
| બ | ... | | ૧૦ |
| ક | .. | .. | ૩૦ |
| ડ | ... | | ૧૪ |
| | | કુલ ... | ૫૪ |

એક પણ વણકર મંડળી 'અ' વર્ગમાં આવતી નથી જ્યારે 'બ' વર્ગમાં માત્ર દશ મંડળીઓ જ છે. બાકીની બધી 'ક' અને 'ડ' વર્ગમાં આવે છે. આના પરથી મંડળીઓની અણવિકસિત અને પછાત દશાનો સ્પષ્ટ ખ્યાલ મળી રહે છે.

બીજી ઔદ્યોગિક મંડળીઓમાં મોટો ભાગ ચામડા કમાવનારાઓની મંડળીઓનો છે. જોડાણ સમયે અમર્યાદિત જવાબદારીઓ અને શેર થાપણ વગરની ચામડા કમાવનારાઓની સંખ્યાબંધ મંડળીઓ નોંધાયેલી હતી. આ મંડળીઓ પોતાના સભ્યોને માત્ર લોનનો જ પ્રબંધ કરી આપતી. પરંતુ, આમાંની કેટલીક તો કામ કરતી બંધ પડી ગઈ છે. જોડાણ પછી આમાંની કેટલીક મંડળીઓ ફરીવાર ઊભી કરવામાં આવી છે અને તે પોતાના સભ્યોને કાચી ચીજો પૂરી પાડવાનું કામકાજ કરે છે. જુદાજુદા ગ્રામોદ્યોગો ચલાવતા કારીગરોની બીજી થોડી મંડળીઓ પણ છે. વણકર મંડળીઓ સિવાયની બાકીની બીજી ઔદ્યોગિક મંડળીઓનું હિસાબી વર્ગીકરણ નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| અ | ... | ... | ... |
| બ | ... | ... | ૪ |
| ક | ... | ... | ૧૦ |
| ડ | ... | ... | |
| વર્ગવગરની | ... | .. | ૬ |

આ વર્ગીકરણ બતાવી આપે છે કે મોટા ભાગની મંડળીઓની નાણાંકીય અને વહીવટી હાલત સારી નથી. આ મંડળીઓ પણ મૃતપ્રાય બની ગઈ છે અને માત્ર નામનુંજ અસ્તિત્વ ધરાવે છે.

## કન્ઝયુમર્સ મંડળીઓ

સહકારી મંડળીઓએ વહેંચણીના ક્ષેત્રે યુદ્ધકાળ દરમિયાનજ વિકાસ સાધ્યો છે. અનાજ પરના અંકુશ અને યુદ્ધ સમય દરમિયાન સરકારના આ મંડળીઓ પ્રત્યેના ઉદાર વર્તાવને પરિણામે આ પ્રવૃતિને સામાન્ય રીતે સારો વેગ સાંપડ્યો. પરંતુ મહેસાણા જિલ્લામાં તો કન્ઝયુમર્સ સહકારી પ્રવૃતિ યે સારા પ્રમાણમાં વિકસી નથી. લોકોનું પછાતપણું અને આ પ્રદેશમાં ગ્રામ પ્રદેશનો વિસ્તાર વધુ હોઈને અનાજ પરના અંકુશની ઢીલી પકડ આ પ્રવૃતિના ધીમા વિકાસ માટે કારણભૂત ગણી શકાય. અત્યારે જિલ્લામાં માત્ર ૨૦ કન્ઝયુમર્સ સહકારી મંડળીઓ છે. હિસાબી વર્ગીકરણમાં બતાવવામાં આવ્યું છે એ મુજબ, આમાંની પચાસ ટકા મંડળીઓ સારી સ્થિતિમાં કામકાજ કરી રહી છે.

## મકાનો માટેની મંડળીઓ

મહેસાણા જિલ્લામાં કન્ઝયુમર્સ મંડળી પછી બીજે નંબરે મહત્ત્વની પ્રવૃતિ કોઈ હોય તો એ મકાનો માટેની સહકારી પ્રવૃતિ છે. અત્યારે જિલ્લામાં આવી ૨૭ મંડળીઓ છે અને તેના સભ્યોની સંખ્યા ૯૮૪ ની છે. આ બધી મંડળીઓ ભાડુત-માલિકી ઢબની છે. આમાંની ૧૧ મંડળીઓ પછાત વર્ગો માટેની છે. મકાનો માટેની ગ્રામ અને શહેરી મંડળીઓ દ્વારા અત્યારે લગભગ ૯૬ મકાનો ચણાઈ રહ્યાં છે. હિસાબી વર્ગીકરણ અનુસાર 'અ' વર્ગમાં એક પણ મંડળી નથી; જ્યારે 'બ' વર્ગમાં એક, 'ક' વર્ગમાં ૭ અને 'ડ' વર્ગમાં સત્તર છે.

સંખ્યા–વિકાસના ક્રમથી આ પ્રકારની મંડળીઓ ખેતીવિષયક ધીરાણ મંડળીઓ પછી બીજે નંબરે આવે છે. પરંતુ આમાંની ઘણીખરી મંડળીઓ માત્ર કાગળ પરજ અસ્તિત્વ ધરાવે છે. મહેસાણા જિલ્લામાં જાણે સમગ્ર સહકારી પ્રવૃતિમાં પ્રવૃતિ અને વિકાસનો અભાવ જણાય છે. હવે એવો તબક્કો આવી પહોંચ્યો છે કે જ્યારે સહકારી પ્રવૃત્તિના જુસ્સાને ફરી તેજ કરવા માટે પ્રવૃતિને અંદરથી અને બહારથી કોઈ પ્રકારના પ્રોત્સાહનની આવશ્યકતા છે.

### દેખરેખ

જિલ્લાની સહકારી પ્રવૃતિના ધીમા વિકાસ અને પછાતપણાના કારણોમાંનું એક મુખ્ય કારણ યોગ્ય દેખરેખ અને તપાસના અભાવનું છે. કાર્યક્ષમ વહીવટ ચલાવી શકે તેવા પ્રમાણિક અને કાર્યદક્ષ કાર્યકરોનો અભાવ એ પણ આ પ્રવૃતિના વિકાસ આડેનો એક મોટો અંતરાય છે. હજી હમણા જ જિલ્લામાં દેખરેખ માટેના મંડળો રચાયાં છે. અત્યારે જિલ્લામાં માત્ર ૧૫૯ મંડળીઓનું સભ્યપદ ધરાવતાં માત્ર સાત 'દેખરેખ મંડળો' અસ્તિત્વ ધરાવે છે. તાજેતરમાં સ્થાપવામાં આવેલ જિલ્લા સહકારી બોર્ડ હમણાં-હમણાં સહકારી પ્રવૃતિ અંગેના પ્રચાર કાર્યના તથા શિક્ષણના ફેલાવામાં ખૂબ રસ લઈ રહ્યું છે.

જિલ્લામાં તાજેતરમાં વધુ સહકારી-દેખરેખ-મંડળો રચાયાનું જાણવા મળ્યું છે. સેંટ્રલ બેંક શેર થાપણ વધારીને પોતાનાં સાધનો વિકસાવવા પ્રયાસ કરી રહી છે. ૧૯૫૨–૫૩ દરમિયાન જૂના લેણાંઓ વસુલ કરવા પ્રસંશનીય પ્રયાસો થયા છે અને આ દિશામાં સારી સફળતા મળી છે. હવે

યોગ્ય ધોરણે પોતાની આર્થિક નીતિ ઘડવાનું કાર્ય સેંટ્રલ બેંકનું છે અને સહકારી પ્રવૃત્તિને વધુ વિકસાવવામાં તેણે મહત્ત્વનો ભાગ ભજવવો જોઈએ.

## તારવણી

અમે જિલ્લાની સહકારી પ્રવૃત્તિની જુદીજુદી હકીકતો તપાસી છે. અમને એમ જણાયું છે કે, ભૌગોલિક વિસ્તારની દૃષ્ટિએ સહકારી પ્રવૃત્તિ સારી રીતે ફેલાયેલી છે; પરંતુ તે માત્ર વસતિના આઠ ટકા જેટલા ભાગને જ આવરે છે. વિકાસ પણ ગ્રામ ધીરધાર પૂરતો એકતરફી છે. વહીવટ અતિ મોંઘો અને કાર્યક્ષમતાવિહીણો પુરવાર થયો છે અને પરિણામે ઘણી મંડળીઓ મૃતપ્રાય બની ગઈ છે. પ્રાથમિક મંડળીઓ પછાત હોઈને, જિલ્લા સેંટ્રલ બેંકનું કાર્યક્ષેત્ર પણ મર્યાદિત છે. બેંકની ચાલુ થાપણ અને ધીરાણો બીજા જિલ્લાઓની સરખામણીમાં ઘણાં ઓછાં છે. પ્રવૃત્તિના નહિવત વિકાસ માટે યોગ્ય દેખરેખનો તથા સારા કાર્યકરોનો અભાવ મહદ્અંશે કારણભૂત છે.

પ્રદેશના વિકાસમાં સહકારનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે અને આથી એ ખાસ લક્ષ માગી લે છે. આ પ્રવૃત્તિના વિકાસ અને કામકાજનો વધુ ધ્યાનપૂર્વક અને આલોચનાત્મક રીતે અભ્યાસ કરવામાં આવે અને તેની નબળી કડીઓ વહેલામાં વહેલી તકે શોધી કાઢવામાં આવે એ ઇચ્છનીય છે.

પ્રકરણ ૧૧.

# ઉદ્યોગો

## ગ્રામ અને ગૃહ ઉદ્યોગ

મહેસાણા જિલ્લો સુવિકસિત કલા-કારીગરીયુક્ત પુરાતન ઉદ્યોગોનું ચિત્ર પૂરું પાડે છે. આ ઉદ્યોગો પર આધુનિક સમયમાં જુદાંજુદાં બળોએ અસર કરી છે અને હવે એ ક્રમશઃ ઘસાઈ રહ્યો છે.

જિલ્લાના મુખ્ય ગૃહઉદ્યોગો હાથશાળ વણાટનો અને ચામડું કમાવવાનો છે. આ ઉપરાંત પટોળાં બનાવવાનો, કાપડ પર છાપકામ કરવાનો, કાપડ રંગવાનો, બ્લોક બનાવવાનો, કાંસા તથા પિત્તળની ચીજો બનાવવાનો, લાકડામાં કોતરકામ કરવાનો, માટીનો, માટીના વાસણો બનાવવાનો અને ચીની માટીના ગૃહઉદ્યોગો જિલ્લામાં જુદાંજુદાં સ્થળોએ નાના પાયાપર ચાલે છે.

## હાથશાળ ઉદ્યોગ

હાથશાળ ઉદ્યોગ એ મહેસાણા જિલ્લાના મુખ્ય ગૃહઉદ્યોગોમાંનો એક ગૃહઉદ્યોગ છે. આ ઉદ્યોગ હરિજનોની દલિત કોમ વંશપરંપરાથી ચલાવે છે. આ લોકો અજ્ઞાન છે અને તેઓ પાસે જરૂરી સાધનસામગ્રી પણ નથી. આ લોકો ઘરગથ્થુ રીતે પોતાનાં ઘર આંગણે આ ઉદ્યોગો ચલાવે છે. જિલ્લામાં આશરે ૨૦,૦૦૦ વણકરો હોવાનો અંદાજ છે.

| તાલુકો અથવા મહાલનું નામ | | | શાળની સંખ્યા |
|---|---|---|---|
| ૧. મહેસાણા | ... | .. | ૬૮૩ |
| ૨. વિસનગર | ... | .. | ૫૪૦ |
| ૩. ખેરાળુ | ... | . | ૯૮૯ |
| ૪. સિદ્ધપુર | | .. | ૮૫૬ |
| ૫. પાટણ | | ... | ૧૪૧૭ |
| ૬. ચાણસમા | ... | ... | ૭૪૭ |
| ૭. કડી | | ... | ૩૪૪ |
| ૮. કલોલ | . | . . | ૩૬૨ |
| ૯. વિજાપુર | .. | ... | ૬૮૯ |
| ૧૦. રાધનપુર | .. | ... | ૨૨૦ |
| ૧૧. હારિજ | ... | ... | ૬૩ |
| ૧૨ સમી | ... | . . | ૨૨૦ |
| ૧૩. સાંતલપુર | ... | ... | ૨૯ |
| | | | ૬૯૫૮ |

આ ઉદ્યોગ ઘણા તાલુકાઓમાં ફેલાયેલો છે. મહેસાણા, સિદ્ધપુર, કડી, કલોલ, વિજાપુર, પાટણ અને ચાણસમા તાલુકાઓમાં હાથશાળ ઉદ્યોગ સારી રીતે જામેલો છે. જિલ્લાની પશ્ચિમ બાજુએ, એટલે કે હારિજ, સમી અને વાંતલપુર તાલુકાઓમાં આ ઉદ્યોગ સારી રીતે વિકાસ પામ્યો નથી.

શાળોદ્વારા તૈયાર કરવામાં આવતું કાપડ બરછટ હોય છે અને સામાન્ય રીતે ગામડાના લોકો એ પહેરે છે. ઉદ્યોગદ્વારા થતાં ઉત્પાદનમાં ખાદી, ટુવાલ, ઓછાડ અને ધોતિયાં મુખ્ય છે. સરેરાશ એક વણકર હાથશાળ પર દરરોજ પાંચ વાર કાપડ તૈયાર કરી શકે. આ રીતે તે અઠવાડિયામાં દશ રતલ સુતરમાંથી ૩૬ વાર કાપડ તૈયાર કરી શકે.

વડોદરાની ભૂતપૂર્વ સરકાર આ વણકરોને ઉત્પાદનની સુધરેલી પદ્ધતિનો ઉપયોગ કરવા અને સુધરેલાં ઓજારોનો ઉપયોગ કરવા અંગે ટેકનિકલ તાલીમ આપતી હતી અને વડોદરા રાજ્યનું મુંબઈ રાજ્ય સાથે જોડાણ થયા પછી પણ આ તાલીમ આપવાનું કાર્ય ચાલુ રાખવામાં આવ્યું છે. તાલીમશાળા વણકરોની જરૂરિયાત અનુસાર જિલ્લામાં એકથી બીજી જગ્યાએ ફેરવવામાં આવે છે. હાલમાં આ તાલીમ પાટણમાં આપવામાં આવે છે. અત્યારસુધીમાં ઉંઝા (સિદ્ધપુર તાલુકો), વિસનગર અને પાટણને આ તાલીમશાળાનો લાભ મળ્યો છે.

## સહકારી ધોરણે કાર્ય

જોડાણના સમયે ૪૭ વણકર સોસાયટીઓ હતી અને આમાંની ૩૭ સોસાયટીઓ વણકરોને માત્ર નાણાં-ધીરધારની સગવડો આપતી હતી અને એ બધી શેરના રૂપે કશીપણ મૂડી વગરની અમર્યાદિત જવાબદારીવાળી નોંધાયેલી હતી. આ સંસ્થાઓના પેટા-કાનૂનોમાં ઉત્પાદન પ્રવૃત્તિઓની જોગવાઈ છે તો ખરી પરંતુ એકે સંસ્થાએ આવી પ્રવૃત્તિઓ હાથ ધરી નથી. બાકીની દસ સંસ્થાઓ તાલુકા મધ્યસ્થ મંડળોના નામે ઓળખાતી અને તે ખાસ કરીને વણકરો માટે સુતરની વહેંચણીનો પ્રબંધ કરવા માટે રચાયલી હતી. આ મંડળો સમવાયી ઢબના હતાં અને એ મુજબ તેમાં પેટા-કાનૂનોમાં વ્યકિતઓ તેમજ સંસ્થાઓને સભ્યો બનવાની પરવાનગી અપાયેલી હતી. આમાંની કેટલીક વણકર સોસાયટીઓ લાંબા સમયથી મૃતપાય દશામાં હતી અને તેને ફડચામાં લઈ જવામાં આવે એ જ ઉચિત હતું. કેટલીક સોસાયટીઓ બાબતમાં મુંબઈ રાજ્યમાં અત્યારે જે રીતે સંપૂર્ણપણે ઉત્પાદક-સોસાયટીઓ ચાલે છે એ ધોરણે પેટા-કાનૂનો બદલવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. આ કામને કઠણ બનાવવામાં આવ્યું છે પરંતુ લાંબા સમયથી સભ્યો પાસે લોનનાં રૂપમાં રોકાયેલાં નાણાં પાછા મેળવવાનો પ્રશ્ન તથા શેર-મૂડીના રોકાણમાં પુરતા પ્રમાણમાં ફાળો આપવાની સભ્યોની અશકિતનો પ્રશ્ન તેના માર્ગમાં કેટલીક ટેકનિકલ અડચણો અને મુશ્કેલીઓ ઉભી કરે છે.

જોડાણ પછી ખાતાએ નક્કી કરેલા પેટા-નિયમો અનુસાર રચાયેલી અઠ્ઠાવીસ નવી વણકર સોસાયટીઓની રચના થઈ છે. મોટા ભાગની નવી નોંધાયેલી સોસાયટીઓ તથા કેટલીક જૂની તાલુકા વણકર સોસાયટીમાં સુતરની વહેંચણીનું કામ કરે છે. વણકર સોસાયટીઓના કાર્ય આડે જો કોઈ ખાસ મુશ્કેલીઓ હોય તો તે તાલીમ પામેલા માણસોના અને પૂરતા નાણાંના અભાવની છે.

## નાણાં

વડોદરા રાજ્યના શાસનકાળ દરમિયાન દરેક વણકરને રૂપિયા બસોથી ત્રણસો સુધીની લોન

આપવામા આવતી હતી. આ લોનો વ્યાજ-મુક્ત હતી અને મહેસુલી સત્તાવાળાઓ દ્વારા નાનીનાની રકમના માસિક હપ્તાઓના રૂપમાં એ વસૂલ કરવામાં આવતી હતી. કોઈપણ પ્રકારની યોગ્ય દેખરેખ કે અંકુશના અભાવે મોટા ભાગના વણકરો નિયત સમયમાં લોન પાછી ભરપાઈ કરી શકતા નહીં. જોડાણ પછી સહકારી પ્રવૃત્તિ ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગ દ્વારા આ લેણી રહી ગયેલી લોનો વસૂલ કરવાનું કાર્ય થઈ રહ્યું છે. વર્તમાન નીતિ, જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ગૃહ-ઉદ્યોગોને સહકારી ધોરણે ચલાવવાની પદ્ધતિને પ્રોત્સાહન આપવાની છે અને સરકાર દ્વારા પૂરતી લોનો આપવામાં આવે છે. આમ છતા હજી વણકર સહકારી સંસ્થાઓને મોટા ભંડોળની જરૂર છે અને આવી સંસ્થાઓની પાસે શેરોના રૂપમાં બહુ ઓછી થાપણ હોઈને નાણાંની ધીરધાર કરનારાઓ પણ તેને લોનો આપતા ખચકાય છે; કેમકે તેઓ આવી સંસ્થાઓને લોન આપવામાં જોખમ માને છે.

## સામાન્ય

હાથશાળ ઉદ્યોગ મંદીના કપરા કાળમાંથી પસાર થઇ રહ્યો છે. છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન સુતરની કારમી અછતના કારણે આ ઉદ્યોગની પ્રગતિ રૂંધાઈ ગઈ છે. ૧૯૫૨ ના પ્રારંભમાં, બજારમાં જે મંદી આવેલી તેની વણકરો અને તેઓની સોસાયટીઓ પર ભારે માઠી અસર થઈ છે. હાથશાળના કાપડની માગ નથી અને કાપડ વાપરનારાઓ મોંઘી કિંમતના હાથશાળના કાપડના બદલે સસ્તી કિંમતનું મિલનું કાપડ વધુ પસંદ કરે છે. આ રીતે વણકરોમાં બેકારીનું પ્રમાણ ઘણું વધી ગયું છે. હાથશાળ ઉદ્યોગનું વર્તમાન ચિત્ર ખૂબજ નિરાશાજનક દેખાય છે. આ એક તંગી, મંદી અને બેકારીની કરૂણ કહાની છે.

હાથશાળ ઉદ્યોગને યોગ્ય પાયા પર મૂકવા માટે સુતરની વહેંચણી વણકર સોસાયટીઓ દ્વારા જ થાય એ આવશ્યક છે. આવી સોસાયટીઓને તેમની જરૂરિયાત માટે પુરતું થઈ પડે તેટલુ સુતર, થોકબંધના ભાવ પર નામનો નફો ચડાવીને ખૂબ વ્યાજબી ભાવે નિયમિતપણે પૂરૂં પાડવું જોઇએ. ટૂંકમાં, કાચી વસ્તુઓની ખરીદી, વહેંચણી, પૂરતાં નાણાંનો પ્રબંધ, માલની હેરફેર માટે પૂરતો વાહનપ્રબંધ, ભારતમાં અને વિદેશમાં હાથશાળની બનાવટોની બજારનો અભ્યાસ કરવા માટેની સંસ્થા, કાપડ વાપરનારાઓને આકર્ષે તેવી ડિઝાઈનો તૈયાર કરનારી સંસ્થાની સ્થાપના, ઉત્પાદન માટે હાથશાળની કેટલીક બનાવટો અનામત રાખવાનો પ્રબંધ, અને વેચાણ વેરો, નાકાવેરો તથા બીજા એવા કરવેરામાંથી મુક્તિના પ્રશ્નો અતિ મહત્ત્વના છે અને હાથશાળ ઉદ્યોગના વિકાસ અને વિસ્તરણ માટે તેના પર વિચારણા આવશ્યક છે.

## ચામડાં કમાવવાનો ઉદ્યોગ

મહેસાણા જિલ્લામાં હાથશાળ ઉદ્યોગ પછી બીજા નંબરે મહત્વનો ઉદ્યોગ હોય તો એ ચામડાં કમાવવાનો ઉદ્યોગ છે. સ્થાનિક ચમારો આ ઉદ્યોગ ચલાવે છે. આ ચમારો હરિજનોની દલિત કોમના છે. સામાન્યરીતે આ લોકો અતિ ગરીબ, અજ્ઞાન, રૂઢિચુસ્ત અને સંગઠનવિહીન છે. તેમની પાસે સુધરેલી ઢબનાં ઓજારો કે સાધનો નથી અને તેઓ કઢંગી પદ્ધતિથી પોતાનો ઉદ્યોગ ચલાવે છે.

હાથશાળ ઉદ્યોગની માફક આ ઉદ્યોગ પણ સારાયે જિલ્લામાં ફેલાયેલો છે. આ ધંધો કરતા ચમારોની વસતિ બધા તાલુકાઓમાં વહેંચાયેલી છે અને આથી આ ઉદ્યોગ જિલ્લાના ઘણા

ભાગોમાં નાના કે મોટા પાયા પર પાંગરી રહ્યો છે. અહીંનું કમાવેલું ચામડું બહુ હલકી જાતનું અને સામાન્ય ધોરણ કરતાંયે નીચી જાતનું હોય છે. આમ છતાં, મહેસાણા જિલ્લામાં પાક કૂવાના પાણીદ્વારા થાય છે. આથી જિલ્લામાં કમાવવા માટેનું ચામડું હલકી જાતનું હોવા છતાં કોસ માટે જિલ્લામાં તેની ભારે મોટી માંગ રહે છે. સામાન્યરીતે આ ચામડાનો ઉપયોગ પગરખાં, ચામડાના ટોપલા, કોસ અને ખેતીવાડીના કામમાં આવતી એવી બીજી ચીજો બનાવવાનાં કામમાં કરવામાં આવે છે. આ રીતે આ ઉદ્યોગનું બજાર મુખ્યત્વે સ્થાનિક છે.

ચામડાં કમાવવાના ઉદ્યોગદ્વારા ચામડાં કમાવનારાઓને પૂરતું કામ મળતું નથી. આથી મોટા ભાગના ચમારોને ચામડાં કમાવવા-ઉપરાંત ખેતરોમાં મજૂરી કરવા જેવાં બીજાં પૂરક કામો પણ કરવાં પડે છે. સમગ્ર જિલ્લામાં જુદાંજુદાં સ્થળોએ બધા મળીને લગભગ ચાર હજાર ચમારો છે અને તેઓ અર્ધરોજગાર તરીકે ચામડાં કમાવવાનું કામ કરે છે. વડોદરારાજ્યના શાસનકાળ દરમિયાન આ ચમારોને ઉત્પાદનની સુધરેલી પદ્ધતિની અને સુધારવામાં આવેલાં નવી ઢબના ઓજારો વાપરવાની તાલીમ આપવા માટે જુદાંજુદાં મથકોમા શાળાઓ ખોલવામાં આવેલી અને જોડાણ પછી પણ આ શાળાઓ ચાલુ રાખવામાં આવી છે. પાટણ, રાણુજ, મણુંદ ( પાટણ તાલુકો ), ધિણોજ ( ચાણસમા તાલુકો ), લાખવાડ ખેરવા ( મહેસાણા તાલુકો ), ખેરાળુ, વરેઠા, સુદિયા, ઉમટા, દેણપ, બગ્રાડ ( ખેરાળુ તાલુકો ) મોકાસણ દેવસાણા ( કડી તાલુકો )ને આ તાલીમ શાળાનો લાભ મળ્યો છે. અત્યારે આ શાળાનું કેંદ્ર ખેરાળુ તાલુકામા વડનગર ખાતે છે.

જોડાણના સમયે ચામડાં કમાવનારાઓની પંદર સહકારી સંસ્થાઓ હતી. આ સંસ્થાઓ નોંધાયેલી હતી અને અમર્યાદિત જવાબદારીવાળી હતી. તેની શેર-થાપણ કશી નહતી. આ સંસ્થાઓ પોતાના સભ્યોને માત્ર નાણાંની લોન આપવા પૂરતીજ સગવડો આપતી હતી. આમાંની કેટલીક લાંબા સમયથી મૃતપ્રાય દશામાં હતી. આ સંસ્થાઓને જ્યા જ્યાં શક્ય હોય ત્યાં સુવ્યવસ્થિત ઉત્પાદક સોસાયટીઓના રૂપમાં સુયોજિત કરવાના પ્રયાસો થઈ રહ્યા છે. જોડાણ પછી આઠ નવી સોસાયટીઓની રચના થઈ છે. આ નવી સોસાયટીઓ પોતાના સભ્યોને મુખ્યત્વે કાચી ચીજો પૂરી પાડે છે. આવી વધુ સોસાયટીઓની સધ્ધર પાયા પર રચના કરવાના પ્રયાસો ચાલુજ છે.

વડોદરા રાજ્યના શાસનકાળ દરમિયાન ચામડાં કમાવવાનું કામ કરવા ચમારને તેના ઉદ્યોગમાં પ્રોત્સાહન આપવા રૂપિયા દોઢ સોથી માંડીને અઢીસો સુધીની લોનો આપવામાં આવતી હતી. પરંતુ આ નીતિ જોખમી સાબિત થઈ છે. લોન લેનાર ચમારો પર ચાંપતી દેખરેખ કે અંકુશ ન હતાં. આ લોનો મહેસુલ ખાતાના સત્તાવાળાઓ દ્વારા નાના નાના માસિક હપ્તાઓના રૂપમાં વસુલ કરવામાં આવતી. પરંતુ ચમારો ખુબજ ગરીબ અને અજ્ઞાન હોઈને કદિયે નિયમિત રીતે હપ્તા ચૂકવતા નહીં. અને આથી તેઓને લોનના રૂપમાં આપવામાં આવેલી મોટી રકમ લાંબા સમયથી ભરપાઈ થઈ નથી. ભારે મુશ્કેલીથી આ રકમ વસલ કરાઈ રહી છે.

વર્તમાન નીતિ, જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ગૃહઉદ્યોગોને સહકારી ધોરણે ચલાવવામાં પ્રોત્સાહન આપવાની છે અને આથી કોઈ ચમારને વ્યક્તિગત લોન આપવામાં આવતી નથી. જ્યાં અમુક કારીગર વર્ગ માટે અમુક સમયમાં સહકારી સંસ્થા સ્થાપવાની કોઈ શક્યતા જ ન હોય ત્યાં વ્યક્તિગત ધોરણે લોન આપવામાં આવે છે ખરી. મહેસાણા જિલ્લામાં ચામડાં કમાવવાનાં ઉદ્યોગના વિકાસ અને વિસ્તરણ માટે આ નીતિ અમલમાં મૂકાઈ રહી છે.

ચામડાં કમાવવાનું કામ કરતા આ ચમારોની સહકારી સોસાયટીઓ રચવાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે. સરકારે ત્રીસ ટકાની બાહેધરી આપવા છતાં મહેસાણા જિલ્લાની 'ધી સેંટ્રલ ફાઈનાન્સીંગ એજન્સી' અત્યાર સુધી ચમાર સોસાયટીઓને કામ કરવા માટે જરૂરી મૂડીની લોન આપતાં ખચકાતી હતી. બીજું, આ કામ કરતા ચમારો બહુ અજ્ઞાન, અભણ અને વહેમીલા છે. તેઓ સાથે મળીને સંયુક્ત ધોરણે કામ કરવાનું પસંદ નથી કરતા અને આથી ઉત્પાદન ઓછું થાય છે અને માલની જાત પણ હલકી તૈયાર થાય છે. ત્રીજું, આ લોકોમાં તેઓને દોરવણી આપી શકે તથા પોતાની સોસાયટીઓ યોગ્ય રીતે ચલાવી શકે એવા તાલીમ પામેલા માણસોનો અભાવ છે.

આમ છતાં સહકારી ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગ દ્વારા મહેસાણા જિલ્લાના આ ચમારો માટે સહકારી સોસાયટીઓ રચીને તેઓની આર્થિક સ્થિતિ સુધારવાના પ્રયાસો થઈ રહ્યા છે.

## ચામડાનું કામકાજ

જિલ્લામાં આ ઉદ્યોગમાં સંખ્યાબંધ કારીગરો કામ કરી રહ્યા છે. મોટે ભાગે આ ઉદ્યોગ મોચીઓ તેમજ અમુક અંશે ચામડા કમાવનારા ચમારો ચલાવી રહ્યા છે. દરેક મોટા ગામડામાં ગામડાઓની જરૂરીઆતોને પહોંચી વળવા માટે એક કે બે જ પગરખા બનાવનારા છે. તેના મુખ્ય મથકો મહેસાણા, પાટણ, વીસનગર અને કલોલ છે. ઔદ્યોગિક સહકારી મંડળીઓ દ્વારા જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં, આ ઉદ્યોગને પ્રોત્સાહન આપવામાં આવે છે. ચામડાની ચીજવસ્તુઓ બનાવવાની સુધરેલી પધ્ધતિની કારીગરોને તાલીમ આપવા માટે વીસનગર તાલુકામાં ગોઠવા ગામે એક ચામડાની ચીજો બનાવવાનું શિક્ષણ આપતી શાળા ખોલવામાં આવી છે. આ શાળાએ અત્યાર સુધીમાં વડનગર, પાનુસાર, ખારોટ, ડાંગરવા, રૂપલ અને ચંદ્રા નામનાં ગામોને આવરી લીધાં છે.

## પટોળાં (સાડી) વણાટ ઉદ્યોગ

પાટણ એ મહેસાણા જિલ્લાનું પુરાતન અને સુવિખ્યાત શહેર છે અને ત્યાં લોકો સામાન્ય રીતે જેમને સાળવી તરીકે ઓળખે છે તે કારીગરો પટોળાં વણાટનો ઉદ્યોગ ચલાવે છે. અગાઉના અહેવાલો અનુસાર એક જમાનામાં આ ઉદ્યોગ ખૂબ ઉન્નત દશામાં હતો. પરંતુ આજકાલ તો બજારમાં પટોળાંની માગ નહિવત હોઈને આ ઉદ્યોગની પડતી થઈ રહી છે અત્યારે પાટણમાં શ્રી લહેરચંદ કસ્તુરચંદનું એકજ કુટુંબ એવું છે કે જે છ સાત માણસોની મદદથી આ કામ ચલાવે છે. પટોળાંના ઉત્પાદન માટે આવશ્યક ચોકખું તથા બનાવટી રેશમી સુતર, ઊની સુતર, દવાઓ તથા રંગો બેંગલોર, મુંબઈ અથવા આવી બીજી બજારોમાંથી લાવવામાં આવે છે. વણાટ માટે આવશ્યક એક્સેસરીઝ સહિતની એક ખાસ પ્રકારની 'થ્રો શટલ' શાળનો ઉપયોગ કરવામાં આવે છે, જ્યારે રંગકામ માટે કેટલાંક સારી જાતનાં વાસણો ઉપયોગમાં લેવામાં આવે છે. અને એ પછી વણકર તેના તાણાવાણા ભેગા કરીને ડીઝાઈન બનાવી કાઢે છે. આ એક વિશિષ્ટતા છે. સુન્દર સાડીઓ અને મેજ પર પાથરવાના નાના ઓછાડોનું વણાટકામ એટલી બધી ચોકસાઈપૂર્વક અને કલાત્મક રીતે કરવામાં આવે છે અને જુદાજુદા રંગના સુતરના તારોની ગૂંથણી એવી ખૂબીથી કરવામાં આવે છે કે તેનો દરેકે દરેક ટુકડો કલાત્મક સુન્દરતા અને હાથકારીગરીનો બેનમુન નમુનો પુરો પાડે છે. એક જમાનામાં ગુજરાતમાં દરેકસ્થળે હિંદુ મહિલાઓ લગ્નપ્રસંગે પટોળાં પહેરતી. પટોળા જુદીજુદી ભાતના વણવામાં

આવે છે જેવીકે (૧) બારી કુંજલ, (૨) રતન ચોક, (૩) પાનભાત, (૪) હાથી છાપ અને ચોરસ ભાત વિગેરે. કારીગરો ૬ થી ૯ વાર લાંબી અને ૪૫ થી ૫૪ ઈંચ પહોળી જુદીજુદી જાતની સાડીઓ તૈયાર કરે છે.

એક જમાનામાં આ ઉદ્યોગ પ્રતિષ્ઠાની ટોંચે હતો. યુદ્ધ પહેલાનો સમયમાં પાટણના પટોળાંની ફ્રાન્સ, અમેરિકા, આફ્રિકા અને બર્મામાં માંગ હતી. પરંતુ હવે ભારતમાં તથા વિદેશમાં સસ્તાં અને ભાતભાતનાં કપડાં મળતા હોઈ ને અને પટોળાં અને બીજી બનાવટો પ્રમાણમાં મોંઘી હોઈ ને આજે આ પટોળાંની માંગ નહીંવત્ છે.

### નંગ દીઠ ભાવનો કોઠો

| બનાવટો | યુદ્ધ સમય પહેલાંના ભાવ | અત્યારના ભાવ |
|---|---|---|
| ૧. પટોળું (સાડી) | રૂ. ૭૫ થી ૯૦ | રૂ. ૪૦૦ થી ૭૦૦ |
| ૨. પોલકાનો ટુકડો | ,, ૨૦ | ,, ૯૦ |
| ૩. રંગીન ભાતવાળો ટેબલ પર પાથરવાનો ઓછાડ | ,, ૩૦ | ,, ૧૨૦ |

### સામાન્ય

સરકાર પોતાના ખર્ચે ભારતમાં અને વિદેશમાં સરકારી એજન્સીઓ તેમજ વેચાણમથકો, એમ્પોરિયમો અને પ્રદર્શનોદ્વારા બજારની સગવડો પૂરી પાડીને આ ધંધાના ઉદ્યોગને ઉત્તેજન આપે એ આવશ્યક છે. મહેસાણા જીલ્લાના સહકારી ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગે સરકારને આ સંબંધમાં જરૂરી વિગતો પૂરી પાડી છે અને ભારતની એક ઉત્તમ અને અતિવિખ્યાત કલાકારીગરીને પુનર્જીવિત કરવા માટે આ બાબતમાં ઘટતું કરવા વિનંતિ કરી છે.

### કેલિકો છાપકામ અને રંગવાનો ઉદ્યોગ

મહેસાણા જિલ્લાના જુદાજુદા મથકોમાં, જેવાં કે વડનગર (ખેરાળુ તાલુકો), પાટણ અને રાણુજ (ચાણસમા તાલુકો), મેથાપુર (કલોલ તાલુકો), ધિણોજ અને ચાણસમા (ચાણસમા તાલુકો), મુખ્યત્વે ભાવસારો, ખત્રીઓ અને છીપાઓ આ ઉદ્યોગ ચલાવી રહ્યા છે. અત્યારે ત્રણસો કારીગરો આ ઉદ્યોગમાં કામ કરે છે. કામ કરવાની સુધરેલી પદ્ધતિની તાલીમ લેવા માટે આવશ્યક સગવડતાઓના અભાવે આ લોકો જુની પદ્ધતિથી જ કામ કરે છે અને પરિણામે તેમની બનાવટોનું ધોરણ બહુ હલકું હોય છે. વડનગર જુનામાં જુનું અને મોટામાં મોટું કેંદ્ર છે. ત્યાં આ ઉદ્યોગમાં બસો કારીગરો કામ કરે છે.

### ઉત્પાદન અને બજાર

સામાન્ય રીતે રંગવા માટે ભુરું કાપડ વાપરવામાં આવે છે. આ ઉદ્યોગની બનાવટો સ્થાનિક તેમજ જિલ્લા બહારના ડીસા અને અમદાવાદ જેવા પ્રદેશના ગામડાના લોકો ખરીદે છે. ઓઢણી અને ચણીઆ રંગીન કાપડમાંથી બનાવવામાં આવે છે. પાંચવાર લાંબા અને પચાસ ઈંચ પહોળાં દેશી ઢબના છાપણની કિંમત આશરે ૭ રૂપિયા હોય છે.

સામાન્ય રીતે કારીગરો પોતાના ઘરના માણસોની મદદથી આ ચીજો તૈયાર કરે છે. આ ઉપરાંત જરૂર પડયે બીજા મજૂરો એટલે કે છોકરડાઓને પણ કામે રાખવામાં આવે છે. આ ઉદ્યોગમાં કામ કરતા કારીગરોની આર્થિક સ્થિતિ સધ્ધર છે. આમાંના કેટલાક કારીગરો તો પોતાના આ કામમાં રૂપિયા ત્રણથી પાંચ હજારની મૂડીનું રોકાણ કરે છે.

## સહકારી ધોરણે કામકાજ

ખેરાળુ તાલુકામાં વડનગરમાં થી વડનગર રંગારી કાપડ એસોસિએશન નામની આ ઉદ્યોગમાં કામ કરતા કારીગરોની સંસ્થા છે. કાપડ પર અંકુશ હતો અને સભ્યો પોતાની આ સંસ્થા દ્વારા કાચી ચીજો, એટલે કે કાપડ મેળવતા. ખાતાના અધિકારીઓ અવારનવાર કારીગરોનો સંપર્ક સાધતા રહે છે અને તેઓને સહકારી મંડળીઓના લાભો સમજાવે છે તથા જરૂરી પ્રચાર કરે છે. પરિણામે વડનગરના મોટા ભાગના કારીગરોને સુધરેલી ઢબથી કામ કરવાની તાલીમ મળ્યા પછી સહકારી મંડળી રચવા સમજાવી શકાયા છે. આ માટે વહેલામાં વહેલી તકે વડનગર ખાતે રંગકામ અને છાપકામ શાળા ખોલવા લાગતાવળગતા સત્તાધીશોને વિનંતિ કરવામાં આવી છે. મહેસાણા જિલ્લામાં ગ્રામવિકાસ યોજના હેઠળ વ્યાપક વિકાસ માટે જેની પસંદગી કરવામાં આવી છે એવાં આજોલ (વિજાપુર તાલુકો) ખાતે પણ આવી એક શાળા ખોલવાનું સૂચવવામાં આવ્યું છે.

## લાકડાના બીબાંનો ઉપયોગ

કલોલ તાલુકામાં પેથાપુર ગામે કેલીકો છાપકામ માટે જરૂરી એવાં લાકડાંના બીબાં ટીકવુડ પર બનાવવામાં આવે છે. ત્યાં બીબાં બનાવવાંનાં નાનાં દસ કારખાનાં છે અને તેમાં ૬૦ કારીગરો કામ કરે છે. વળી ત્યાં કારખાનદારોનું મંડળ પણ છે.

સ્થાનિક ઈમારતી લાકડાના વેપારીઓને ત્યાંથી મળતા ટીકવુડનો બીબાં બનાવવામાં ઉપયોગ કરવામાં આવે છે. આ ઉદ્યોગમાં કામ કરતા કારીગરોને બીબાં બનાવવા માટે આશરે બસો રૂપિયાની કિંમતના ઓજારો તેમજ સુતાર કામ માટેના ચાલુ ઓજારોની જરૂર પડે છે. એક કારીગરને ૬"×૩" ના કદનું એક બીબું તૈયાર કરતાં લગભગ એક દિવસ લાગે છે. બીબાંની વેચાણ કિંમતનો આધાર બીબાંની ભાત અને કારીગરી પર આધાર રાખે છે. વડોદરા, અમદાવાદ, મુંબઈ, સુરત અને સ્થાનિક કેન્દ્રોમાં પણ આ બીબાંઓની માંગ છે. 'સ્ક્રીન પ્રિન્ટીંગ' પદ્ધતિ દાખલ થતાં આ ઉદ્યોગને સારો એવો ધક્કો પહોંચ્યો છે.

આ કામ કારીગરો વ્યક્તિગત રીતે કરે છે તેમજ કારખાનદારો પોતાના કારખાનાંઓ માટે હોંશિયાર કારીગરો રોકીને પણ આ કામ કરે છે. કામના પ્રકાર અને કારીગરની હોંશિયારી મુજબ સામાન્યરીતે રોજના બે થી પાંચ રૂપિયાના હિસાબે રોજી આપવામાં આવે છે.

મહેસાણા જિલ્લાના સહકારી ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગદ્વારા આ ઉદ્યોગને સહકારી ધોરણે વ્યવસ્થિત કરવાના પ્રયાસો થઈ રહ્યા છે. પરંતુ કારખાનદારો-કે જેઓ સામાન્ય રીતે સાધનસંપન્ન હોય છે-ના કારણે કારીગરોને હજી સુધી સહકારી ક્ષેત્રમા આણી શકાયા નથી. આ દિશામા જરૂરી પ્રયાસો ચાલુજ છે.

## તાંબા-પિત્તળનો ઉદ્યોગ

વિસનગર તેના તાંબા-પિત્તળના ઉદ્યોગ માટે સમગ્ર ગુજરાતમા મશહૂર છે. આ કામ

સામાન્યરીતે કંસારાના નામે ઓળખાતા કારીગરો કરે છે. એમ કહેવાય છે કે લગભગ ૪૦ વર્ષ પહેલા વીસનગરમા કંસારાઓના લગભગ પાચસો કુટુંબો રહેતા હતા. અત્યારે બસો જેટલા કંસારાઓ આખો વખત કે થોડો વખત આ કામ કરે છે બીજા કેટલાક વેપારીઓ પણ પોતાની દુકાનોમા કારીગરોને કામે રાખીને તાબા-પિત્તળના ઘડા તથા વાસણોનો વેપાર કરે છે

સમગ્ર ગુજરાતમા આ ચીજો માટે બજાર છે પરતુ હવે બજારમા યંત્રદ્વારા તૈયાર થયેલા સસ્તી કિંમતના વાસણો મળતા હોવાથી તાબા-પિત્તળના હાથ બનાવટના વાસણોની માગ ધીમેધીમે ઘટતી જાય છે યંત્રદ્વારા તૈયાર થયેલા વાસણો મોટા જથ્થામા અને જોઇએ તેટલા મળતા હોઇને કંસારાઓને તેની સામે ભારે હરિફાઈ કરવી પડે છે અને તેથી આ ઉદ્યોગને ધક્કો પહોચ્યો છે આ ઉદ્યોગને જીવિત રાખવા માટે સરકારે તેને પ્રોત્સાહન આપવુ આવશ્યક છે.

સરકારી ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગદ્વારા આ ઉદ્યોગને સહકારી ધોરણે વ્યવસ્થિત રચના પ્રયાસો કારગ્રાથે હાથ ધરવામા આવ્યા છે પરતુ મોટાભાગના કારખાનાઓ ધનિક લોકોને તેઓ પોતાના ખાતાઓમા નામે રાખી લે છે અને આથી આ પ્રયાસોને હજી સુધી સફળતા સાપડી નથી આ કારીગરોને સહકારી ક્ષેત્રમા લાવવા માટે તેઓ વચ્ચે જરૂરી પ્રચાર થઈ રહ્યો છે.

## લાકડા પર કોતરકામ

યુદ્ધ પહેલા ભારતમા તેમજ વિદેશમા લાકડા પરના કોતરકામવાળી બનાવટોની સારી બજાર હતી શ્રીમંત કુટુંબો અને વિદેશીઓનો આવી ચીજો માટેનો શોખ એ એનુ કારણ હતુ હવે તો વિદેશમા આવી ચીજોની જરાયે માગ નથી અને ભારતમા પણ તેની માગ બહુ ઓછી છે પોતાની બનાવટો માટે બજારના અભાવે આ ઉદ્યોગ ધીમેધીમે ભાંગી રહ્યો છે.

આ ચીજો બહુ મોઘી કિંમતની હોય છે અને આથી બજારમા તેની બહુ માગ નથી જો ઉદ્યોગને રાજ્યનો ટેકો અને સરકાર તરફથી પ્રોત્સાહન મળે તેમજ ભારતમા તેમજ વિદેશમા તેના માટે બજાર ઊભુ કરવાની સગવડતાઓ પૂરી પાડવામા આવે તો આ ઉદ્યોગના વિકાસની પૂરતી સભાવના છે લાકડા પરના કોતરકામની ચીજો મોટા મોટા શહેરોમા શો-રૂમોમા મૂકવી જોઇએ, તેમજ વેચાણ વિભાગો તથા એમ્પોરિયમો જેવી સરકારી એજન્સીઓ દ્વારા તેનુ જાહેર પ્રદર્શન થવુ જોઇએ

## માટીનાં રમકડાં અને ઘડાનો ઉદ્યોગ

મહેસાણા જિલ્લામા પાટણ, કુભારો તરીકે ઓળખાતા કારીગરોના હાથે તૈયાર થતા માટીના રમકડા, ઘડા અને કુજાઓ માટે વિખ્યાત છે આ ચીજોની બજાર સ્થાનિક જ છે અને ખાસ કરીને મેળા ભરાય ત્યારે તેનું વેચાણ બહુ થાય છે આ ચીજો સામાન્ય ધોરણ કરતા પણ હલકા પ્રકારની અને હલકી જાતની હોઇને, બહુ સસ્તી કિંમતે એટલે કે ઘાટ અને કદના ધોરણે ૫ આનાથી ૧ એક રૂપિયા સુધીની કિંમતે વેચાય છે પાટણમા પાચથી ૭ કુટુંબો આ કામ કરે છે પુરુષો અને સ્ત્રીઓ બન્ને આ કામ કરે છે ચીજો ઓછી અને હલકી બનતી હોઇને આ કામ કરતા કુભારો તેમાથી ભાગ્યેજ પેટ પૂરતુ કમાય છે

બજારના અભાવે આ ઉદ્યોગ ધીમેધીમે તૂટતો જાય છે માલની જાત અને પ્રકાર વધુ

નબળા અને સામાન્ય ધોરણ કરતાયે હલકાં હોઈને બજારમાં હરિફાઈ કરવાની સ્થિતિમાં નથી. કારીગરોને પહેલા આ કામની તાલીમ આપવી જોઇએ અને એ પછી તેમને ધંધો ચલાવવા માટે નાણાકિય સહાય આપવી જોઈએ. ઉદ્યોગને પ્રોત્સાહન આપવા તથા કારીગરો પોતાની રોજી સારી રીતે કમાઈ શકે એ માટે તેઓને પૂરતા સમયનું કામ આપવા સરકારે પોતાના ખર્ચે આ ચીજોના જુદાંજુદાં સ્થળોએ જાહેર પ્રદર્શન માટે જરૂરી પગલાં લેવાં જોઇએ. આ ઉપરાત જિલ્લાના દરેક ગામડામા એક કે બે કુંભાર કુટુંબો છે કે જેઓ ગામ લોકોના વપરાશ માટે સામાન્ય માટીના ઘડા તેમજ ઇંટો અને નળિયાં પણ બનાવે છે.

## ચીની માટી શુદ્ધીકરણ

ચીની માટી ધોવાનું અને તેને સાફ કરવાનું કામ વિજાપુર તાલુકામાં કોટ રાણસીપુર ખાતે થાય છે. વિજાપુર તાલુકાની પશ્ચિમ સરહદમાથી પસાર થતી સાબરમતી નદીના કાંઠા પર વસેલાં કોટ અને ગણમીપુર નામના આ ગામડાઓની નજદિકના પ્રદેશમાં ચીની માટી મોટા પ્રમાણમાં ઉપલબ્ધ છે. અત્યારે ઓરીએન્ટલ પ્રોસપેકટીંગ કંપની નામની એક ખાનગી પેઢી દ્વારા ચીની માટી ખોદવાનું, તેને ધોવાનું અને સાફ કરવાનું કામ થઈ રહ્યુ છે. આ કામ કરવા માટે કંપનીએ સરકાર પાસેથી રીતસરની પરવાનગી મેળવી છે અને આ માટે કંપનીએ સરકારને દર એક ટન ચીની માટી પર ત્રણ રૂપિયાની રોયલ્ટી ચૂકવવી પડે છે. કંપનીનું પોતાનું કોટ રાણમીપુરમાં રૂપિયા બે લાખની કિંમતના જરૂરી ઓજારો, યંત્રો અને સાધનો ધરાવતું કારખાનું છે.

કારખાનામાં ચીની માટીનું વિવિધ વૈજ્ઞાનિક પદ્ધતિઓ દ્વારા શુદ્ધીકરણ કરવામાં આવે છે. એ પછી એ સાફ કરાયેલી ચીની માટી વીજાપુર સ્ટેશને થઇને ભારતનાં જુદાંજુદા સ્થળોએ જેવાં કે સૌરાષ્ટ્રમાં થાન, મોરબી, શિહોર, જામનગર તેમજ અમદાવાદ ખાતે મોકલવામા આવે છે. આ ચીની માટી કપ, રકાબી અને કુંજા જેવી જુદાજુદા પ્રકારની માટીની ચળકતી ચીજો બનાવવામાં ઉપયોગમા લેવામા આવે છે અને ઉપર જણાવેલ સ્થળોએ એ બનાવવામાં આવે છે. અમદાવાદની કાપડની મિલોમાં 'સાઇઝીંગ' 'ડીસટેમ્પર્સ' અને 'વ્હાઇટ પોલીસ' ના કામમા તેમજ કાગળ બનાવવાના કામમાં પણ આ ચીની માટી વાપરવામાં આવે છે. અત્યારે શુધ્ધ કરાયેલી ચીની માટીનો વેચાણ ભાવ ટનના આશરે રૂપિયા ૧૪૦ થી ૧૫૦ છે.

આ ઉદ્યોગને જો કાંઈ ખાસ મુશ્કેલી નડતી હોય તો તે વાહનવ્યવહારની છે. આ ઉદ્યોગના કેંદ્રો વિજાપુર રેલ્વે સ્ટેશનથી આશરે દશથી બાર માઈલના અંતરે છે અને ત્યાં જવા માટે સારા રસ્તાઓ નથી. ગાડાંની સગવડ પણ સહેલાઈથી મળતી નથી વડોદરા રાજ્યના શાસનકાળ દરમિયાન સરકારે આ કેંદ્રો સુધી એટલે કે કોટ ગણમીપુર સુધી રેલ્વે લાઇન નાખવાની યોજના ઘડી હતી અને યોજનાઓનો અમલ પણ શરૂ થઈ ચૂકયો હતો પરંતુ વડોદરા રાજ્યનુ જોડાણ થયા પછી આ કામ મુલત્વી રખાવામા આવ્યું છે. આ ઉદ્યોગને વાહનવ્યવહારની સગવડ કરી આપવા બાબતમાં જો રાજ્યની સહાય અને સરકારી પ્રોત્સાહન મળે તો તે ઉદ્યોગને બહુ મદદરૂપ નિવડશે.

## બીડી ઉદ્યોગ

બીડી બનાવવાનો ઉદ્યોગ પાટણ, રાધનપુર, ઐરાણી, કડી, મહેસાણા, વિસનગર, ચાણસમા, વિજાપુર, ઉંઝા (સિધ્ધપુર તાલુકો), ખરાણા (વિજાપુર તાલુકો) અને મહેસાણા જિલ્લાના જુદાજુદા નાના મથકોમા ચાલે છે. આ ઉદ્યોગમા લગભગ બેથી ત્રણ હજાર કારીગરો કામ કરે છે.

પાટણ ખાતે કારખાનદારો દ્વારા બીડી બનાવવાના મોટાં કારખાનાં ચલાવવામાં આવે છે અને તેમાં આશરે ૨૦૦ હજાર કારીગરો કામ કરે છે.

## વાંસ, નેતર અને ખજૂરીના પાંદડા

ટોપલા, સુપડાં અને ઝાડુ જેવી જરૂરિયાતની ચીજો ગૃહઉદ્યોગના ધોરણે વાંસ, નેતર અને ખજૂરીના પાંદડામાંથી જિલ્લાના જુદાજુદા કેંદ્રોમાં બનાવવામાં આવે છે. આ કામ સામાન્ય રીતે ભંગી તરીકે ઓળખાતા કારીગરો કરે છે. જિલ્લામા આ કામમાં આશરે ત્રણસો કારીગરો રોકાયેલા છે. સ્ત્રી-કારીગરો અને પુરુષ-કારીગરો પોતાના કુટુંબના માણસોની મદદથી આ કામ કરે છે અને પોતાની મજૂરીનો સારો એવો બદલો મેળવે છે.

આ ઉદ્યોગમા કામ કરતા કારીગરો અતિ ગરીબ, અજ્ઞાન અને વેરવીખેર છે. મહેસાણા જિલ્લાના સહકારી ખાતાના ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ વિભાગદ્વારા આ લોકોને સહકારી ધોરણે સંગઠિત કરવાના પ્રયાસો ક્યારનાયે ગતિમાન બની ચૂક્યા છે અને તેના પરિણામે હરિજન ગ્રામોદ્યોગ સહકારી મંડળી લિમિટેડ, માણસા ( વિજાપુર તાલુકો ) અને દાવડા ઔદ્યોગિક સહકારી મંડળી લિમિટેડ, દાવડા ( વિસનગર તાલુકો ) નામની બે ઔદ્યોગિક સહકારી મંડળીઓ અસ્તિત્વમાં આવી છે. ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ ( પૂના ) ના સંયુક્ત રજીસ્ટ્રાર દ્વારા લોન અને સબસીડીના રૂપમા સરકારે આ બને મંડળીઓને સહાય આપી છે. આ વર્ગના કારીગરોને વધુને વધુ પ્રમાણમાં સહકારી ક્ષેત્રમા લઈ આવવા માટેના જરૂરી પ્રયાસો ચાલુ જ છે.

## પરચુરણ ઉદ્યોગો

આ ઉપરાત મહેસાણા જિલ્લાના જુદાજુદા કેંદ્રોમા બજર, હાથીદાંતની બંગડી, ઊન કંતાઈ અને વણાટ, ભરતગૂંથણ, સિલાઈ, ટ્રંક, પેટીઓ, અલમારીઓ, રેશમ વણાટ અને તિજોરી બનાવવાના ઉદ્યોગ જેવા બીજા ગૃહઉદ્યોગો બહુ નાના પાયા પર ચાલી રહ્યા છે. કડીમાં બજર બનાવનારી દસ પેઢીઓ છે. આ પેઢીઓ નાના પ્રમાણમાં બજર તૈયાર કરે છે અને જિલ્લામા તેમજ જિલ્લાની બહાર તેનું વેચાણ થાય છે. તમાકુનું થોડું સ્થાનિક ઉત્પાદન છે અને બીજું ખેડા જિલ્લામાંથી મેળવવામાં આવે છે. હાથીદાંતની બંગડીઓ બનાવવાનો ઉદ્યોગ પાટણ, કડી અને વીસનગરમાં ખત્રીઓ તરીકે વધુ સારી રીતે જાણીતા કારીગરો ચલાવે છે. આના માટે સૌથી વધુ પ્રમાણમા જો કોઈ કાચી વસ્તુની તૂટ પડતી હોય તો એ હાથીદાંતની છે, અને તે મુંબઈ અને અમદાવાદથી આયાત કરવામાં આવે છે. ગ્રામોદ્યોગ સમિતિ, મુંબઈએ આગળ ધરેલી ખાદી સ્વયં પૂર્ણતા યોજનાનો પણ જિલ્લાના જુદાજુદા ગામડાઓમા અમલ થઈ રહ્યો અને તે પુરુષો તેમજ સ્ત્રીઓને અનુકૂળ એવો સહાયક ગૃહઉદ્યોગ પૂરવાર થયો છે. સરકારી તેમજ બીનસરકારી સાધનો દ્વારા જિલ્લાના ગામડાઓમાં આ ઉદ્યોગના વિકાસ અને વિસ્તરણ માટે પ્રચાર થઈ રહ્યો છે.

## ઊન કંતાઈ અને વણકર

રાધનપુર, સમી, સાંતલપુર અને હારીજમાં ઘેટાં પાળતા રબારીઓ પાસેથી થોડા પ્રમાણમાં ઊન મળે છે. રબારીઓ ઊન કાંતીને વણકરોને વહેંચી નાખે છે. અને આ વણકરો તે ઊનના બરછટ ધાબળા, કામળા વણે છે.

## પટ્ટી વણાટ

મહેસાણા જિલ્લામાં આ ઉદ્યોગનું મુખ્ય મથક વાલમ ( વિસનગર તાલુકો ) છે. રાવળીઆ તરીકે ઓળખાતા પચાસ કુટુંબો આ ધંધો કરે છે. આ લોકોએ પોતાની સહકારી મંડળી શરૂ પણ કરી દીધી છે અને તે વાલમ–પટ્ટી વણકર સહકારી મંડળીના નામે ઓળખાય છે. આ મંડળીનું સંચાલન વાલમ ( વિસનગર ) ના સર્વોદય આશ્રમના સંચાલક કરે છે. તાજેતરમાં સૂતરના ભાવમાં આવેલી મંદીને કારણે ઉદ્યોગ પર થોડી અસર પડી છે. બજાર અને કાચી વસ્તુઓના પુરવઠાની બાબતોમાં રાજ્ય અને સરકાર તરફથી પ્રોત્સાહન આવશ્યક છે.

## મશરૂ કાપડ વણાટ

પાટણમાં ખત્રી અને નાઈસ તરીકે ઓળખાતા કારીગરો અસલી તેમજ બનાવટી રેશમમાંથી સુંદર મશરૂ કાપડ વણે છે. આ ઉદ્યોગમાં લગભગ પાંચસો કારીગરો કામ કરે છે. તેઓએ પોતાના ધંધા માટે એક મંડળી પણ સ્થાપી છે. આ ઉપરાંત પાટણમાં ખત્રીઓની એક સહકારી મંડળી પણ છે.

મશરૂ કાપડની માંગ મોટે ભાગે સ્થાનિક બજારમાંજ છે. પરંતુ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, ઈંદોર અને મારવાડના જુદાજુદા સ્થળોમાં પણ મશરૂની બનાવટની ઠીકઠીક માંગ છે. ભારતના ભાગલા પડ્યા તે પહેલાં સિંધ અને મુલતાનમાં આ કાપડ અને તેની બનાવટોની સારી માંગ હતી. મિલની બનાવટના ફેન્સી માલની છતને કારણે તથા બજારના અભાવે અત્યારે આ ધંધો દિનપ્રતિદિન તૂટતો જાય છે. ઉદ્યોગને સધ્ધર પાયા પર મૂકવા માટે સહકારી ખાતાના ઔદ્યોગિક સહકાર તથા ગ્રામોદ્યોગ વિભાગદ્વારા મશરૂના વણકરોને મદદ આપવાના પ્રયાસો થઈ રહ્યા છે.

## પોલાદના ટ્રંક, તિજોરી અને લોખંડની બનાવટ

મહેસાણા જિલ્લામાં પાટણ, ચાણસમા અને વીસનગર એ પોલાદની તિજોરીઓ અને કબાટોનાં મુખ્ય મથકો છે. અહીં લુહારો બહુ નાના પાયા પર આ ચીજો બનાવે છે. મહેસાણા, ચાણસમા અને વીસનગરમાં પોલાદના ટ્રંક પણ બનાવવામાં આવે છે. આ ઉપરાંત જિલ્લાના મોટા ભાગના ગામડાઓમાં લુહારના એક કે બે કુટુંબો એવા હોય છે, કે જેઓ ખેડૂતો માટે ખેતીવાડીનાં ઓજારો અને સાધનો બનાવે છે.

## લાકડા કામ

લાકડા વેચવાનું સાધારણ પ્રકારનું કામ કલોલમાં થાય છે. સુથારકામ અને રાચરચીલાનું કામ મહેસાણા, વિજાપુર, સરધાવ ( કલોલ તાલુકો ), વીસનગર, સિધ્ધપુર અને પાટણમાં થાય છે. આની બજાર પણ મુખ્યત્વે સ્થાનિક છે.

## તારવણી

ગૃહઉદ્યોગોની ઉપર મુજબની સંક્ષિપ્ત આંકણી પરથી કેટલીક મહત્વની હકીકતો પ્રકાશમાં આવે છે. એ સાફ બનાવી આપે છે કે જો ગામડાના ગૃહઉદ્યોગો વિકસાવવા હોય તો જે ઊણપોને કારણે એ ઉદ્યોગો તૂટતા જાય છે એ ઊણપો દૂર કરવી આવશ્યક છે. આ ઊણપો (૧) કેન્દ્ર વ્યવસ્થા (૨) ઉત્પાદનની કાર્યક્ષમ પધ્ધતિઓ (૩) કાચી ચીજો (૪) નાણાંનો પ્રબંધ ...

(૫) વેચાણ માટેની સારી વ્યવસ્થાને લગતી છે ગામડાના ગૃહઉદ્યોગો માટેનો કોઈ પણ કાર્યક્રમ ઘડવો હોય તો પ્રથમ તો આ ઊણપો દૂર કરવી જોઈએ ઔદ્યોગિક સહકાર અને ગ્રામોદ્યોગ માટેનું સરકારી ખાતુ આ બાબતમા સહાયભૂત થવા અને ગામડાના ઉદ્યોગોને વધુ વિકસાવવા પ્રયાસ કરી રહ્યુ છે પરંતુ નાણાકીય અને બીજી ઘણી મર્યાદાઓ ધરાવતા આ ખાતાની પ્રવૃત્તિઓ આ વિરાટ કાર્ય પાર પાડવા માટે બસ થઈ પડશે કે કેમ એ તો હજુયે એક પ્રશ્નજ છે.

---

## શિક્ષણ

શિક્ષણ એ તો કોઈ પણ પ્રદેશના સુયોજિત વિકાસમાં મૂળભૂત મહત્વની વસ્તુ છે. તેમાંયે ખાસ કરીને પછાત વિસ્તારોમાં તો એણે અતિ મહત્વનો ભાગ ભજવવાનો છે. પ્રગતિશીલ લોકતાંત્રિક સમાજરચનામાં શિક્ષણે અનિવાર્ય રીતે ભાગ ભજવવો પડે છે; વિકાસની પ્રવૃત્તિઓમાં આમ-સમુદાય સમજદારીપૂર્વક ભાગ લે અને લોક કલ્યાણની દરેક બાબતોમાં પૂર્ણ સમજદારીપૂર્વક સહકાર આપે તોજ પ્રાગતિક લોકશાહી સારી રીતે ચાલી શકે.

આથી સાક્ષરતા તેમજ શૈક્ષણિક ધોરણને લગતી જિલ્લાની પરિસ્થિતિનો અંદાજ અનિવાર્ય બની રહે છે.

### કોઠો ૧

ગુજરાતના જિલ્લાઓમાં સાક્ષરતાનું ધોરણ : ૧૯૫૧

| જિલ્લો | અક્ષરજ્ઞાન પામેલાઓની ટકાવારી | પુરૂષોની ટકાવારી | મહિલાઓની ટકાવારી |
|---|---|---|---|
| મહેસાણા | ૨૫·૦૩ | ૩૪·૯૪ | ૧૫·૦૫ |
| બનાસકાંઠા | ૭·૧૬ | ૧૧·૯૪ | ૨·૦૫ |
| સાબરકાંઠા | ૧૪·૩૭ | ૨૩·૫૮ | ૪·૯૧ |
| અમદાવાદ | ૩૨·૫૯ | ૪૩·૫૫ | ૧૯·૬૭ |
| ખેડા | ૨૯·૧૩ | ૪૦·૩૩ | ૧૬·૮૫ |
| પંચમહાલ | ૧૩·૪૦ | ૨૦·૩૮ | ૫·૯૫ |
| વડોદરા | ૨૮·૬૦ | ૩૯·૦૧ | ૧૭·૨૩ |
| ભરૂચ | ૨૭·૯૦ | ૩૯·૮૦ | ૧૫·૨૯ |
| સુરત | ૨૯·૦૮ | ૩૯·૦૧ | ૧૯·૦૪ |
| અમરેલી | ૨૯·૭૦ | ૩૯·૩૭ | ૧૯·૭૪ |
| ડાંગ | ૬·૩૭ | ૧૦·૩૮ | ૧·૭૯ |
| મુંબઈ રાજ્ય | ૨૪·૫૫ | ૩૫·૪૬ | ૧૨·૮૫ |

સેન્સસ ટેબ્યુલેશન ઑફિસ, મુંબઈના આધારે

કોઈપણ પ્રદેશની શૈક્ષણિક પ્રવૃત્તિઓનું પ્રમાણ અને તેની કાર્યક્ષમતાની તુલના કરવા માટે અક્ષરજ્ઞાન ધરાવનારાઓનું પ્રમાણ એ એક અતિ મહત્વનું ધોરણ છે. કોષ્ટકમાં જણાવવામાં આવ્યું છે એ રીતે મહેસાણા જિલ્લાની કુલ વસતિનો ૨૫·૦૩ ટકા ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. ગુજરાતના બીજા જિલ્લાઓ તેમજ સમગ્ર મુંબઈ રાજ્યની સરખામણીમાં મહેસાણા જિલ્લાનું સાક્ષરતાનું ધોરણ ઘણું

ઊંચું છે. અક્ષરજ્ઞાન ધરાવતા પુરુષો અને સ્ત્રીઓની ટકાવારી પણ સારીરીતે સરખામણી થઈ શકે તેવી છે. નીચેનું કોષ્ટક જિલ્લાના જુદાજુદા વિભાગોમાં સાક્ષરતાનું ધોરણ બતાવે છે.

## કોઠો ૨.

### મહેસાણા જિલ્લામાં વિભાગવાર સાક્ષરતાનું પ્રમાણ : ૧૯૫૧.

| વિભાગ | ભણેલાઓની કુલ ટકાવારી | ભણેલા પુરુષોની ટકાવારી | ભણેલી મહિલાઓની ટકાવારી |
|---|---|---|---|
| મહેસાણાનો ગ્રામપ્રદેશ | ૨૬.૧ | ૩૬.૬ | ૧૫.૭ |
| રાધનપુર, સમી, સાંતલપુર અને હારીજનો ગ્રામપ્રદેશ | ૫.૮ | ૯.૫ | ૨.૧ |
| કલોલ-કડીનો ગ્રામપ્રદેશ | ૨૩.૪ | ૩૩.૨ | ૧૩.૫ |
| વિસનગર-વિજાપુરનો ગ્રામપ્રદેશ | ૨૮.૧ | ૩૯.૦ | ૧૭.૪ |
| પાટણ-ચાણસમાનો ગ્રામપ્રદેશ | ૧૯.૪ | ૨૭.૭ | ૧૦.૮ |
| ખેરાળુ-સિદ્ધપુરનો ,, | ૧૯.૪ | ૨૭.૧ | ૧૧.૬ |
| કુલ ગ્રામપ્રદેશો | ૨૧.૦ | ૨૯.૫ | ૧૨.૩ |
| શહેરો સિવાયના શહેરી પ્રદેશો | | | |
| મહેસાણા, રાધનપુર, હારીજ | ૩૪.૪ | ૪૮.૬ | ૧૯.૮ |
| વિજાપુર, વિસનગર, કલોલ, કડી | ૩૬.૫ | ૪૯.૮ | ૨૩.૧ |
| સિદ્ધપુર, ચાણસમા, ખેરાળુ, પાટણ | ૩૯.૯ | ૫૧.૧ | ૨૮.૯ |
| કુલ શહેરી વિસ્તાર | ૩૭.૮ | ૫૦.૨ | ૨૫.૪ |

સેન્સસ ટેબ્યુલેશન ઓફિસ, મુંબઈના આધારે

ઉપરના કોષ્ટક પરથી એ સાફ જણાઈ આવે છે કે જિલ્લાના બધા પ્રદેશોમાં પણ અક્ષરજ્ઞાનનો ફેલાવો એકસરખો નથી. ગ્રામ વિસ્તારોની સરખામણીમાં શહેરી વિસ્તારોમાં અક્ષરજ્ઞાનનું ધોરણ ઊંચું છે. આ ઉપરાંત ગ્રામ વિસ્તારોમાં પણ રાધનપુર, સમી, સાંતલપુર અને હારીજ અક્ષરજ્ઞાનની બાબતમાં ખૂબજ પછાત છે. એ પ્રદેશમા માત્ર ૫.૮ ટકા લોકોજ અક્ષરજ્ઞાન ધરાવે છે. પાટણ, ચાણસમા, ખેરાળુ અને સિદ્ધપુરની ટકાવારી ગ્રામવિસ્તારની કુલ ટકાવારીના હિસાબે ૨૧ ટકા પર પહોંચે છે. મહેસાણા, કલોલ, કડી, વિસનગર અને વિજાપુરના ગ્રામવિસ્તારની સરેરાશ ટકાવારી સારી છે. શહેરી વિસ્તારોની ટકાવારી મોટેભાગે સમાન છે. મહેસાણા, રાધનપુર અને હારીજના શહેરી વિસ્તારોનું ધોરણ બહુ નીચું (૩૪.૪ ટકા) છે. જ્યારે ચાણસમા, ખેરાળુ અને પાટણના શહેરી વિસ્તારોનું ધોરણ વધુ ઊંચું (૩૯.૯ ટકા) છે. અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓની ટકાવારી જોતાં બંને ગ્રામ-અને શહેરી વિસ્તારમા ધોરણ ઘણુંજ નીચું છે.

## શિક્ષણ

અક્ષરજ્ઞાનના ધોરણનું વધુ સુરેખ ચિત્ર મેળવવા કુટુંબનો વડો જે કામકાજ કરતો હોય તેને નજરમાં રાખીને એ વિશે વિચાર કરવો વધુ ઉપયોગી થઈ પડશે. એના પરથી કામધંધાની લાગતી વળગતી વ્યક્તિઓના અક્ષરજ્ઞાન પર કેટલી હદે અસર પહોંચે છે એ જાણી શકાશે.

## કોઠો ૩

### જીવન નિર્વાહના પ્રકાર અનુસાર અક્ષરજ્ઞાનનું ધોરણ : ૧૯૫૧

| જીવન નિર્વાહનો પ્રકાર | અક્ષરજ્ઞાન ધરાવનારાઓની કુલ ટકાવારી | અક્ષરજ્ઞાન ધરાવતા પુરુષોની ટકાવારી | અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓની ટકાવારી |
|---|---|---|---|
| કિસાન સમાજ | | | |
| ૧. પોતાની માલિકીની જમીન ધરાવતા કિસાનો | ૨૨.૯ | ૩૩.૩ | ૧૨.૫ |
| ૨. ગણોતિયા કિસાનો | ૯.૫ | ૧૩.૮ | ૫.૦ |
| ૩. ખેત-મજુરો | ૧૧.૩ | ૧૬.૭ | ૬.૭ |
| ૪. પોતાની જમીન બીજાને ખેડવા આપી તેનું ભાડું મેળવનારાઓ | ૩૦.૫ | ૪૪.૫ | ૨૦.૫ |
| ખેતી ન કરતો સમાજ | | | |
| ૫. ખેતી સિવાય બીજી ચીજોનું ઉત્પાદન કરનારાઓ | ૨૫.૯ | ૩૬.૯ | ૧૬.૬ |
| ૬. વેપાર કરનારાઓ | ૪૫.૦ | ૫૮.૬ | ૩૧.૩ |
| ૭. વાહનવ્યવહારનું કામકાજ કરનારાઓ | ૨૬.૧ | ૨૯.૩ | ૧૧.૮ |
| ૮. બીજા પરચુરણ કામ કરનારાઓ | ૨૭.૬ | ૩૮.૦ | ૧૭.૫ |

સેન્સસ ટેબ્યુલેશન ઓફીસ, મુંબઈના આધારે

ઉપરના કોષ્ટક પરથી એ સાફ જણાઈ આવે છે કે અક્ષરજ્ઞાનના ધોરણને જુદાજુદા પ્રકારના કામધંધાઓ સાથે અમુક પ્રકારનો સંબંધ છે. ગણોતિયા કિસાનો અને ખેતમજુરોની સરખામણીમાં માલિકીની જમીન ધરાવતા કિસાનો અને પોતાની જમીન બીજા પાસે ખેડાવનારાઓનું અક્ષરજ્ઞાનનું ધોરણ પ્રમાણમાં ઘણું ઉંચું છે. ગણોતિયા ખેડુતોનું અક્ષરજ્ઞાનનું ધોરણ સૌથી વધુ નીચું છે. સ્ત્રીઓના સંબંધમાં પણ આ બે વર્ગની સ્ત્રીઓનું અક્ષરજ્ઞાનનું ધોરણ બીજા વર્ગની સ્ત્રીઓના કરતા ઘણું જ નીચું છે.

ખેતી સિવાય બીજા કામો કરતા વર્ગોમાં વેપારીવર્ગનું અક્ષરજ્ઞાનનું ધોરણ સૌથી ઉંચું ૪૫ ટકા છે. બાકીના ત્રણે વર્ગો વધતે ઓછે અંશે સમાન ધોરણ પર છે. સ્ત્રીઓની બાબતમાં પણ વેપારી વર્ગની સ્ત્રીઓ બાકીના વર્ગોની સ્ત્રીઓ કરતાં ઘણી આગળ નીકળી જાય છે.

આ કોષ્ટક પરથી આપણે એવા નિર્ણય પર આવી શકીએ કે અક્ષરજ્ઞાન અને આર્થિક સ્થિતિ અમુકરીતે એકબીજા સાથે સંકળાયેલ છે. વેપાર એ સારી આમદાની આપનો ધંધો હોઈને એ વર્ગનું અક્ષરજ્ઞાનનું ધોરણ પણ ઉંચું છે; જ્યારે ગણોતિયા કિસાનો તથા ખેતમજુરો ગરીબ હોઈને

તેઓનું અક્ષરજ્ઞાનનું ધોરણ અતિ નીચું છે. અક્ષરજ્ઞાનના ફેલાવા માટે, આર્થિક સ્થિતિમાં સુધારા અને શિક્ષણની સગવડતાઓમાં વધારો આ બે વસ્તુઓ અતિ આવશ્યક જણાય છે.

કોઠો ૪ ઉમ્મરના આધારે અક્ષરજ્ઞાન : ૧૯૫૧

| ઉમ્મરવાર જુથ | ભણેલાઓની કુલ ટકાવારી | અભણ લોકોની કુલ ટકાવારી | ગ્રામપ્રદેશમાં ભણેલાઓની ટકાવારી |
|---|---|---|---|
| ૦ થી ૪ | — | — | — |
| ૫ થી ૯ | ૮.૭ | ૯૧.૩ | ૭.૫ |
| ૧૦ થી ૧૪ | ૪૧.૩ | ૫૮.૭ | ૩૬.૯ |
| ૧૫ થી ૨૪ | ૩૯.૮ | ૬૦.૨ | ૩૪.૬ |
| ૨૫ થી ૩૪ | ૩૨.૦ | ૬૮.૦ | ૨૭.૨ |
| ૩૫ થી ૪૪ | ૨૬.૭ | ૭૩.૩ | ૨૨.૩ |
| ૪૫ થી ૫૪ | ૨૩.૨ | ૭૬.૮ | ૧૮.૮ |
| ૫૫ અને એથી ઉપર | ૧૩.૮ | ૮૬.૨ | ૧૦.૪ |

| ઉમ્મરવાર જુથ | ગ્રામપ્રદેશમાં અભણ લોકોની ટકાવારી | શહેરી વિસ્તારમાં ભણેલાઓની ટકાવારી | શહેરી વિસ્તારમાં અભણ લોકોની ટકાવારી |
|---|---|---|---|
| ૦ થી ૪ | — | — | — |
| ૫ થી ૯ | ૯૨.૫ | ૧૪.૧ | ૮૫.૯ |
| ૧૦ થી ૧૪ | ૬૩.૧ | ૫૭.૮ | ૪૨.૨ |
| ૧૫ થી ૨૪ | ૬૫.૪ | ૫૬.૮ | ૪૩.૨ |
| ૨૫ થી ૩૪ | ૭૨.૮ | ૪૯.૪ | ૫૦.૬ |
| ૩૫ થી ૪૪ | ૭૭.૭ | ૪૧.૫ | ૫૮.૫ |
| ૪૫ થી ૫૪ | ૮૧.૨ | ૩૭.૫ | ૬૨.૫ |
| ૫૫ અને એથી ઉપર | ૮૯.૬ | ૨૫.૩ | ૭૪.૭ |

સેન્સસ ટેબ્યુલેશન સીરીઝ, મુંબઈના આધારે

ઉપરનું કોષ્ટક બે વાત બતાવે છે. એક તો એ કે તાજેતરના વર્ષોમાં કિશોર વયના જુથોમાં આવતા અક્ષરજ્ઞાન ધરાવતા લોકોની વધેલી ટકાવારી. અક્ષરજ્ઞાન ધરાવનારાઓની સૌથી સારી ટકાવારી (૪૧.૩ ટકા) દશથી ચૌદ વર્ષની વયના જુથની છે. આ વસ્તુ તાજેતરના વર્ષોમાં દાખલ કરાયેલી ફરજિયાત શિક્ષણ પદ્ધતિને સાંપડેલી સફળતા–જોકે એ સફળતા બહુ મોટી ન ગણાય–નો ખ્યાલ આપે છે. કોઠો પુખ્ત વયના લોકોને અક્ષરજ્ઞાન આપવાની આવશ્યકતાનું પણ સ્પષ્ટ સૂચન આપે છે. પચ્ચીસ વર્ષથી વધુ વયના ૬૦ ટકા લોકો નિરક્ષર છે. ગ્રામવિસ્તારમાં આ પરિસ્થિતિ વધુ ખરાબ છે. અક્ષરજ્ઞાન આપવાની વાતને જરાયે વજન ન આપતા અભણ માબાપો આટલી મોટી સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે અને તેઓ નિઃશંકપણે ફરજિયાત પ્રાથમિક શિક્ષણ પધ્ધતિ દાખલ કરવાના માર્ગમાં મોટામા મોટા અંતરાયરૂપ સાબિત થયા છે.' આ રીતે જિલ્લાની પુખ્ત વયના લોકોને અક્ષરજ્ઞાન આપવાની જરૂરીઆત પણ બહુ મોટી છે.

## શૈક્ષણિક ધોરણ

અક્ષરજ્ઞાનના ધોરણ ઉપરાંત પ્રદેશનું શૈક્ષણિક ધોરણ જાણવું એ મહત્વની વાત છે. કોઈ પણ દિશામાં વિકાસ અક્ષરજ્ઞાનના ધોરણ કરતાં શૈક્ષણિક ધોરણ પર વધુ નિર્ભર હોય છે. નીચેનું કોષ્ટક જિલ્લાનું શૈક્ષણિક ધોરણ બતાવે છે.

### કોઠો ૫

### મહેસાણા જિલ્લામાં શિક્ષણનું પ્રમાણ : ૧૯૫૧

| ધોરણ | ભણેલાઓની કુલ ટકાવારી | ભણેલા પુરુષોની ટકાવારી | ભણેલી સ્ત્રીઓની ટકાવારી |
|---|---|---|---|
| પ્રાથમિક શાળા | ૯૫·૪ | ૯૪·૦ | ૯૮·૬ |
| માધ્યમિક શાળા | ૩·૧ | ૩·૯ | ૧·૦ |
| મેટ્રીક પાસ થયેલા | ૦·૮ | ૧·૨ | — |
| ઈન્ટર | ૦·૧ | ૦·૧ | — |
| સ્નાતક (ગ્રેજ્યુએટ) | ૦·૧ | ૦૧ | — |
| અનુસ્નાતક | — | — | — |
| શિક્ષકની તાલીમ પામેલા | ૦·૪ | ૦·૫ | ૦·૨ |
| ખેતીવાડી, એન્જીનિયરીંગ, વેટરીનરી, કોમર્સ | — | — | — |
| ધારાકીય શિક્ષણ | ·૦૧ | ૦૧ | — |
| તબીબી શિક્ષણ | ૦·૦૫ | ૦૦૫ | — |
| બીજાં ધોરણ | — | — | — |

સેન્સસ ટેબ્યુલેશન ઓફિસ, મુંબઈના આધારે

ઉપરના આંકડાઓ પરથી પ્રદેશ શૈક્ષણિક જોગે કેટલો બધો પછાત છે એ સાફ દેખાય આવે છે. માત્ર ૦.૮ ટકા જેટલા અક્ષરજ્ઞાન ધરાવતા લોકો મેટ્રિક સુધી પહોંચી શક્યા છે. મોટા ભાગના અક્ષરજ્ઞાન ધરાવનારાઓ પ્રાથમિક શાળાના ધોરણ સુધીજ પહોંચે છે; એ પછી ઉચ્ચ શિક્ષણના ધોરણોની દિશામાં કશી પ્રગતિ જણાતી નથી. ખેતીવાડી, એન્જીનિયરીંગ વિગેરેનો અભ્યાસ કરનારાઓની સંખ્યા નહીં બરાબર છે.

## શૈક્ષણિક સગવડતાઓનો વિસ્તાર

આ પ્રકારની આંકણીમાં શૈક્ષણિક પછાતપણા માટેના વિવિધ કારણોની વિગત શોધી કાઢવાનું કઠિન છે. એ માટે ખાસ એ વિષયને જ લક્ષમાં રાખીને વધુ વ્યાપક સામાજિક અને આર્થિક તપાસની આવશ્યકતા રહે છે. અમારા કામકાજને સંબંધ છે ત્યાં સુધી અમે અમારું ક્ષેત્ર વર્તમાન શૈક્ષણિક સગવડતાઓનું પૃથક્કરણ તથા તેની અપૂર્ણતાઓ શોધી કાઢવા પુરતું જ મર્યાદિત રાખશું.

નીચેના કોઠામાં અમદાવાદ વિભાગના જુદાજુદા જિલ્લાઓમાં શહેરો અને ગામડાઓમાં કુલ કેટલી શાળાઓ છે અને કેટલાં શહેરો તથા ગામડાઓમાં બિલકુલ શાળાઓ નથી એ બતાવવામાં આવ્યું છે.

## કોઠો ૬

### અમદાવાદ વિભાગમાં શાળાઓ ધરાવતાં અને શાળાઓ વગરના શહેરોની સંખ્યા અને ટકાવારી ( માર્ચ ૧૯૫૩ )

| જિલ્લો | શહેરો અને ગામડાઓની કુલ સંખ્યા | શાળાઓ ધરાવતા શહેરો અને ગામડાઓની સંખ્યા | કુલ ટકાવારી | શાળાઓવગરના શહેરો અને ગામડાઓની સંખ્યા | કુલ ટકાવારી |
|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૭૭૦ | ૪૬૫ | ૬૦·૭ | ૩૦૫ | ૩૯·૩ |
| ખેડા | ૯૯૫ | ૬૭૦ | ૬૭ ૩ | ૩૨૫ | ૩૨·૭ |
| બનાસકાંઠા | ૧,૩૪૧ | ૧૬૫ | ૧૨·૩ | ૧,૧૭૬ | ૮૭·૭ |
| સાબરકાંઠા | ૧,૭૭૮ | ૫૩૧ | ૨૯·૮ | ૧,૨૪૭ | ૭૦·૨ |
| અમરેલી | ૩૬૧ | ૧૭૬ | ૪૮·૭ | ૧૮૫ | ૫૧·૩ |
| મહેસાણા | ૧,૩૫૧ | ૬૦૯ | ૪૫.૦ | ૭૪૨ | ૫૫.૦ |
| કુલ. | ૬,૫૯૬ | ૨,૬૧૬ | ૩૯·૬ | ૩,૯૮૦ | ૬૦·૪ |

ઉપરના કોષ્ટક પરથી એ સાફ જણાઈ આવે છે કે જ્યારે ખેડા અને અમદાવાદ જિલ્લાઓમાં શાળાઓ ધરાવતાં ગામડાઓની ટકાવારી ૬૭·૩ અને ૬૦·૭ છે ત્યારે મહેસાણાની ટકાવારી ૪૫ ની છે. આનો અર્થ એ થાય છે કે કુલ ગામડાઓના પચાસ ટકાથી વધુ ગામડાઓમા નિશાળનો પ્રબંધ નથી. પરંતુ અમુક ઠેકાણે કેટલાંક ગામડાઓની શૈક્ષણિક જરૂરિયાતો પડોશના ગામડાની શાળાદ્વારા પૂરી પાડવામાં આવતી હોય છે. આવા ગામડાઓની સંખ્યા નીચે મુજબ છે.

## કોઠો ૭

### અમદાવાદ વિભાગમાં શાળાની સગવડતાઓ વગરના ગામડાઓની સંખ્યા ( માર્ચ ૧૯૫૩ )

| જિલ્લો | પડોશના ગામડાની શાળાનો લાભ મેળવતા ગામડાઓની સંખ્યા | શિક્ષણ માટેની કંઈ પણ સગવડતા વગરના ગામડાઓની સંખ્યા | શિક્ષણ માટેની કશી સગવડતા ન ધરાવતા ગામડાઓની કુલ સંખ્યા ટકાવારી |
|---|---|---|---|
| અમદાવાદ | ૧૫૧ | ૧૫૪ | ૨૦·૦ |
| ખેડા | ૨૦૬ | ૧૧૯ | ૧૧·૯ |
| બનાસકાંઠા | ૧૪૭ | ૧૦૨૯ | ૭૬·૭ |
| સાબરકાંઠા | ૧૦૨૩ | ૨૨૪ | ૧૨.૫ |
| અમરેલી | ૫ | ૧૮૦ | ૪૯.૮ |
| મહેસાણા | ૧૬૭ | ૫૭૫ | ૪૨.૫ |
| કુલ | ૧૬૯૯ | ૨૨૮૧ | ૩૫.૫ |

આધાર : ડીરેક્ટર ઓફ એજ્યુકેશન, ગવર્નમેન્ટ ઓફ બોમ્બે,

૪૨.૫ ટકા ગામડાઓ એવા છે કે જ્યાં શિક્ષણ અંગેની કશી પણ સગવડતા નથી. અમદાવાદ અને ખેડાની સ્થિતિ પ્રમાણમાં વધુ સારી છે. પરંતુ આ આંકડાઓથી જરા આગળ વધીને જે ગામડાઓમાં શિક્ષણ માટેની કશી સગવડતા નથી તેનાં ક્ષેત્રફળની તપાસ કરશું તો જણાશે કે મહેસાણા જિલ્લાની પરિસ્થિતિ ખૂબજ કમનસીબ છે. આઠમા કોષ્ટક પર નજર ફેરવતાં એ સારી રીતે જણાઈ આવે છે કે ૭૦૦ થી વધુની વસતિવાળાં અને છતાંય શાળાઓ વગરના ગામડાઓની સંખ્યા મહેસાણા જિલ્લામાં વધુમાં વધુ છે. આવા ગામડાઓની સૌથી વધુ સંખ્યા બનાસકાંઠા જિલ્લામાં છે. એવી રીતે મહેસાણા જિલ્લામાં નંબર ૧ અને ૨ ના મોટાં ક્ષેત્રફળવાળાં ગામડાઓની સંખ્યા સૌથી વધુ છે. સરકાર ૧૯૪૭ માં એક હજાર અને એથી વધુ વસતિવાળાં તમામ ગામડાઓમાં ફરજિયાત અને મફત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવા ખૂબજ આતુર હતી એમ છતાં મહેસાણા જિલ્લામાં આટલી મોટી સંખ્યાના ગામડાઓને ૧૯૫૩ સુધી સાવ ધ્યાન બહાર રાખી દીધાં એ ખૂબજ આશ્ચર્યજનક તેમજ દુઃખદ વાત છે.

## કોઠો નં. ૮

### શૈક્ષણિક સગવડતાઓ વગરના ગામડાઓનું વસતિપ્રમાણ

( માર્ચ ૧૯૫૩ )

| ક્રમ | ગામડાની વસતિનું પ્રમાણ | કશી પણ શૈક્ષણિક સગવડતા વગરના ગામડાઓની સંખ્યા | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | મહેસાણા | અમદાવાદ | ખેડા | બનાસ કાંઠા | સાબર કાંઠા | અમરેલી | કુલ |
| ૧. | ૧૦૦૦ અને એથી વધુ | ૧૪ | ૩ | ૫ | ૨૪ | ૧ | — | ૪૭ |
| ૨. | ૧૦૦૦ થી ૯૦૦ | ૧૦ | ૩ | ૧ | ૨૦ | ૩ | ૨ | ૩૯ |
| ૩. | ૯૦૦ થી ૮૦૦ | ૩૧ | ૧ | ૮ | ૪૩ | ૪ | — | ૮૭ |
| ૪. | ૮૦૦ થી ૭૦૦ | ૩૭ | ૧૨ | ૧૮ | ૫૭ | ૩ | ૨ | ૧૨૯ |
| | કુલ... | ૯૨ | ૧૯ | ૩૨ | ૧૪૪ | ૧૧ | ૪ | ૩૦૨ |
| ૫. | ૭૦૦ થી ૬૦૦ | ૩૮ | ૩૪ | ૨૨ | ૭૫ | ૧૮ | ૫ | ૧૯૨ |
| ૬. | ૬૦૦ થી ૫૦૦ | ૫૯ | ૪૦ | ૨૩ | ૧૦૧ | ૧૮ | ૧૩ | ૨૫૪ |
| ૭. | ૫૦૦ થી ૪૦૦ | ૭૬ | ૩૮ | ૪૦ | ૧૫૩ | ૩૨ | ૨૪ | ૩૬૩ |
| ૮. | ૪૦૦ થી ઓછી | ૪૭૭ | ૧૭૪ | ૨૦૮ | ૭૦૩ | ૧,૧૯૮ | ૧૩૯ | ૨૮૯૯ |
| | બધી મળીને કુલ સંખ્યા .. | ૭૪૨ | ૩૦૫ | ૩૨૫ | ૧,૧૭૬ | ૧,૨૪૭ | ૧૮૫ | ૩૯૮૦ |

ડીરેક્ટર ઓફ એજ્યુકેશન, પૂનાના આધારે

પ્રદેશમાંની જુદીજુદી કક્ષાની શાળાઓની સ્થિતિની સંક્ષિપ્ત માહિતી ઉપયોગી થઈ પડશે. નીચેના કોષ્ટકમાં સંસ્થાઓની સંખ્યા અને દરેક કક્ષાની શાળામાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા આપવામાં આવી છે.

પણ જોઈ ગયા કે અક્ષરજ્ઞાન ધરાવતી કુલ વસતિમાંથી માધ્યમિક શાળા અને મેટ્રિક્યુલેશન સુધી પહોંચેલાઓની કુલ ટકાવારી અનુક્રમે ૩.૧ અને ૦.૮ ની છે. આવા નીચા ધોરણ માટે ઘણાં કારણો છે.

ગ્રામ વિસ્તારોમાં માધ્યમિક શાળાઓની વહેંચણી યોગ્ય રીતે થયેલી નથી એ વાતની નોંધ લેવી આવશ્યક છે. ૭૧ શાળાઓમાંથી ગ્રામ વિસ્તારોમાં ૨૬ અને શહેરી વિસ્તારોમાં ૪૫ શાળાઓ છે. વસતિની વહેંચણી મુજબ ગ્રામ વિસ્તારોમાં કુલ વસતિના ૭૮ ટકા લોકો વસે છે. જ્યારે શહેરી વિસ્તારોમાં ૨૨ ટકા લોકો વસે છે. આ જોતાં ગ્રામ વિસ્તારોમાં માધ્યમિક શાળાઓની સંખ્યા વધુ હોવી જોઈએ એ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. નવી શાળાઓ ખોલતી વખતે આ મુદ્દો લક્ષ બહાર રહેવો ન જોઈએ. ઉપર જણાવ્યું એ મુજબ માધ્યમિક શાળાઓમા ૧૩,૮૯૬ વિદ્યાર્થીઓ ભણે છે. આ સંખ્યા પણ બહુ નાની છે. સાર્જન્ટ સમિતિના અહેવાલમાં જણાવ્યા મુજબ ૧૧-૧૨ વર્ષની ઉમ્મરના દરેક ચાર કે પાચ બાળકોમાં એક બાળક ઉચ્ચ શિક્ષણ માટે લાયકાત ધરાવતો હોય છે. ભારતને સંબંધ છે ત્યાં સુધી આ પ્રમાણમા ખાસ કાઇ ફરક હોવાનો અંદાજ કાઢવાનું કોઇ કારણ નથી. દરેક પાચ બાળકોમા એક બાળક ઉચ્ચ શિક્ષણને લાયક હોવાના આ ધોરણની દૃષ્ટિએ અટકળે લગભગ એવો અંદાજ કાઢી શકાય કે ૧૦ થી ૧૫ વર્ષની વયના કિશોરોની કુલ સંખ્યાનાં હિસાબે ૩૯,૦૦૦ વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમાં ભણતા હોવા જોઈએ. આ રીતે મહેસાણામાં ૨૫,૦૦૦ વિદ્યાર્થીઓને માધ્યમિક શાળાઓનો લાભ નથી મળતો અને એટલી હદે આ જિલ્લો આ બાબતમા પછાત છે એમ કહી શકાય.

આ પરથી સ્પષ્ટ સૂચન મળી રહે છે કે વાંછિત ધોરણ સુધી વિદ્યાર્થીઓની સંખ્યા વધારવા માટે તમામ પ્રયાસો કરવા જોઇએ. સરકારે પણ જિલ્લા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ અને ગ્રાન્ટના રૂપમાં નાણાંકીય સહાય જેવી ખાસ છુટછાટો આપવી જોઇએ.

## ઉચ્ચ શિક્ષણ

ઉચ્ચ શિક્ષણ માટે વિસનગર ખાતે આર્ટ્સ અને સાયન્સના બન્ને વિભાગોવાળી એક કોલેજ છે. ૧૯૫૧ માં કોલેજમાં કુલ ૪૧૬ વિદ્યાર્થીઓ ભણતા હતા. દર વર્ષે વિદ્યાર્થીઓની સંખ્યા વધી રહી છે. વિદ્યાર્થિનીઓની સંખ્યા બહુ નાની છે. કોલેજ-શિક્ષણને લાગેવળગે છે ત્યાં સુધી ઘણા વિદ્યાર્થીઓ અમદાવાદ અને વડોદરા જેવા જિલ્લા બહારના સ્થળોએ શિક્ષણ મેળવવા જાય છે.

## બીજી ખાસ શાળાઓ

આ ઉપરાંત જેમાં ૧,૬૧૦ વિદ્યાર્થીઓ ભણે છે એવી બીજી ૪૫ ખાસ શાળાઓ છે. આ શાળાઓમાં વિવિધ વિષયો શીખવવામા આવે છે. દરેક શાળાની વિગતોમાં ઉતરવાનું કઠિન છે. એટલે આપણે અમુક મહત્વની શાળાઓનીજ વિગતો તપાસશું.

## અપંગ વિદ્યાર્થીઓ માટેની શાળાઓ

મહેસાણા ખાતે 'સ્કૂલ ફોર ડેફ એન્ડ બ્લાઇન્ડ' નામની પંગ વિદ્યાર્થીઓ માટેની એક સરકારી સંસ્થા છે. તેમાં ત્રણ વિદ્યાર્થિનીઓ સહિત ૫૫ વિ ૧૯૫૧-૫૨ [illegible]

સાર્જન્ટ કમિટિ રિપોર્ટ પાન

આ સંસ્થાને કુલ સીધો ખર્ચ રૂા.૨૩,૫૬૪ નો થયો હતો. આ શાળા ભારે દક્ષતાથી ચલાવવામાં આવે છે.

૧૯૩૧ માં શાળાએ જવાની ઉમ્મરે પહોંચેલા મૂંગા બાળકોની સંખ્યા ૩૧૬ ની અને અંધ બાળકોની સંખ્યા ઓછામાં ઓછી ૧૨૬ ની હતી. અને આ બાળકોની સ્થિતિ એવી હતી કે તેઓને કંઇને કંઈ રાહત આપવી જ જોઇએ. તાજેતરના વર્ષોના આંકડા મેળવવાનું શક્ય નથી. જ્યારે જિલ્લાની વસતિ અને વિસ્તારમાં વધારો થયો છે ત્યારે સગવડતાઓ વધારવાની આવી સંસ્થાની જરૂરિયાત પણ દેખીતી રીતેજ વધી જાય છે..

## પછાત વર્ગ માટે શિક્ષણનો પ્રબંધ

મહેસાણામાં ૧૯૩૭ માં ઠાકરડાઓના નામે ઓળખાતી પછાત કોમના વિદ્યાર્થીઓ માટે રહેવાની સગવડ ધરાવતી એક ખાસ શાળા ખોલવામાં આવી હતી. આ શાળાના પ્રાથમિક ત્રણ ઉદ્દેશો હતા:

(૧) ખેતીવાડી વિષયક શિક્ષણ આપવું.

(૨) વિદ્યાર્થીઓમાં વધુ સારી રીતે જીવવાની ભાવના જગાડવી.

(૩) આગેવાનીની તાલીમ આપવી, કે જેથી વિદ્યાર્થીઓ પોતાને ગામડે પાછા ફરે ત્યારે તેઓ સારા ખેડુતો અને સમાજના સજ્જન સભ્યો બની શકે. શાળા પાસે ૧૯૩ વીઘાં જમીનનું ખેતર હતું.અને એકસો વિદ્યાર્થીઓની સગવડ હતી. અમુક શિક્ષણ પુસ્તકો દ્વારા અપાતું અને અમુક શિક્ષણ શારીરિક શ્રમદ્વારા. શારીરિક શ્રમવાળા શિક્ષણમાં ખેતી અને ગૃહઉદ્યોગોનો સમાવેશ થતો હતો.

રાજ્યના ડીરેક્ટર ઓફ એજ્યુકેશન તરફથી અમને મળેલા પત્રમાં જણાવવામાં આવ્યું છે એ મુજબ અત્યારે દલિતો કે પછાત વર્ગની કોમો માટે એક પણ ખાસ પ્રાથમિક કે માધ્યમિક સંસ્થાઓ અસ્તિત્વ ધરાવતી નથી.

## સામાજિક શિક્ષણ

સમાજ શિક્ષણની પ્રવૃતિએ આગલા વર્ષની સરખામણીમાં ૧૯૫૧-૫૨ ના વર્ષમાં કંઈ પ્રગતિ કરી છે. આગલા વર્ષોમાં આ માટે ૨૫ વર્ગો ચાલતા હતા. '૫૧-૫૨ માં આવા વર્ગોની સંખ્યા ૧૭૫ ની હતી. આ વર્ગો દ્વારા ૧,૪૭૧ પુખ્ત વયના લોકોને અક્ષરજ્ઞાન અપાયું છે. પ્રૌઢ શિક્ષણના પ્રશ્નની વિશાળતા જોતાં અત્યારસુધી આ દિશામાં કરવામાં આવેલો પ્રયાસ નહીં જેવોજ ગણી શકાય.

## વાચનાલય પ્રવૃતિ

ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની સાથે, અક્ષરજ્ઞાનનું વિસ્મરણ થતુ અટકાવવા વાચનાલયની પ્રવૃતિને પ્રોત્સાહન આપવું જોઈએ. વળી વર્તમાન વિચારસરણી અને વિકાસના સંપર્કમાં રહેવાના હેતુથી લોકોને વિચાર કરવા કે વાંચવાની ટેવ પાડવામાં આવે અને એ ટેવને વિકસાવવા માટે શક્ય તેટલા તમામ પ્રયાસો કરવામાં આવે એ ઇચ્છનીય છે.

આવા વિચારોથી પ્રેરાઇને વડોદરા રાજ્યના નામદાર મહારાજાએ દરેક ગામડામાં એક પુસ્તકાલય અથવા તો છેવટે એક વાચનાલયનો પ્રબંધ કરવાનું નક્કી કર્યું હતુ. ૧૯૪૨-૪૩ ના

આંકડાઓ મુજબ જિલ્લામા ૫૧૦ પુસ્તકાલયો અને ૧૨ વાચનાલયો હતા અને રાજ્ય તેની પાછળ લગભગ રૂ ૧૬,૦૦૦ નો ખર્ચ કરતું હતું.

જોડાણ પછી પુસ્તકાલય-વાચનાલયની પ્રવૃતિ તરફ યોગ્ય લક્ષ નથી અપાયું તેમજ તેને પ્રોત્સાહન પણ નથી અપાયું એમ દેખાય છે. ૧૯૫૧-૫૨ દરમિયાન જેને સરકારની મદદ મળતી હોય તેવાં લગભગ ૪૫૦ પુસ્તકાલયો ગામડાઓમા હતા. કેટલાંક ગામડાઓમા મહિલાઓ માટે વાચનાલયો અને ફરતા પુસ્તકાલયો શરૂ કરવાનો પ્રબધ થઇ રહ્યો છે.

સમગ્ર રીતે જોતા, જોડાણ પછી જિલ્લાની પુસ્તકાલય પ્રવૃતિને ધક્કો પહોચ્યો છે અને જોડાણ પહેલાંના વડોદરા રાજ્ય દ્વારા આ પ્રવૃત્તિ તરફ જેટલુ લક્ષ આપવામાં આવતુ એટલુ લક્ષ હવે આપવામાં આવતુ નથી એમ લાગે છે.

## છાપખાનાં અને પ્રકાશનો

છાપખાનાઓ અને પ્રકાશનોને લોકોની અક્ષરજ્ઞાન તથા શિક્ષણ અંગેની સ્થિતિ સાથે ગાઢ સબધ હોઇને તેની સખ્યા વિષે પણ તપાસ આવશ્યક બને છે.

પ્રકાશનોને સંબધ છે ત્યા સુધી જિલ્લામાથી એકે દૈનિક અખબાર પ્રસિદ્ધ થતુ નથી. પરંતુ તેની આ જરૂરીઆત અમદાવાદનો પડોશી પ્રદેશ પુરી પાડે છે.

લોકો મોટે ભાગે ગુજરાતી ભાષાના વર્તમાન પત્રો જ વાચે છે. કેટલાક તાલુકા-શહેરોમાથી થોડા સાપ્તાહિકો પ્રસિદ્ધ થાય છે અને તેમાં 'ખેડુત', 'નોર્થ ગુજરાત' અને 'જય ભારત'નો ઉલ્લેખ કરી શકાય.

જિલ્લામાં માત્ર ૧૮ છાપખાનાઓ છે. અક્ષરજ્ઞાન અને શિક્ષણનું ધોરણ નીચું હોઇને અને મોટા ભાગના લોકો ખેતી કરતા હોઇને છાપખાનાઓ તથા પ્રકાશનોની મોટી સખ્યાની આશા રાખી ન શકાય.

## તારવણી

ઉપરોક્ત વિચારણા એ બતાવી આપે છે કે સમગ્ર રીતે જોતા જિલ્લાનુ અક્ષરજ્ઞાન ધોરણ ચિંતા ઉપજાવે એટલી હદે નીચું નથી. શિક્ષણનું ધોરણ ઘણું નીચુ છે અને એ ધોરણ સુધારવા તમામ પ્રયાસો કરવા જોઇએ. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ માટે સારી સગવડતા નથી. પ્રાથમિક શિક્ષણ પાછળ થતો ખર્ચ, જ્યારે શિક્ષણ ક્ષેત્રે થયેલી કામગીરી અને મેળવાયેલા પરિણામોનો વિચાર કરીએ છીએ ત્યારે તે પ્રમાણમાં વધુ પડતો જણાય છે. પ્રાથમિક શિક્ષણ પાછળ થતા ખર્ચમા થોડો ફેરફાર કરીને માધ્યમિક શિક્ષણ પાછળ વધુ ખર્ચ કરવામાં આવે તો પરિસ્થિતિ સુધારવામા તે સહાયભૂત નિવડી શકે. સમાજ શિક્ષણ અને અપંગો માટેની શાળાઓ તરફ વધુ લક્ષ આપવાની તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિને પ્રોત્સાહન આપવાની જરૂર છે.

## પ્રકરણ ૧૩

## જાહેર સ્વાસ્થ્ય

બીજા દેશો અને પ્રદેશોની સરખામણીમાં મહેસાણા જિલ્લાનું જન્મ સમયે અપેક્ષિત જીવન પ્રમાણ નીચે મુજબ છે :

### કોઠો નં. ૧

| પ્રદેશ | મરણ પ્રમાણ (હજાર દીઠ) | બાળ મરણ પ્રમાણ (હજાર દીઠ) | જન્મ સમયે અપેક્ષિત જીવનપ્રમાણ પુરૂષો | સ્ત્રીઓ | વર્ષ |
|---|---|---|---|---|---|
| અમેરિકા | ૯.૬ | ૨૯ { હબસી | ૫૭ | ૬૬ | ૧૯૪૭ |
| | | ગોરા | ૬૫ | ૭૦ | ૧૯૪૭ |
| ઈંગ્લેંડ-વેલ્સ | ૧૧.૬ | ૩૦ | ૬૬ | ૭૧ | ૧૯૪૮ |
| ભારત | ૨૬.૫ | ૧૨૭ | ૨૬.૯ | ૨૬.૫ | ૧૯૨૧-૩૦ |
| | | | ૩૨.૦૯ | ૩૧.૩૭ | ૧૯૪૧ |
| ઉત્તર ગુજરાત (મહેસાણા જિલ્લો) | ૨૬.૩ | ૧૦૧ | ૨૪.૮ | ૨૪.૯ | ૧૯૪૨-૪૩ |

આધાર : ભોર કમિટિ રિપોર્ટ અને મહેસાણા માટે સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ ઑફ બરોડા, ૧૯૪૨-૪૩

ઉપરોક્ત કોષ્ટક મહેસાણા જિલ્લામાં જાહેર તંદુરસ્તીનું ધોરણ કેટલું નીચે છે એ સ્પષ્ટ રીતે બતાવી આપે છે. બીજા પ્રદેશોની સરખામણીમાં જન્મ સમયે અપેક્ષિત જીવનપ્રમાણ ઓછામાં ઓછું છે. બાળ મરણોનું પ્રમાણ પણ ઘણું મોટું છે અને એ પ્રદેશનું જાહેર સ્વાસ્થ્યનું ધોરણ કેટલું નીચું છે તે બતાવી આપે છે. વિદેશોની માફક અહીં પુરુષો અને સ્ત્રીઓના જીવનપ્રમાણ વચ્ચે કોઈ નોંધપાત્ર તફાવત નથી. આ વસ્તુ અપૂરતા પોષણ, અસ્વચ્છ વાતાવરણ, ગરીબાઈ અને અજ્ઞાનતાથી પુરૂષો અને મહિલાઓ સમાનપણે પિડાતા હોવાની નિર્દેશક બની રહે છે.

### બાળ અને સુંવાવડ મરણ

સ્વાસ્થ્ય માટેના તમામ પ્રાગતિક કાર્યક્રમોના આયોજનમાં માતૃત્વ અને બાળ કલ્યાણ સેવાઓને અગ્રસ્થાન આપવામાં આવે છે. સમાજમાં બાળકો, ગર્ભવતી સ્ત્રીઓ અને વૃદ્ધલોકો એ એવા વર્ગો છે કે જેને રોગ જલદીથી લાગુ પડી જાય છે. મહેસાણા જિલ્લામાં બાળ મરણ અંગેની પરિસ્થિતિ નીચે મુજબ છે :—

### કોઠો નં. ૨

મહેસાણા જિલ્લામા બાળ મરણ : ૧૯૫૧

| પ્રદેશ | એક વર્ષથી ઓછી વયના | ૧ થી ૫ વર્ષના | ૫ થી ૧૦ વર્ષના | બધી ઉમ્મરોએ કુલ મરણ |
|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ૧૯.૪ (૨૧.૧) | ૨૯.૦ (૨૭.૫) | ૩.૨ (૫.૩) | ૧૦૦ |
| મુંબઈ રાજ્ય | ૨૪.૭ (૨૧.૭) | ૨૧.૮ (૨૩.૭) | ૩.૯ (૫.૧) | ૧૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ભારતીય સંઘ | ૨૦.૫ | ૧૫.૮ | ૧.૬ | ૧૦૦ |
| ઇંગ્લંડ-વેલ્સ | ૪.૭ | ૦.૯ | ૦.૪ | ૧૦૦ |

આધાર : જાહેર સ્વાસ્થ્ય ખાતાનો વાર્ષિક અહેવાલ અને ભોર સમિતિનો અહેવાલ
કૌંસમાંના આંકડા ગ્રામવિસ્તાર અંગેના છે : ૧૯૪૯.

ઉપરોક્ત કોષ્ટક મહેસાણા જિલ્લામાં બાળ મરણનું પ્રમાણ કેટલું મોટું છે એ બતાવી આપે છે. પચાસ ટકાથી વધુ લોકો જન્મ પછી દશ વર્ષની ઉંમરે પહોંચતા પહેલાં જ મરણ પામે છે. મુંબઈ રાજ્ય અને ભારતીય સંઘ સાથે સરખાવતાં આ પ્રમાણ બહુ મોટું છે. આટલી મોટી ટકાવારી બતાવી આપે છે કે માબાપો બાળકોની સારસંભાળ નથી કરતા; એટલુંજ નહીં પરંતુ પ્રસૂતિગૃહો અને તબીબી સગવડતા તેમજ બાળકના જન્મ પહેલા અને જન્મ પછી લેવાવી જોતી સંભાળનો સંપૂર્ણ અભાવ છે. જિલ્લામાં પ્રસૂતિ દરમ્યાન મરણ પામતી માતાઓનું પ્રમાણ કેટલું હતું તેને લગતી વિગત મેળવવાનું શક્ય નહતું; પરંતુ સેંટ્રલ એડવાઈઝરી બોર્ડ ઓફ હેલ્થ (૧૯૩૮)–સ્વાસ્થ્ય માટેની કેંદ્રીય સલાહકાર સમિતિ (૧૯૩૮)–ના અંદાજ અનુસાર સમગ્ર દેશના હિસાબે ચાલુ મરણપ્રમાણ ૧૦૦૦ માં ૨૦ ના ધોરણે હતુ. બાળ મરણનું અને મરણનુ પ્રમાણ એટલું મોટું છે કે પ્રસૂતિ દરમ્યાન મરણ પામતી માતાઓનું પ્રમાણ પણ મોટું હોવાની પૂરતી શક્યતા છે. બાળકો અને માતાઓના આવડા મોટા મરણપ્રમાણ પરથી એ સ્પષ્ટ થાય છે કે ગર્ભવતી સ્ત્રીઓને પારાવાર યાતનાઓ વેઠવી પડતી હશે, આવી યાતનાઓ વેઠનારી સ્ત્રીઓનું પ્રમાણ પણ બહુ મોટું હશે. આ વસ્તુ એ વાતનો નિર્દેશ કરે છે કે જિલ્લા માટેની સ્વાસ્થ્ય સુધારણા અંગેની કોઈપણ યોજનામાં માતાઓ અને બાળકોને તંદુરસ્તી જાળવી રાખવામાં પૂરતું સંરક્ષણ મળી રહે તેવાં પગલાંઓ યોજવાનો સૌથી વધુ ખ્યાલ રાખવો જોઈએ.

## રોગોનું વૃતાંત

જિલ્લાની નબળી તંદુરસ્તીનાં કારણો યોગ્ય રીતે સમજવા તથાં તેનું પૃથક્કરણ કરવા પ્રદેશમાં પ્રવર્તતા જુદાજુદા રોગો લાગુ પડવાના કેટલા બનાવો બને છે એ જાણી લેવાનું ઇચ્છનીય ગણાશે. નીચેના કોઠામાં ગુજરાતના જુદાજુદા જિલ્લાઓમાં નીપજેલાં મરણનાં કારણો બતાવવામાં આવ્યાં છે.

### કોઠો નં ૩.

### ગુજરાતના જિલ્લાઓમાં મરણનાં કારણો : ૧૯૫૨ (શહેરો બાદ).

| પ્રદેશ | નીચેના રોગો દ્વારા થતાં મરણોની ટકાવારી | | | | | | બીજાં બધાં કારણો | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| | કોગળિયું | માતા | મરકી | તાવ | મરડો | શ્વાસનારોગો | | |
| અમદાવાદ | — | — | — | ૬૬.૧ | .૭ | ૮.૦ | ૨૫.૨ | ૧૦૦ |
| અમરેલી | — | .૩ | — | ૮૧.૭ | .૬ | ૩.૦ | ૧૪.૪ | ૧૦૦ |
| બનાસકાંઠા | — | .૫ | — | ૭૭.૭ | .૭ | ૮.૧ | ૧૩.૦ | ૧૦૦ |
| વડોદરા | — | .૭ | — | ૮૯.૫ | .૪ | ૩.૭ | ૬.૨ | ૧૦૦ |
| ભરૂચ | — | .૪ | — | ૫૮.૧ | ૧.૧ | ૧૪.૪ | ૨૬.૦ | ૧૦૦ |
| ખેડા | — | — | — | ૩૭.૪ | .૮ | ૧૧.૯ | ૪૯.૯ | ૧૦૦ |
| મહેસાણા | — | .૬ | — | ૯૦.૮ | .૧ | ૩.૬ | ૪.૯ | ૧૦૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| પંચમહાલ | ·૧ | ·૧ | — | ૭૧ ૪ | ·૭ | ૯ ૧ | ૧૮·૬ | ૧૦૦ |
| સાબરકાંઠા | — | ·૨ | — | ૭૩ ૮ | ·૧ | ૭ ૭ | ૧૭ ૬ | ૧૦૦ |
| સુરત | — | ·૭ | — | ૫૫ ૯ | ·૪ | ૮·૫ | ૩૪·૫ | ૧૦૦ |

આધાર : મુંબઈ સરકારનો જાહેર સ્વાસ્થ્ય અંગેનો વાર્ષિક અહેવાલ

ઉપરના કોઠા પરથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે તાવના કારણે નીપજતા મરણોનુ પ્રમાણ ઘણુ મોટુ છે. લગભગ ૯૦ ૮ ટકા મરણો તાવથી નીપજે છે ગુજરાતના બીજા જિલ્લાઓ સાથે સરખાવતા મહેસાણા જિલ્લામા તાવનું જોર વધુમા વધુ છે. અલબત્ત, મરણ નોંધ રાખતી સસ્થાઓ મરણનું ચોકકસ કારણ જાણવા પૂરતી કાર્યદક્ષ નથી હોતી અને આથી આંકડાઓમા થોડી અતિશયોક્તિ હોવાનો સંભવ છે. પરતુ તાવનુ પ્રમાણ વધુ છે એ પણ શક વગરની વાત છે.

નીચેના કોઠામા જિલ્લાના મહત્વના શહેરોમા તાવના બનાવો અગે વધુ સ્પષ્ટતા કરવામા આવી છે.

## કોઠો ૪

### મહેસાણા જિલ્લામાં કારણવસાત થયેલાં મરણો : ૧૯૫૧

| શહેર | તાવ | મરડો | શ્વાસના રોગો | બીજા રોગો | કુલ |
|---|---|---|---|---|---|
| હારીજ ... | ૯૫ | — | — | ૫·૦ | ૧૦૦ |
| કડી ... | ૭૩·૫ | ૦·૩ | ૧૧ ૦ | ૧૪·૯ | ૧૦૦ |
| એરાળુ ... | ૭૨·૯ | — | ૧૯ ૫ | ૭ ૬ | ૧૦૦ |
| ઉંઝા ... | ૭૧·૯ | — | ૭·૮ | ૨૦ ૭ | ૧૦૦ |
| મહેસાણા ... | ૭૦ ૨ | ૧·૮ | ૧૩ ૪ | ૧૪ ૬ | ૧૦૦ |
| સિધ્ધપુર ... | ૫૪·૩ | ૩·૬ | ૧૬ ૦ | ૨૬·૧ | ૧૦૦ |
| ધિણોજ ... | ૫૩·૬ | ૧·૨ | ૧૦ ૨ | ૩૫·૦ | ૧૦૦ |
| ચાણસમા ... | ૪૮ ૫ | ૧ ૩ | ૧૪ ૩ | ૩૫·૬ | ૧૦૦ |
| પાટણ ... | ૪૮·૪ | ૫ ૧ | ૧૬ ૩ | ૩૦·૨ | ૧૦૦ |
| ડભોલ | ૪૭ ૬ | ૨ ૨ | ૧૦·૮ | ૩૯·૪ | ૧૦૦ |
| રાધનપુર ... | ૪૦·૯ | ૮·૮ | ૧૫·૫ | ૩૫·૨ | ૧૦૦ |
| વિજાપુર ... | ૩૩·૦ | ૬·૪ | ૧૭ ૦ | ૪૩·૬ | ૧૦૦ |
| વિસનગર .. | ૩૧·૦ | ·૧ ૯ | ૧૪·૯ | ૫૨·૨ | ૧૦૦ |
| વડનગર ... | ૧૮·૯ | ૫·૦ | ૨૦·૫ | ૫૫·૩ | ૧૦૦ |

આધાર મુબઈના જાહેર સ્વાસ્થ્ય ખાતાનો વાર્ષિક અહેવાલ

ઉપરના કોઠા પરથી એ સ્પષ્ટપણે જણાઈ આવે છે કે તાવને કારણે વધુમા વધુ મરણ હારીજમા થયા છે, જ્યારે કડી, એરાળુ, ઉંઝા અને મહેસાણાનું તાવથી થયેલા મરણોનું પ્રમાણ મહદ અંશે સમાન છે. વડનગર, એરાળુ, પાટણ, રાધનપુર, સિદ્ધપુર અને વિજાપુરમા રોગોથી નીપજેનાં

મરણોનું પ્રમાણ બીજા શહેરોની સરખામણીમાં ઘણું વધારે છે. રાધનપુરમાં મરડો અને સંગ્રહણીના રોગથી વધુ મરણો નીપજ્યાં છે.

## તાવ

મહેસાણા જિલ્લામાં મરણનું મુખ્ય કારણ તાવ જણાય છે. ભરોસાપાત્ર આધારના અભાવે આટલા બધા મોતનું કારણ બનતો એ તાવ કયા ખાસ પ્રકારનો છે એ શોધી કાઢવું કઠિન છે. પરંતુ, હોસ્પિટલો દ્વારા બહારના તથા હોસ્પિટલમાં દાખલ થયેલા દર્દીઓ વિશે મળેલી માહિતીનું પૃથક્કરણ કરતાં આપણી સમક્ષ નીચેનું ચિત્ર ખડું થાય છે.

### કોઠો ૫

### મહેસાણા જિલ્લામાં લોકોને લાગુ પડેલા વિવિધ પ્રકારના તાવનું પ્રમાણ : ૧૯૪૯

| તાવ | કેટલા દર્દીઓની માવજત થઈ (હોસ્પિટલમાં ને બહાર) | તાવગ્રસ્ત દર્દીઓની માવજતની ટકાવારી |
|---|---|---|
| મેલેરીયા ... | ૨૬,૮૯૧ | ૫૪.૫ |
| ઇન્ફલુએન્ઝા (સળેખમ) | ૯,૬૬૭ | ૧૯.૬ |
| ન્યુમોનિયા (ત્રિદોષ)... | ૨,૭૮૫ | ૫.૬ |
| ટાઈફોઈડ (કાળજ્વર)... | ૫૮૯ | ૧.૨ |
| બીજાતાવો ... | ૯,૪૪૭ | ૧૯.૧ |
| કુલ ... | ૪૯,૩૭૯ | ૧૦૦.૦ |

આધાર : સ્ટેટીસ્ટીકલ એબ્સ્ટ્રેક્ટ ઑફ મુંબઈ સ્ટેટ.

આના ઉપરથી જોઈ શકાય છે કે બીજા તાવોની સરખામણીમાં મેલેરિયા તાવનું જોર ઘણું વધારે છે. એ પછી ઇન્ફલુએન્ઝા આવે છે. જ્યારે ત્રિદોષ અને કાળજ્વરનું પ્રમાણ ઘણું ઓછું છે.

## મહેસાણા જિલ્લામાં મેલેરિયાનું નિરીક્ષણ

મહેસાણા જિલ્લામાં ૧૯૫૨ ના મે થી ૧૯૫૩ ના ફેબ્રુઆરી સુધી મેલેરિયાનું નિરીક્ષણ કાર્ય કરવામાં આવ્યું હતું. જિલ્લામાં ૫૩ સરકારી દવાખાનાં છે. આ બધા દવાખાનાઓમાંથી આધાર એકત્રિત કરવામાં આવ્યો હતો. દરેક તાલુકાનું પ્રતિનિધિત્વ ધરાવતાં હોય તેવાં ૧૪૫ ગામડાંઓની લોહી અને પિત્તની તપાસ માટે મુલાકાત લેવામાં આવી હતી. ૮ થી ૧૦ વર્ષના વયજુથના લગભગ ૨૮,૭૩૨ બાળકોને તપાસવામાં આવ્યા હતા. આમાંના ૬૬૫ બાળકોમાં પિત્તનું વિપુલ પ્રમાણ જણાયું હતું. એજ વયજુથના ૩૧૭ બાળકોના લોહીની તપાસ કરવામાં આવી હતી. આમાંના માત્ર ત્રણ બાળકોના લોહીમાં મેલેરિયાના જંતુ જણાયા હતા. આ ઉપરાંત સંખ્યાબંધ ગામડાંઓમાં છવજંતુને લગતી તપાસણી પણ કરવામાં આવી હતી.

દવાખાનાઓમાંથી, લોહી અને પિત્તની તપાસમાથી અને છવજંતુને લગતી તપાસમાંથી એમ જણાતું હતુ કે સ્થળાંતર ઋતુનો સમય ઓગસ્ટથી ઓકટોબર સુધીનો છે. આ ઉપરાંત રોગના જંતુઓના ઉદ્‌ભવસ્થાન નદીના ખાબોચિયાં, અને તળાવો વિગેરે છે. ખાખરિયા ટપ્પાનો વિસ્તાર

સૌથી વધુ મેલેરિયાગ્રસ્ત છે. પશ્ચિમ સરહદ પર વસેલાં સમી, સાંતલપુર અને રાધનપુર તાલુકાઓમાં, રાધનપુર તાલુકાનું એક ગામ બાદ કરતાં, મેલેરિયાનું પ્રમાણ સાધારણ છે. રાધનપુરના કમાલપુર નામના ગામડામાં મેલેરિયાનું પ્રમાણ ઘણું છે. ચોમાસામાં બનાસ નદી અને એની ઉપનદીઓમાં પૂર આવે છે અને આથી તેના કિનારે વસેલાં ગામડાંઓમાં કીચકાણ થઈ જાય છે. આ કિચ્ચડ મચ્છરોના ઉદ્ભવ માટે ભારે ફળદ્રુપ જમીન બની રહે છે.

## બીજા રોગો

સંખ્યાની દૃષ્ટિએ શ્વાસના રોગો, રોગોનું બીજું મહત્વનું ઝુમખું બની રહે છે. હકીકતમાં તો આ રોગનું પ્રમાણ ઘણું મોટું હોવાનો ભય સેવવામાં આવે છે. ઘણીવાર ક્ષયરોગ અને બીજા એવા શ્વાસના ભયંકર રોગોની નોંધ તાવ અથવા તો ' બીજા કારણોસર ' શીર્ષક હેઠળ કરવામાં આવે છે.

માતાના રોગનું પ્રમાણ પણ ઘણું છે. અગાઉના કોષ્ટકમાં જણાવવામાં આવ્યુ છે એ મુજબ મહેસાણા જિલ્લામાં ગુજરાતના પ્રદેશમાં આવેલ સુરતને બાદ કરતાં માતાના રોગનું પ્રમાણ વધુમાં વધુ છે. આ પ્રમાણ વધુ હોવાનાં ઘણાં કારણો છે. લોકોનું પછાતપણું, રસી મૂકવા માટેની સગવડતાઓનો અભાવ અને એના પ્રત્યેની લોકોની ઉદાસીનતા અને બીજા અનેક સુખાકારીને બગાડે તેવા રીતરિવાજો આ રોગની વ્યાપકતા માટે જવાબદાર છે.

## નબળાં સ્વાસ્થ્યનાં કારણો

આપણે ઉપર જે આંકડાઓ અંગે વિચારણા કરી ગયા એ પરથી એ તદ્દન સ્પષ્ટપણે જણાઈ આવે છે કે લોકોનું તંદુરસ્તીનું ધોરણ ઘણું નીચું છે. જિલ્લામાં રોગોનો વ્યાપક ફેલાવો, ભારે મરણ પ્રમાણ અને ટુંકી આવરદા–આ બધી હકીકતો પ્રદેશની જનતાની અતિ નબળી તંદુરસ્તીના સૂચક છે.

આ પ્રકારની સ્થિતિના ઘણાં કારણો છે; પરંતુ છેવટનું પૃથક્કરણ કરતાં મોટા ભાગના કારણો લોકોની નિર્ધનતા–પછાત આર્થિક સ્થિતિ છે. માથા દીઠ આવકનું અતિ ઓછું પ્રમાણ એ આ ખેદજનક પરિસ્થિતિનું મુખ્ય કારણ હોવા છતાં તંદુરસ્તીના આ નીચા ધોરણ માટેના તાત્કાલિક કારણોમાં મુખ્ય તો (૧) અસંતોષજનક રહેવાના મકાનો (૨) સુખાકારીની અપુરતી સગવડો (૩) પાણીના યોગ્ય પુરવઠાનો અભાવ–ખાસ કરીને ગ્રામ વિસ્તારોમાં (૪) અપૂરતો અને ઓછા પૌષ્ટિક તત્ત્વોવાળો આહાર (૫) તબીબી સગવડોની ન્યૂનતા અને (૬) શિક્ષણનો સામાન્ય અભાવ, ગણાવી શકાય. પહેલાં ત્રણ કારણો અને છઠ્ઠા કારણ અંગેની પરિસ્થિતિ વિશે જુદા પ્રકરણોમાં ચર્ચા કરવામાં આવી છે. એટલે અહીં આપણે આહાર અને તબીબી સગવડોના પ્રશ્નોનીજ ચર્ચા કરીશું.

## આહારનો પ્રશ્ન

વ્યક્તિ અને સમાજની કાર્યદક્ષતાનો આધાર પ્રાથમિક રીતે વસતિની તંદુરસ્તી અને તાકાત પર રહે છે. અને આ બન્ને વાતોનો આધાર ખોરાક પર રહે છે. અનાજ ગરમી અને શક્તિ આપવાની સાથોસાથ શરીરને બાંધતી શીરાઓ અને હાડકાંને બાંધતો ચુનો પૂરો પાડે છે. જો અ પુરવઠો મળતો બંધ થઈ જાય તો જીવન થંભી જાય છે અને જો પુરવઠો અપૂરતો મળે અથવા સપ્રમાણ રસાયણિક મિશ્રણ વિનાનો મળે તો દેહમાં રોગ પ્રવેશે છે.

વડોદરાના નામદાર મહારાજાના ફરમાનથી ૧૯૩૧માં રાજ્યભરમાં સામાન્ય વસતિ ગણતરીની સાથોસાથ આહારની તપાસણીનું કામ પણ હાથ ધરવામાં આવ્યું હતુ. આનો હેતુ લોકો જે ખોરાક લે છે તેની પૂર્ણતા અથવા તો તેના પોષકતત્વના પ્રમાણની તપાસ કરવાનો હતો. વસતિ ગણતરી સમિતિઓ પર બે ભાગે પ્રશ્નોત્તરીઓ મોકલવામા આવી હતી. એક પ્રશ્નોત્તરી સામાન્ય પ્રકારની હતી અને બીજી તાલુકાઓમાં દરેક જૂથ કે કોમદ્વારા ઉપયોગમા લેવાતા ખોરાક, ખોરાકનાં પ્રમાણ અને પ્રકારને લગતી હતી લોકોના ખોરાકની ટેવોમાં વીસ વર્ષના ટૂંકા ગાળામાં ખાસ કરી ફેરફાર થાય નહીં, આથી અમે એ વખતના મહેસાણા જિલ્લાની અગત્યની કોમોના ખોરાકના પૃથક્કરણનો તમામ મર્યાદાઓ સાથે સ્વીકાર કરીએ છીએ.

## કોઠો ૬

### વડોદરા રાજ્યની પસંદ કરેલી જાતોનો રોજનો અસરકારક આહાર : ૧૯૩૧

| જાત | કેલરી | પ્રોટીન | કેલ્શિયમ | ફોસ્ફરસ | આયર્ન (લોહ) |
|---|---|---|---|---|---|
| **શાકાહારી** | | | | | |
| લેવા પાટીદાર ... | +૧૯૨·૦૪ | + ૬ ૩૮ | +·૨૨૫ | +·૩૧૨ | −·००१७ |
| ઔદિચ્ય બ્રાહ્મણ... | + ८६ ०० | + ४४२ | +·००३ | +·५७० | +·०००७ |
| શ્રાવક વાણિયા .. | −४३०·९० | −१४·९७ | −·०४५ | −·३३१ | −·००३३ |
| સોની ... ... | −१३० १० | −११·०१ | −·०६६ | −·१८० | −·००३५ |
| બ્રહ્મભટ્ટ ... ... | −३४७ ५० | − ३·१० | +·०२९ | +·५९० | −·००१७ |
| નાગર બ્રાહ્મણ ... | −२०७ ७० | − ९·७८ | +·१३६ | +·१८० | +·००१९ |
| કાછીયા ... ... | −४६५·५० | −१६·९८ | −·१८९ | −·०३७ | −·००८२ |
| ભાવસાર .. | −२८४·२० | −१९·१० | −·२३४ | −·०२३ | −·००५४ |
| કસારા ... ... | −३४२·०० | −१९·२६ | −·१९९ | −·०३० | −·००५५ |
| **માંસાહારી** | | | | | |
| ઠાકરડા ... ... | +३१७·१० | + ४·८७ | −·२८५ | +·३५१ | −·००५३ |
| મુસ્લીમ ... ... | − ३४·५३ | + ९·६१ | −·११० | +·३४० | −·००३९ |
| ઢેડ ... ... | −७८१·०० | −२२·४४ | −·३६६ | −·३२४ | −·०१०७ |
| રાજપૂત ... ... | −६२०·९० | −११·९५ | −·१९५ | −·१२६ | −·००५४ |
| ભંગી ... ... | −१०२३·४० | −३८·८० | −·३६३ | −·४३७ | −·०५७९ |
| વાણંદ ... ... | −८२३·३७ | −३२·७९ | −·३७१ | −·५८१ | −·०१०० |

વધારો + ખાધ −

આધાર : ફૂડ સરવે ઓફ પ્રિન્સીપલ કાસ્ટ્સ ઇન બરોડા સ્ટેટ: ડૉ. આગીઆ અને કાલે. બરોડા સેન્સસ, ૧૯૩૧ પાનુ ૩૦૭

આનાં પરથી એ સ્પષ્ટ જોઈ શકાય છે કે માત્ર પાટીદાર, ઔદિચ્ય બ્રાહ્મણ અને ઠાકરડાઓની બાબતમાં જ કેલરીનું પ્રમાણ જરૂરિયાતથી વધારે છે. બાકીની બધી જાતોનું કેલરીનું

પ્રમાણ જરૂરિયાત કરતાં ઓછું છે. મદ્રાસમાં બાયો-કેમિસ્ટ દ્વારા કરાયેલા પૃથક્કરણમાંથ પણ ચરેરાશ માસાહારી હિંદુ ખોરાકમાં પણ કેલરીનું પ્રમાણ જરૂર કરતા ઓછું જણાય છે. પ્રોટીન્સનું પૃથક્કરણ તો એક કરુણ કહાની કહી જાય છે. લેવા પાટીદાર અને ઔદિચ્ય બ્રાહ્મણો સિવાયના બધા શાકાહારીઓમાં આનું પ્રમાણ ઘણું ઓછું છે. આ બાબતમાં માંસાહારીઓની સ્થિતિ વધુ સારી છે. કેલ્શિયમના પુરવઠાનો મુખ્ય આધાર દાળ, દૂધ અને છાશ છે. આ બાબતમાં પાટીદારો બીજી બધી જાતો કરતાં સારી સ્થિતિમાં છે. ખોરાકમાં કેલ્શિયમનું પ્રમાણ નહીંવત હોય છે. દૂધ અને છાશમાં પણ એ ઓછું જણાશે અને દાળનો પણ વધના ઓછા પ્રમાણમાં તેમાં સમાવેશ કરી શકાય. જો બાયો-કેમિસ્ટ્રીના ક્ષેત્રમાં અનધિકારી પ્રવેશ કરવાની પરવાનગી આપવામાં આવે તો એટલું સૂચવી શકાય કે પાટીદારોના વિશિષ્ટ પ્રકારના ઉંચા અને પહોળા દેહને તેના દહેના બાંધાને તાકાત આપતા કેલ્શિયમના પુરવઠા સાથે સારો સંબંધ છે. ફોસ્ફરસના પુરવઠાની સ્થિતિ સંગીન છે. માત્ર કાઠીઓ, ભાવસાર અને કંસારામાં આ તત્વનું પ્રમાણ ઓછું જણાય છે.

દાળમાં ફોસ્ફરસનું પ્રમાણ વધુમાં વધુ છે અને ઘઉં તથા બાજરીમાં પણ એનું પ્રમાણ સારૂં છે. લોકોનો મુખ્ય ખોરાક એ હોઇને ફોસ્ફરસ બાબતમા તેનું પ્રમાણ જરૂરથી વધુ કેમ છે એ સ્હેજે સમજાઈ જાય છે. માંસાહારીઓની સ્થિતિ જરા ઓછી અનુકૂળ છે. લોહનો અભાવ પ્રોટીનના અભાવ જેટલો જ મોટા પ્રમાણમાં છે. માત્ર ઔદિચ્ય બ્રાહ્મણો અને નાગરોમાં તેનું પ્રમાણ જરુરિયાતથી ·૦૦૦૭ થી ·૦૦૧૯ જેટલું વધુ છે.

વ્યાપક રીતે વિચારણા કરતાં આ તપાસણીમાં ચિંતાજનક પરિણામો નોંધાયાં છે. માત્ર ઔદિચ્ય બ્રાહ્મણોજ કસોટીમાં સળંગ પાર ઉતરે છે એ પછી પાટીદારો આવે છે. આ અભાવ માટે સામાન્ય ગરીબીથી માંડીને ખોરાકના સિદ્ધાંતો વિષેની અજ્ઞાનતા સુધીના અનેક કારણો ગણાવી શકાય. અનાજમાં પોષક તત્વોના આ અભાવને કારણે માંદગી, નબળાઈ અને અકાળ મરણમાં પરિણમતા જુદાજુદા રોગોનો મુકાબલો કરવાની શક્તિ ઘટે છે.

આહારની સ્થિતિ સંબંધમાં અત્રે મુદ્દાઓની નોંધ આવશ્યક છે. એક મુદ્દો તો એ છે કે તાજેતરના વર્ષોમાં લોકો યંત્રદ્વારા છડેલા દાળ-ચોખા ખાય છે અને એ તો હકીકત છે કે જ્યારે અનાજને યંત્રથી છડવામાં આવે છે ત્યારે તેમાંના પોષક તત્વો નકામા જતા રહે છે. આ હકીકતની અવગણના કરવામાં આવે છે. બીજો મુદ્દો બજારમાં મળતી આહારની ચીજોમાં જે બનાવટ અને ભેળસેળ કરવામાં આવે છે તે છે. ખાવાની ચીજોમાં ભેળસેળનું પ્રમાણ વધતું જ જાય છે. ઘી અને દૂધમાં તો ભારે મોટા પ્રમાણમા ભેળસેળ થાય છે. એ યાદ રાખવું જોઇએ કે કોઈપણ આહારનું ધોરણ સુધારવા માટેની પહેલી અને મૂળભૂત જરૂરિયાત ચોકખા ખોરાકની છે.

## તબીબી સગવડતાઓ

આ પ્રદેશમા તબીબી અને રોગને અટકાવતી સંસ્થાઓની અછત એ એક બીજી તપાસવા જેવી બાબત છે. નીચેનું કોષ્ટક વર્તમાન પરિસ્થિતિના સાચા સ્વરૂપનું દર્શન કરાવે છે.

* રોબર્ટ મેક ક્રીસન, ' ફૂડ ' (૧૯૩૮), પાનુ ૧૧૧

## કોઠો ૭

### મહેસાણા જિલ્લામાં તબીબી સગવડો :

| | વસતિને મળતી તબીબી સગવડોનું પ્રમાણ | | |
|---|---|---|---|
| | મહેસાણા | ભારત | બ્રિટન |
| એક ડૉક્ટર ... | ૪૯૮૮.૬ માણસો દીઠ | ૬૩૦૦ માણસો દીઠ | ૧૦૦૦ માણસો દીઠ |
| એક નર્સ (પરિચારિકા) | ૨૬૭૫૭.૪ ,, ,, | ૪૩૦૦૦ ,, ,, | ૩૦૦ ,, ,, |
| એક સ્વાસ્થ્ય-તપાસ અધિકારી : | આવો એક અધિકારી છેજ નહી | ૪૦૦૦૦૦ ,, ,, | ૪૭૧૦ ,, ,, |
| એક મીડવાઇફ (સુયાણી) | ૭૩૫૮૩૧ માણસો દીઠ | ૬૦૦૦૦ ,, ,, | ૬૧૮ ,, ,, |
| એક દાંતનો ડૉક્ટર : | ૪૯૦૫૫૪ ,, ,, | ૩૦૦૦૦૦ ,, ,, | ૨૭૦૦ ,, ,, |
| એક વૈદ્ય કે હકીમ : | ૧૬૩૫૧૮ ,, ,, | — | — |

આધાર : ૧૯૫૧ ના વસતિગણતરીના તથા ભારત સરકારની ભોરે સમિતિના અહેવાલના આધારે.

ઉપરનો કોઠો બતાવે છે કે જિલ્લાને મળતી તબીબો અંગેની સગવડ અતિ કંગાળ છે. મીડવાઈફો (દાયણો) અને દાંતના ક્વૉલીફાઇડ તબીબોની સંખ્યા ઘણી ઓછી છે. આ આંકડાઓનો અર્થ કરતી વખતે એક હકીકત એ પણ યાદ રાખવી જોઇએ કે મોટા ભાગના તબીબો શહેરી વિસ્તારોમાં જ છે. એટલે ગ્રામ વિસ્તારોમાં તો એમની અછત અતિ કારમી છે. ગ્રામવિસ્તારોમાં ક્વૉલીફાઈડ તબીબો નહીં હોઇને લોકો ઘણી વાર ઉંટવૈદ્યોનો આશરો લે છે–કે જેઓ મોટા ભાગે કેસ સુધારવાને બદલે વધુ બગાડે છે.

જિલ્લામાં સરકારી દવાખાનાઓની સંખ્યા ૫૩ ની છે. હૉસ્પિટલો અને દવાખાનાઓની યાદી અને ખાટલાઓની સંખ્યા પરિશિષ્ટ નંબર ૧૬ માં આપવામાં આવેલ છે. યાદી પરથી જોઈ શકાય છે કે મોટાભાગે દવાખાનાની સગવડતાઓ પણ મોટા શહેરોને જ મળે છે. આ બાબતમાં સમી, સાંતલપુર અને રાધનપુર જેવા તાલુકાઓ તો ખુબજ પછાત છે.

પરિશિષ્ટમાં આપવામાં આવેલું સરકારી પ્રસુતિગૃહો, બાળકલ્યાણ કેન્દ્રો, તબિયત તપાસનારા અધિકારીઓ અને તાલીમ પામેલી મીડવાઇફો ( દાયણો ) ની સંખ્યા દર્શાવતું કોષ્ટક પરિસ્થિતિને સાવ ઉઘાડી પાડી દે છે. સરકારદ્વારા સંચાલિત એવું એક પણ પ્રસુતિગૃહ કે બાળ કલ્યાણ કેન્દ્ર જિલ્લામાં નથી; તેમજ ત્યાં કોઈ તાલીમ પામેલ સ્વાસ્થ્ય તપાસનાર અધિકારી પણ નથી. તાલીમ પામેલી મીડવાઇફો અને દાયોની સંખ્યા માત્ર ચારની છે. આ બધી શહેરી વિસ્તારમાં જ છે. જિલ્લાના ગ્રામ વિસ્તારો અને શહેરી વિસ્તારોમાં સરકારની સ્વાસ્થ્ય સેવાઓ દર્શાવતું બીજું નિવેદન પણ આજ પરિસ્થિતિ બતાવે છે. આખા જિલ્લામાં જાહેર સ્વાસ્થ્યના કામકાજ માટે પ્રમાણપત્ર ધરાવતો અને આખો સમય કામ આપતો એકજ તબીબી ગ્રેજ્યુએટ છે. ચેપી રોગો માટે કોઈપણ માણસો નથી. સુખાકારી અંગે દેખરેખ રાખનારા ઇન્સપેક્ટરોની સંખ્યા માત્ર ૧૪ ની છે. જ્યારે રસી મૂકનારાઓ

(પુરુષો અને મહિલાઓ)ની સંખ્યા માત્ર ૨૪ ની છે. વળી શાળા માટેના તબીબી અધિકારી કે સરકારદ્વારા રોકવામા આવેલો હોઈ એવો લોકોના સ્વાસ્થ્યની સંભાળ રાખતો કોઈપણ પ્રકારનો સ્ટાફ પણ નથી.

જિલ્લાની વસતિનું પ્રમાણ જોતાં અપૂરતા પોષણવાળો આહાર લેવાની આદતો અને રોગ સાજા કરવા માટેની તથા રોગને આવતા અટકાવવા માટેની સગવડતાઓ ખૂબજ અપૂરતી છે. આથી આ પ્રદેશના સ્વાસ્થ્ય વિકાસ માટેના કોઈપણ કાર્યક્રમમાં બીજા પગલાઓની સાથે આ બાબતો પર પણ પૂરતો ભાર દેવાવો જોઈએ.

## સામાજીક સુખસગવડો

જિલ્લાની મકાનોને લગતી પરિસ્થિતિ વિશે કોઈ આંકડા મેળવવાનું કઠિન છે. ૧૯૩૧ ની વસતિગણતરી વખતે મકાનોને ત્રણ પ્રકારની શ્રેણીમાં વહેંચી નાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. (૧) વધુ પડતી સુખ સગવડતાવાળાં (૨) સુખ સગવડતાવાળા અને (૩) ઓછી સુખ સગવડવાળાં,– આ વર્ગીકરણને પરિણામે ઉત્તર ગુજરાતની એટલે કે જેટલા પહેલાના સમયના મહેસાણા જિલ્લાની મકાન વિગેની સ્થિતિનો જે ખ્યાલ સાંપડ્યો હતો તે નીચે મુજબ છે:

### કોઠો ૧

### મહેસાણા જિલ્લામાં સુખસગવડતાના ધોરણે મકાનોની ટકાવારી : ૧૯૩૧.

| | | વધુ પડતી સુખસગવડતાવાળાં | સુખ-સગવડતાવાળાં | ઓછી સુખસગવડતાવાળાં |
|---|---|---|---|---|
| ગ્રામ વિસ્તાર | ... | ૧·૦ | ૧૦·૩ | ૮૮·૭ |
| શહેરી વિસ્તાર | ... | ૭·૪ | ૨૯·૬ | ૬૩·૦ |
| કુલ ... | ... | ૨·૪ | ૧૪·૩ | ૮૩·૩ |

આધાર : વડોદરા રાજ્યની વસતિ ગણતરીનો અહેવાલ, ૧૯૩૧.

ઉપરોક્ત કોષ્ટક એ સ્પષ્ટપણે બતાવી આપે છે કે ૧૯૩૧ માં ગ્રામ વિસ્તારોમાં ૮૮ ટકા અને શહેરી વિસ્તારોમાં ૬૩ ટકા ઘરો ઓછી સુખસગવડતાવાળાં હતાં. સમગ્ર જિલ્લામાં વધુ પડતી સગવડતાવાળાં મકાનો માત્ર ૨·૪ ટકા જ હતાં.

૧૯૪૧ માં વડોદરા રાજ્યે નમુનાના ધોરણે મકાનોની પરિસ્થિતિ અંગે વધુ આધાર મેળવવા પ્રયાસ કર્યો હતો અને એ માટે મહેસાણા જિલ્લાના ૨૧ ગામડાંઓ પસંદ કરવામા આવ્યાં હતાં. એ પછી એ આધારનું વિવિધ પ્રકારે વર્ગીકરણ કરવામાં આવ્યું હતું.

### કોઠો ૨

### પ્રકારના ધોરણે મકાનોની ટકાવારી : ૧૯૪૧

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| વસવાટ માટેનાં મકાનો | | ... | ૮૭·૭ | સરકારી શાળાઓ વિગેરે | | ૦·૩ |
| દુકાન અને રહેઠાણ-સંયુક્ત | | ... | ૦·૪ | જાહેર મકાનો, મંદિરો, મસ્જીદો | | ૧·૪ |
| વખારો | ... | ... | ૧·૩ | બીજાં મકાનો | ... | ૬·૪ |
| દુકાનો | ... | ... | ૨·૫ | | કુલ... | ૧૦૦ |

આધાર : વડોદરા રાજ્યની ૧૯૪૧ વસતિ ગણતરી

કુલ રહેઠાણ માટેના મકાનો ૮૭·૭ ટકા હતાં. ગ્રામ વિસ્તારોમાં બીજા હેતુઓસર વપરાતાં મકાનોની સંખ્યા ઓછી હોય એ તો દેખીતું છે. રહેવા માટેના મકાનોમાં ગાય અને ભેંસ જેવાં પ્રાણીઓનો પણ સમાવેશ કરવામાં આવે છે; અને આથી સુખાકારીની પરિસ્થિતિ ઘણીજ બગડેલી રહે છે. ઉત્તર ગુજરાતના ગ્રામ-અર્થકારણ સાથે સુસંગત કહી શકાય તે રીતે વખારોનું પ્રમાણ ૪·૧ ટકા કરતાયે ઓછું છે.

છાપરાં અને દિવાલોનું નીચે આપેલું વર્ણન મકાનો બાબતમાં કોઈપણ પ્રકારની આધુનિકતા મેળવી શકાઇ હોય તો તેનો ખ્યાલ આપી રહે છે.

## કોઠો ૩
## છાપરાં અને દિવાલોનું વર્ણન

| છાપરાં | ટકા | દિવાલો | ટકા |
|---|---|---|---|
| અગાસી... ... ... | ૦.૩ | પત્થર ... ... | — |
| નળીયાં ... ... | ૮૨·૭ | ઈંટ ... ... | ૪૬·૧ |
| પતરાં ... ... | ૧૫·૩ | ગારો (માટી) ... ... | ૫૨·૩ |
| પરાળ છાજ ... ... | ૧·૨ | લાકડું ... ... | ૦·૨ |
| બીજી જણસો ... ... | ૦.૫ | બીજી જણસો ... ... | ૧.૪ |
| | ૧૦૦ | | ૧૦૦ |

આધાર : વડોદરા રાજ્ય વસતિ ગણતરી : ૧૯૪૧.

નળીયાંવાળાં છાપરાંનું પ્રમાણ ૮૨·૭ ટકા છે, જ્યારે પરાળ છાજવાળાં છાપરાંનું પ્રમાણ માત્ર ૧·૨ ટકા છે. પરાળ છાજવાળાં છાપરાં ઓછામાં ઓછી સગવડતાના સૂચક છે. ગારા-માટીના રહેવા માટેના મકાનોનુ પ્રમાણ સૌથી વધુ છે, પરંતુ ઈંટોના મકાનોનું પ્રમાણ પણ સારું એવું છે. મહેસાણામાં રેલ્વેના ક્વૉટર્સ સિવાય પત્થરના મકાનો છે જ નહીં એમ કહી શકાય. આથી વધુ મહત્વની વસ્તુ આ મકાનોમાં રહેનારાઓની સંખ્યા કેટલી ગીચ છે તેની તપાસ કરવાની છે. ૧૯૪૧ અહેવાલમાં જણાવવામાં આવ્યુ છે એ મુજબ,' મકાનોનો વધારો વસતિવધારાની બરોબરીમાં નથી થયો અને આથી પ્રતિ દાયકે મકાનોમાં રહેનારાઓની સંખ્યા વધતીજ રહી છે.' ગામડાના મકાનોની નમુનારૂપ તપાસણીને પરિણામે મળેલા નીચેના આંકડાઓ પરિસ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

## કોઠો ૪
## મહેસાણા જિલ્લામાં જુદા જુદા પ્રકારનાં મકાનોમાં વસતિની વહેંચણી
### (માત્ર ઉદાહરણ પૂરતું)

| મકાનોમા ખંડોની સંખ્યા | મકાનોની ટકાવારી | મકાનોમાં રહેતા લોકોની ટકાવારી | મકાન દીઠ વસતિ દબાણ |
|---|---|---|---|
| એક ખંડ ... ... | ૫૭·૫ | ૫૬·૫ | ૪·૬ |
| બે ખંડ ... ... | ૨૯·૬ | ૨૯·૬ | ૪ ૭ |

| | | | |
|---|---|---|---|
| ત્રણ ખંડ ... ... | ૯.૩ | ૧૦.૨ | ૫.૨ |
| ચાર અને એથી વધુ ખંડ ... | ૩.૬ | ૩.૬ | ૪.૮ |

આધાર : વડોદરા રાજ્યની ૧૯૪૧ ની વસતિ ગણતરી.

ઉપરનું કોષ્ટક એ બતાવે છે કે ગ્રામ વિસ્તારોમાં ૫૭ ટકા મકાનો એક ખંડવાળાં છે અને આવા મકાનોમાં વસતિના ૫૨ ટકા લોકો રહે છે. આવાં મકાનોમાં વસનારાઓનું પ્રમાણ ઘર દીઠ ૪.૬ નું પડતું જણાય છે. ૧૯૫૧ માં ગ્રામ વિસ્તારોમાં એક ઘરમાં રહેનાર લોકોનું પ્રમાણ ૪.૬ થી વધીને ૪.૮ નું થયું છે. જુદાજુદા તાલુકાઓમાં ગ્રામવિસ્તારોમાં આશરે ઘર દીઠ વસતિનું પ્રમાણ નીચે મુજબ છે.

## કોઠો ૫

### જુદાજુદા તાલુકાઓના ગ્રામવિસ્તારોમાં ઘર દીઠ લોકોની સંખ્યા

| | | | |
|---|---|---|---|
| વિજાપુર ... ... | ૮.૮ | કલોલ ... ... | ૪.૬ |
| વિસનગર ... ... | ૬.૮ | ખેરાળુ ... ... | ૪.૮ |
| મહેસાણા ... ... | ૪.૭ | કડી ... ... | ૪.૭ |
| સમી ... ... | ૫.૦ | ચાણસ્મા ... ... | ૪.૭ |
| રાધનપુર ... ... | ૫.૪ | પાટણ ... ... | ૪.૯ |
| સાંતલપુર ... ... | ૫.૩ | સિદ્ધપુર ... ... | ૪.૮ |
| હારીજ ... ... | ૪.૯ | કુલ... | ૪.૮ |

આધાર : સેન્સસ ટેબ્યુલેશન ઓફિસ, મુંબઈ.

ઉપરોક્ત આંકડાઓ પરથી દેખાય છે કે વિજાપુર તાલુકામાં ગીચતા વધુમાં વધુ છે. સમી, સાંતલપુર, રાધનપુર અને હારીજની સ્થિતિ પણ કંઈ બહુ સારી નથી. કલોલ તાલુકામાં ઓછામાં ઓછી ગીચતા છે.

### ગીચ ગામડાઓમાં રાહત

૧૯૩૬ માં વડોદરા સરકારનું ધ્યાન ગામડાંઓમાંની ગીચતા ઓછી કરવા તરફ ખેંચાયું હતું. મહેસુલ ખાતા દ્વારા તૈયાર કરવામાં આવેલી વિકાસ યોજનામાં ગ્રામ પ્રદેશોના વિસ્તારના સિદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા હતા. એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે જે ગ્રામ વિસ્તાર ૭૦૦ માણસોની વસતિ માટે ૩૦ વિઘાંથી ઓછો અને એક હજારની વસતિ માટે ૪૩ વિઘાંથી ઓછો હોય તેને અપૂરતો ગણવો જોઈએ. આવા ગામડાંઓમાં વિસ્તાર માટેના પ્રદેશો પસંદ કરવા જોઈએ, એ પ્રદેશો મેળવી લેવા જોઈએ અને યોગ્ય મકાનોના ધાગધારીઓ સાથે તેને સગવડતાપૂર્ણ પ્લોટોમાં વહેંચી નાખવા જોઈએ. આ નીતિ મહેસાણા જિલ્લામાં કેટલે અંશે અમલમાં મૂકાઈ હતી તે જાણી શકાય તેમ નથી.

### પાણીનો પુરવઠો

ગામડાઓને ચોકખું પાણી પૂરું પાડવાનો પ્રશ્ન અતિ અગત્યનો છે. સમગ્ર જિલ્લાના દરેક

પ્રદેશમાં પાણી જુદાજુદા પ્રમાણમાં મળે છે. સિદ્ધપુર, પાટણ અને ચાણસ્મામાં સામાન્ય રીતે ૩૦ ફૂટની ઊંડાઈએ પાણી મળે છે, પરંતુ હારીજ અને એની આજુબાજુના પ્રદેશમાં એકસો ફૂટની ઊંડાઈએ પણ પાણી સહેલાઈથી મળતુ નથી.

## આરોગ્ય વ્યવસ્થા

અમે જિલ્લાની મકાનો અંગેની પરિસ્થિતિનો ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યો છે અને એ તંદુરસ્તી અને સ્વાસ્થ્ય માટે બહુ સારી જણાઈ નથી. મકાનોની બહાર પણ સારા માર્ગો નથી. તેમજ કચરાકુંડા માટે યોગ્ય પ્રબંધ નથી. ઘણી જગાએ તો રહેઠાણની જગાઓની પાસેજ કચરાના અને ગંદવાડના ને ખાતરના ખાડાઓ હોય છે. ગામડાઓની આરોગ્યવ્યવસ્થા અને સુખાકારીના પ્રશ્નમાં કચરાનો નિકાલ કરવાની, ખાતરના ઢગલા ખડકવાની અને ગામડાઓ માટે યોગ્ય બની રહે તેવા સંડાસોનો પ્રબંધ કરવાની આવશ્યકતા ખાસ લક્ષ માગી લે છે. શહેરોમાં સુધરાઈઓની અને ગામડાઓમાં પંચાયતોની મુખ્ય કામગીરી આરોગ્યવ્યવસ્થા કરવાની હોય છે. પરંતુ આ સંસ્થાઓ પણ આ બાબતમાં પૂરતું ધ્યાન આપતી હોય એમ લાગતુ નથી.

## વિજળી

સમગ્ર જિલ્લામાં, જ્યાં વિજળીનું ઉત્પાદન થતુ હોય અને તેનો પુરવઠો જનતાને પૂરો પાડવામાં આવતો હોય તેવાં સ્થળો ગણ્યા–ગાંઠ્યાં જ છે. અને જે છે તે બધાં તાલુકાઓનાં મહત્વના શહેરોમાં છે અને આથી શહેરોમાં વસતા લોકોનેજ તેનો લાભ મળે છે. કડી, કલોલ, મહેસાણા, પાટણ, સિદ્ધપુર અને વડનગરમાં આવેલી ૭ કંપનીઓ પાસેથી માહિતી મેળવી શકાઈ હતી. નીચેના બધા કોષ્ટકો માત્ર આ કંપનીઓ પાસેથી મળેલી માહિતીને આધારેજ તૈયાર કરવામા આવ્યાં છે.

નીચેના કોષ્ટકમાં મહેસાણા જિલ્લામા દર વર્ષે માણસ દીઠ વપરાતા વિજળી–પુરવઠાનો ખ્યાલ આપવામાં આવ્યો છે અને તેની બીજા પ્રદેશો સાથે સરખામણી કરવામાં આવી છે.

### કોઠો ૬

### વિજળીનો માણસ દીઠ વપરાશ : ૧૯૪૮

| | | | | કિલોવોલ્ટ |
|---|---|---|---|---|
| મહેસાણા જિલ્લો | ... | ... | ... | ·૮ |
| વડોદરા રાજ્ય | ... | .. | ... | ૩·૧૦ |
| સૌરાષ્ટ્ર | ... | ... | ... | ૪·૧૦ |
| મુંબઈ રાજ્ય | ... | ... | ... | ૪૯·૨૭ |
| ભારતીય સંઘ | ... | ... | ... | ૧૧·૦૦ |

બ્યુરો ઓફ ઈકોનોમિક્સ એન્ડ સ્ટેટીસ્ટીક્સ એન્ડ પબ્લિક ઈલેક્ટ્રીસીટી સપ્લાઈ, ઓલ ઈન્ડીઆ સ્ટેટીસ્ટીક્સ, ૧૯૪૮ ના આધારે.

મહેસાણા જિલ્લામાં માણસ દીઠ વિજળીના વપરાશનું પ્રમાણ ઘણુજ ઓછુ છે. ૧૯૪૮ માં બધાં પાવર હાઉસો (વિદ્યુતગૃહો) એ કુલ ૧,૪૫૯,૦૦૦ કિલોવોલ્ટ વિજળી પેદા કરી હતી અને તેમાંથી ૧,૨૧૨,૦૦૦ કિલોવોલ્ટ વિજળી વપરાઈ હતી. આગલા વર્ષની સરખામણીમાં ૧૯૪૮ ના વર્ષ દરમિયાન કોઈ ખાસ વધારો નોંધાયો ન હતો. અને જે કંઈ વિજળી ઉત્પન્ન કરવામા આવે છે તે

પણ શહેરી વિસ્તારોનાં થોડાં શહેરોને જ પૂરી પાડવામાં આવે છે અને ગ્રામ વિસ્તારોની તો તદ્દન અવગણના કરવામાં આવે છે:

## કોઠો ૭

### મહેસાણા જિલ્લામાં જુદાજુદા કામોમાં વિજળીના વપરાશ.

(હજાર કિલોવોટમાં)

| વર્ષ | ઘરગથ્થુ વપરાશ | વેપાર ધંધા માટે વપરાશ | ઔદ્યોગિક વપરાશ | જાહેર વિજળી | બીજાં કામોમાં | કુલ વપરાશ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૪૭ | ૪૨૨ | ૨૮૫ | ૨૬૬ | ૧૫૮ | ૫૦ | ૧,૧૭૬ |
| | ૩૫·૯% | ૨૪·૨% | ૨૨·૭% | ૧૩·૮% | ૪·૩% | ૧૦૦ |
| ૧૯૪૮ | ૪૧૦ | ૩૩૩ | ૨૩૦ | ૧૬૯ | ૭૦ | ૧,૨૧૨ |
| | ૩૩·૮% | ૨૭·૫% | ૧૯·૦% | ૧૩·૯% | ૫·૮% | ૧૦૦ |

આધાર : બુલેટિન, બ્યુરો ઓફ ઈકોનોમિક્સ એન્ડ સ્ટેટીસ્ટીક્સ, જુલાઈ ૧૯૫૧

કોઠો બતાવી આપે છે કે ઘરગથ્થુ વપરાશ માટે ૩૫ ટકા જેટલી અને વેપાર ધંધા માટે ૨૪ ટકા જેટલી વિજળી વપરાય છે. જાહેર વિજળી અને ઔદ્યોગિક કારણોસર વપરાતી વિજળીનું પ્રમાણ ઘણું જ ઓછું છે. પ્રમાણમા ઔદ્યોગિક કારણોસર વિજળીનો વપરાશ ઘણો ઓછો છે એ પરથી સાબિત થાય છે કે આ પ્રદેશ ઔદ્યોગિક રીતે બહુ પછાત છે.

બધી કંપનીઓ ખાનગી માલિકીની છે અને સરકારની માલિકીની કે સુધરાઈની માલિકીની એક પણ કંપની નથી. વિજળી સેવાના લગભગ તમામ કેંદ્રોમાં મોટા પાયા પર વિકાસ આવશ્યક છે. પાતાળ કુવાઓ અને યાંત્રિક જળ પુરવઠો સસ્તો બને અને એ બંન્ને યોજનાઓ વધુ સફળ બને એ માટે ગ્રામ વિસ્તારોને વ્યાજબી દરે વિજળીનો પુરવઠો પુરો પાડવામાં આવે એ ઇચ્છનીય છે. સસ્તા દરે વિજળી મળી શકે એ માટે ઉત્તર ગુજરાત ઇલેક્ટ્રીક ગ્રીડ પદ્ધતિને મહેસાણા જિલ્લામાં પણ વિસ્તારવામાં આવે એ જરૂરી છે.

## ગુન્હા અને પોલીસ

આર્થિક, સામાજિક અને રાજકીય રીતે પછાત હોય એવા પ્રદેશમાં વ્યક્તિગત સલામતીનો પ્રશ્ન મહત્વનો બની રહે છે. આર્થિક દરિદ્રતા, કોઇપણ પ્રકારની સામાજિક જવાબદારીના નિયમનનો તથા શહેરી ભાવનાનો અભાવ લોકોને વ્યકિત તથા મિલકત સામેના ગુન્હા તરફ દોરી જાય છે. મહેસાણા જિલ્લો આર્થિક રીતે પછાત હોઇને અને ત્યાં જેમને સામાજિક જવાબદારીઓનું ભાન ઓછામાં ઓછું છે એવી ઠાકરડાઓ, કોળીઓ અને રબારીઓ જેવી જાતો વસતી હોઇને આ પ્રશ્નનો ઝીણવટભર્યો અભ્યાસ આવશ્યક બની રહે છે.

વ્યકિતની બીનસલામતીનું ચોક્કસ પ્રમાણ જાણવાનું કઠિન છે કેમકે મોટા ભાગના ગુન્હાના બનાવો પોલીસ ચોપડીમાં નોંધાતાજ નથી હોતા. અને તેમાં જે વિસ્તારોમાં પોલીસ પ્રબંધ પૂરતો નથી ત્યાં તો ગુન્હાહીત પ્રવૃતિના પ્રમાણનો કશો ખ્યાલ ન રહે એ શકય છે. આથી ફોજદારી ગુન્હાઓના જે આંકડા આપવામાં આવ્યા છે તેના પરથી સંપૂર્ણ ચિત્ર જાણવા નથી મળતુ એ

ધ્યાનમાં રાખવું જરૂરી છે. એ તો માત્ર ગુન્હાઓનું વલણુ અને કયા પ્રકારના ગુન્હાઓનું પ્રમાણુ વધારે છે એજ બતાવે છે. આપણે આ દષ્ટિએજ ગુન્હાના નીચેના આંકડાઓ તપાસશું. કુલ ગુન્હાઓનો ચોક્કસ આંકડો મેળવવાનો એકમાત્ર ઉપાય, કદાચ, વધુ વ્યાપક ધોરણે તપાસ હાથ ધરવાનોજ હોઇ શકે.

## કોઠો ૮

### મહેસાણા જિલ્લામાં એકહજારની વસતિદીઠ થતા ફોજદારી ગુન્હાઓનું પ્રમાણુ બતાવતું નિવેદન, ૧૯૪૧–૫૧.

| વર્ષ | | નોંધાયેલાં ફોજદારી ગુન્હાઓ | ખૂન | ખૂનના પ્રયાસ કે ગેવિત ગણી શકાય તેવી આત્મહત્યા | ધાડ | લૂંટ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૪૧ | ... | ૧.૦૪ | .૦૧૭ | .૦૦૫૯ | .૦૦૫૧ | .૦૧૪ |
| ૧૯૪૯ | ... | ૧.૦૧ | .૦૦૯ | .૦૦૩ | .૦૦૯ | .૦૪ |
| ૧૯૫૧ | ... | ૨.૭૮ | .૦૩ | .૦૨ | .૦૪ | .૧૮ |

| વર્ષ | | ઘરફોડી | જાનવરોની ચોરી | મિલ્કત ચોર બનાવો | કુલ ગુન્હાઓ |
|---|---|---|---|---|---|
| ૧૯૪૧ | ... | ·૧૯ | ·૨૪ | ·૦૦૧૭ | ·૪૯ |
| ૧૯૪૯ | ... | ·૨૬ | ·૪૧ | ·૦૦૦૭ | ·૭૪ |
| ૧૯૫૧ | ... | ·૫૮ | ·૯૩ | ·૦૧ | ૧·૭૯· |

આધાર : મુંબઈ સરકારના પોલીસ ખાતાનો વાર્ષિક અહેવાલ : ૧૯૫૧.

ઉપરોક્ત કોષ્ટક એ બતાવે છે કે છેલ્લાં દસ વર્ષ દરમિયાન નોંધાયેલા ફોજદારી ગુન્હાઓના પ્રમાણુમાં એકસો ટકાથી યે વધુ વધારો થયો છે. જુદાજુદા પ્રકારના ગુન્હાઓમાં થયેલો વધારો પણુ વધતે ઓછે અંશે એકસરખો છે. આ વિસ્તારમાં જાનવરો ઉપાડી જવાના બનાવો ઘણા મોટા પ્રમાણુમાં બનતા જણાય છે. ૧૯૪૧ ના પ્રમાણ સાથે સરખાવતાં ૧૯૫૧ માં થયેલા ગંભીર પ્રકારના ગુન્હાઓ, લગભગ ચાર ગણા વધી ગયા છે. આ પરથી પરિસ્થિતિ ઘણી ગંભીર છે એમ જણાઈ આવે છે.

ગુન્હાઓની સંખ્યાના પ્રમાણુમાં થયેલા આ વધારાના કારણો શોધી કાઢવાનું કામ કઠિન છે. પરંતુ આ વિસ્તારમાં પૂરતા વરસાદનો અભાવ અને વારંવાર પડતો દુષ્કાળ ફોજદારી ગુન્હાઓની વધેલી સંખ્યાના મુખ્ય કારણો ગણી શકાય. આ ઉપરાંત પોલીસ બંદોબસ્ત પણુ ઘટ્યો હોય એમ જણાય છે.

### મહેસાણા જિલ્લામાં પોલીસ દળ

| | | ૧૯૪૨ | ૧૯૫૧ |
|---|---|---|---|
| એક પોલીસ | ... | ૨·૦ ચોરસ માઈલ દીઠ | ૩·૦ ચોરસ માઈલ દીઠ |
| એક પોલીસ | .. | ૮૪૨·૪ માણસો દીઠ | ૧૦૮૬.૮ માણસો દીઠ |

| | | |
|---|---|---|
| એક પોલીસ ... | ૦·૮ ફોજદારી ગુન્હા દીઠ | ૩·૯ ફોજદારી ગુન્હા દીઠ |
| વિસ્તાર ... | ૩,૦૮૦ ચોરસ માઈલ | ૪,૧૨૬ ચોરસ માઈલ |
| વસતિ ... | ૧,૨૩૫,૮૯૮ | ૧,૪૭૧,૬૬૨ |
| પોલીસ દળ ... | ૧,૪૬૭ | ૧,૩૫૪ |
| ગુન્હાઓની સંખ્યા | ૧,૨૧૧ | ૫,૨૫૧ |

પોલીસ ખાતાના વાર્ષિક અહેવાલ તથા વસતિ ગણતરીના આધારે : ૧૯૪૧–૫૧

ઉપરોક્ત કોષ્ટક પરથી વર્તમાન પરિસ્થિતિનું સ્પષ્ટ ચિત્ર મળી રહે છે. જિલ્લાનો વિસ્તાર અને વસતિ વધ્યાં છે; ગુન્હાઓની સંખ્યામા પણ લગભગ ચાર ગણો વધારો થયો છે. જ્યારે પોલીસ દળની તાકાત ઘટી છે. આ પરથી કહી શકાય કે વડોદરા રાજ્યના શાસનકાળ દરમિયાન આ વિસ્તાર વધુ સુરક્ષિત હતો અને વર્તમાન સમય સાથે સરખાવતા પ્રમાણમાં જાનમાલની બીનસલામતી ઓછી હતી.

અત્યારનું પોલીસ દળ કેવી કામગીરી બજાવી રહ્યુ છે તેનો કોઈ આધાર અમારી પાસે નથી. પરંતુ અમારી તપાસ દરમિયાન અમને જાણવા મળ્યુ હતું કે સંખ્યાબંધ ગુન્હાઓની નોંધસુદ્ધાં લેવાતી નથી અને જે ગુન્હાઓ નોંધાય છે તેમા પણ પોલીસે તાત્કાલિક પગલાં લીધાનું કે તે સજાગ હોવાનુ જણાયું નથી. જિલ્લા કોંગ્રેસ સમિતિએ કેટલાક મહત્વના મંડળોને સાથે રાખીને ડી. આઇ. જી. આ જિલ્લાની મુલાકાતે આવેલા ત્યારે આ પ્રશ્ન અંગે ચર્ચા કરી હતી. તેઓએ પરિસ્થિતિની સુધારણા માટે નીચેનાં સૂચનો તેમની સમક્ષ રજુ કર્યાં હતાં. અમે તેની સાથે પૂરેપૂરા સહમત છીએ.

૧. પોલીસ ચોકીઓની સંખ્યા વધારવી જોઇએ અને આ બાબતમાં મુંબઈ રાજ્યના બીજા જિલ્લાઓની માફક બેહજાર ગુન્હા દીઠ એક પોલીસ ચોકીના ધોરણને વળગી રહેવું જોઇએ.

૨. પોલીસ દળની તાકાત વધારવી જોઈએ. આ જિલ્લામાં ગુન્હાહીત સ્વભાવ માટે જાણીતા એવા ઠાકરડાઓ જેવા પછાત વર્ગના લોકોની વસતિ ઘણી વધુ હોઈને પોલીસની સંખ્યામા વધારો કરવો એ મહત્વનું છે.

૩. ઝડપી સંદેશાવ્યવહાર અને વાહનવ્યવહારના અભાવે ઘણીવાર ગુન્હાઓ પકડી પાડવામાં વિલંબ થાય છે. આ માટે જિલ્લાના પોલીસ ખાતાને વધુ વાહનો આપવા જોઈએ.

૪. ઉચ્ચ કક્ષાના અધિકારીઓએ માત્ર સામાન્ય દેખરેખ રાખવાને બદલે ગુન્હાઓ પકડી પાડવાના અને તેને થતા અટકાવવાના કામમાં વધુ રસ લેવો જોઇએ.

## પ્રકરણ ૧૫

# સ્થાનિક સ્વશાસન

સ્વશાસનની વ્યાપક પદ્ધતિ લોકશાહીની સફળતા માટે અનિવાર્ય છે; કેમકે એ લોકોને રાજકીય શિક્ષણની માત્ર વિશાળ તક પૂરી નથી પાડતી પરંતુ પ્રાગતિક રાજ્યે હાથ ધરવી જોઈએ એવી અનેક કલ્યાણકારી પ્રવૃત્તિઓના સફળ સંચાલન માટે બહુ જરૂરી છે.

## પંચાયતો

ભૂતપૂર્વ વડોદરા રાજ્યમા જમીન અંગેની નવી નીતિ અમલમાં મૂકાઈ ત્યારથી સ્વશાસનનું પ્રણાલિકાગત તત્ત્વ શક્ય તેટલી હદે જાળવી રાખવાના પ્રયાસો કરવામાં આવ્યા હતા. ૧૯૦૧ માં ગ્રામપંચાયતોમાં ચૂંટણી પદ્ધતિ દાખલ કરવામા આવી હતી અને તેમને વધુ સત્તાઓ આપવામાં આવી હતી. એવા નિયમો ઘડવામા આવ્યા હતા કે એક હજાર કે એથી વધુ વસતિ ધરાવતા દરેક ગામમા પંચાયત હોવી જોઈએ, અને એક હજારથી ઓછી વસતિવાળા ગામોના જૂથ બનાવવા જોઈએ અને તેને સંયુક્ત પંચાયત મળવી જોઈએ. ૧૯૨૦ ના કાનૂનથી પચાયતોના બંધારણને વ્યાપક બનાવવામા આવ્યુ હતુ, મતદાન અધિકાર વિશાળ બનાવવામા આવ્યા હતા અને પંચાયતોને પાણી પુરવઠો, ગટર, જાહેર ધર્માદા પરની દેખરેખ, મુલ્કી અને ફોજદારી ગુન્હાઓની તપાસ અને સરકાર પાસેથી અગાઉથી પરવાનગી મેળવીને લોકો પર કરવેરા નાખવા જેવી મહત્ત્વની સત્તાઓ આપવામાં આવી હતી.

### કોઠો ૧

#### મહેસાણા જિલ્લામાં ગ્રામ પંચાયતો

| તાલુકા | | પંચાયત ધરાવતાં ગામડાંઓની સંખ્યા | ગામડાંઓની કુલ સંખ્યા |
|---|---|---|---|
| મહેસાણા | ... | ૮૧ | ૧૧૨ |
| વિસનગર | ... | ૫૪ | ૫૪ |
| ખેરાળુ | ... | ૬૯ | ૧૬૪ |
| કડી | ... | ૧૦૯ | ૧૧૯ |
| વિજાપુર | ... | ૯૦ | ૧૦૨ |
| પાટણ | ... | ૧૩૪ | ૧૩૭ |
| ચાણસમા | ... | ૯૯ | ૧૧૧ |
| સિદ્ધપુર | ... | ૭૯ | ૮૦ |
| કલોલ | ... | ૮૩ | ૯૨ |
| રીદ્રોજ | ... | ૨૮ | ૩૮ |
| સમી | ... | — | ૮૮ |

| | | | |
|---|---|---|---|
| સાંતલપુર | ... | — | ૭૫ |
| રાધનપુર | ..... | — | ૬૬ |
| કુલ | ... | ૮૨૬ | ૧,૨૩૮ |

ઉપરોક્ત કોઠો મહેસાણા જિલ્લામાં ગ્રામપંચાયતો ધરાવતા ગામોની સંખ્યા બતાવી આપે છે. કેટલાક તાલુકાઓમાં ગ્રામપંચાયતોની સંખ્યા ઓછી છે કેમ કે ગામડાંઓ નાના હોઇને ત્યાં સંયુક્ત પંચાયતો છે. સમી, સાંતલપુર અને રાધનપુર વડોદરા રાજ્યમાં ન હતા અને આથી ત્યાં કોઇપણ પ્રકારના સ્વશાસનની પદ્ધતિ હતી જ નહીં.

## આવકનાં સાધનો

આ સંસ્થાઓની આવકનું મુખ્ય સાધન પ્રાંત પંચાયતો એટલે કે જિલ્લા લોકલ બોર્ડને કરવેરાના રૂપમાં મળતી રકમમાંથી જે અમુક હિસ્સો આપવામાં આવતો હોય તે જ હોય છે. આ ઉપરાંત તેને જે બીજાં પરચુરણ સાધનો આવક માટે આપવામાં આવે છે તેમાં (૧) ગામડાંની જમીનનું ભાડું (૨) સરકારની પડતર જમીનમાં ઉગતા ઘાસ, ફળફૂલ અને બળતણનું લિલામ કરતાં થતી આવક (૩) સરકારી મંજુરી મેળવીને પંચાયતોએ પોતે નાખેલા કરવેરા અને (૪) ગામડાના કાર્યમાં ઉપયોગ માટેના કામ માટે નાખવામા આવેલા વેરા કે આપવામાં આવેલા ફાળાની રકમ જેટલીજ સરકાર પાસેથી સહાયના રૂપમાં મળતી રકમનો સમાવેશ થાય છે.

વડોદરા રાજ્યના જોડાણ પછી મુબઇ સરકારે પણ ગ્રામપંચાયતોમાં નવા પ્રાણ પૂરવા અને તેમની આર્થિક સ્થિતિ સુધારવા પગલાં લીધાં છે. પંચાયતો સારી રીતે પોતાનું કામ ચલાવી શકે એ માટે તેને મહેસુલી આવકનાં કેટલાંક વધારાનાં સાધનો પૂરા પાડવામાં આવ્યાં છે. મકાનો પર તથા ખેતીવાડીના કામ સિવાયની જમીન પર ફરજિયાત વેરો નાખવા ઉપરાંત નીચેના વધારાના કરવેરા નાખવાની પણ તેને સત્તા આપવામાં આવી છે: (ક) યાત્રા વેરો (ખ) મેળાઓ, મહોત્સવો અને મનોરંજનના કાર્યક્રમો પરના વેરા (ગ) માલના વેચાણ પર વેરો (ઘ) નાકાવેરો (ચ) લગ્ન, દત્તક અને મિજબાની પરના વેરા (ચ) દુકાનો અને હોટેલો પરના વેરા (છ) ઘરગથ્થુ કે ખેતીવાડીના કામ સિવાયનાં બીજાં કામો માટે જે જગ્યાઓમાં વરાળ, તેલ કે વિજળી શક્તિદ્વારા યંત્રનો ઉપયોગ કરવામાં આવતો હોય તેવી જગ્યાઓ પરનો વેરો (જ) મારકીટો અને સાપ્તાહિક બજારો પરના વેરા અને (ઝ) ગાડાંઓ માટેના સ્ટેન્ડો પરનો વેરો.

ગ્રામપંચાયતોને આ સત્તાઓ આપવા ઉપરાંત સરકાર તેને સીધી સહાય પણ આપે છે. ગ્રામપંચાયત કાનૂનમાં ગ્રામપંચાયતોને જમીન મહેસુલના ૧૫% જેટલી કે ગામડામાંથી ઉઘરાવવામાં આવતા સ્થાનિક વેરાની રકમના ૨૫% જેટલી–એ બેમાંથી જે રકમ વધુ મોટી હોય તેટલી નાણાકીય ગ્રાન્ટ આપવાની જોગવાઇ કરવામા આવી છે. કાનૂનમાં ગ્રામપંચાયતના મંત્રીના પગારના ૩/૪ હિસ્સા જેટલી ગ્રાન્ટ આપવાની પણ જોગવાઇ છે.

## વહીવટમાં દોરવણી

મુંબઈ સરકારે ગ્રામપંચાયતોને વહીવટ ચલાવવાના કાર્યમાં દોરવણી આપવા માટે એક તંત્રની પણ રચના કરી છે. ગ્રામપંચાયતોને તેની સત્તાઓનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં અને તેની જવાબદારીઓનું યોગ્ય રીતે પાલન કરવામાં સલાહ અને સહાય આપવા માટે મામલતદારના હોદ્દાના

ખાસ અધિકારીઓ તથા માનદ્ વ્યવસ્થાપકોની નીમણૂંક કરવામાં આવી છે. ગ્રામપંચાયતો સ્થાનિક હિતોની પહેલાના કરતાં વધુ વિશાળ ધોરણે સેવા બજાવી શકે એ હેતુથી તેની કામગીરીને વિકસાવવાનાં પગલાં પણ લેવામાં આવ્યાં છે. ગ્રામપંચાયત કાનૂનમાં સુધારા કરીને તેને વધુ સત્તાઓ આપવામાં આવી છે અને વધુ ફરજો તેના પર નાખવામાં આવી છે. ગામડાના વહીવટને લગતી મોટા ભાગની કામગીરી હવે ગ્રામપંચાયતોને સુપ્રત કરી દેવામાં આવી છે. પંચાયતોને સોંપવામાં આવેલી કામગીરીઓમાં સ્થાનિક વપરાશ માટે પાણીના પુરવઠાનો તથા શેરીઓ સાફ કરાવવાનો પ્રબંધ કરવાની કામગીરીઓ ફરજિયાત છે; જ્યારે ખેતીવાડી સુધારણા કરવાની, ધાનના ભંડાર બનાવવાની, વાચનાલયો ખોલવાની અને એવી બીજી કામગીરીઓ મરજિયાત છે. ટૂંકમાં, ગ્રામપંચાયતોને જેના દ્વારા ગામડાનું વધુ કલ્યાણ સાધી શકાય તેવી તમામ પ્રવૃત્તિઓ હાથ ધરવાની તકો આપવામાં આવી છે.

## ન્યાય પંચાયતો

ગ્રામપંચાયતોને નવી રચનામાં જે મહત્વની કામગીરીઓ સોંપવામાં આવી છે તેમાં ન્યાયને લગતી કેટલીક સત્તાઓ બજાવવાની કામગીરીનો પણ સમાવેશ થાય છે. ગ્રામ પંચાયતોના સભ્યોમાંથી સભ્યો ચૂંટી કાઢીને ન્યાય પંચાયતની રચના કરવામાં આવી છે. પ્રારંભના તબક્કામાં ન્યાય પંચાયતોને નાના ગુન્હાઓ અંગે કામ ચલાવવાની અને સામાન્ય પ્રકારના ઝઘડાઓની પતાવટ કરવાની સત્તાઓ આપવામાં આવી છે; પરંતુ આવી પંચાયતો જેમજેમ અનુભવ મેળવતી જાય તેમતેમ તેને વધુ વિશાળ સત્તાઓ આપવાની જોગવાઈ પણ કરવામાં આવી છે.

## પાણીનો પુરવઠો

ગામને પાણી પુરૂં પાડવાની કામગીરી ગ્રામ પંચાયત માટે ફરજિયાત છે. આમ છતાં સરકારે જે પછાત વિસ્તારોમાં પાણીની સગવડ નહોય તેવા વિસ્તારોના એક હજાર કે એથી વધું વસતિવાળાં ગામડાંઓને પૂરતા પ્રમાણમાં પીવાનું પાણી પૂરૂં પાડવાનો લાભદાયી કાર્યક્રમ હાથ ધર્યો છે.

આ જરૂરિયાતને પહોંચી વળવા સંપૂર્ણ અને વ્યાપક તપાસ કરવામાં આવેલી અને ૧૯૩૧ માં પંચવર્ષીય કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો હતો. ૧૯૪૧ માં પણ બીજો પંચવાર્ષિક કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો હતો. આ યોજના હેઠળ કેટલી પ્રગતિ સાધી શકાઈ છે તે પૂરતાં આધારને અભાવે જાણી શકાય તેમ નથી.

## સુધરાઈઓ

૧૯૫૦-૫૧ ના વસતિ ગણતરીપત્રક અનુસાર સુધરાઈઓની કુલ સંખ્યા ૧૫ ની છે. સુધરાઈની મુખ્ય ફરજોમાં રસ્તાઓ, દવાખાનાઓ, પાણીનો પુરવઠો, આરોગ્ય વ્યવસ્થા અને શિક્ષણ જેવી જાહેર અને ઉપયોગી સેવાઓના પ્રબંધ કરવાની અને તેને જાળવી રાખવાની ફરજોનો સમાવેશ થાય છે. તેને સીધા તેમજ આડકતરા કરવેરા દ્વારા ભંડોળ ઊભું કરવાની સત્તા પણ આપવામાં આવી છે.

આ સુધરાઈઓના ખર્ચની મુખ્ય બાબતોમાં વિજળી, પાણીનો પુરવઠો, ગટર, રસ્તાઓ અને સાફસુફીનો સમાવેશ થાય છે. આ સુધરાઈઓ દ્વારા અપાતી સેવાઓની વ્યાપકતા અને કાર્યક્ષમતા મર્યાદિત છે. કેટલાંક મહત્વનાં મથકોમાં સુધરાઈ દ્વારા ઉઘરાવાતા વેરાની સંખ્યા જોતાં કરવેરાનું ધોરણ નીચું જણાય છે. વસતિ, મહેસુલ અને કરવેરાની સંખ્યા નીચેના કોઠામાં આપવામાં આવી છે.

## પ્રકરણ ૧૬

# સાર અને તારવણી

મહેસાણા જિલ્લાની આર્થિક અને સામાજિક જીવનની વિવિધ બાબતોનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યા પછી કેટલાંક મહત્વનાં મંતવ્યો અને બાબતોનો સાર કાઢવો ઉપયોગી થઈ પડશે નીચેની રકમાંઓમાં જિલ્લાના જુદાજુદા પ્રશ્નોના પ્રકાર તથા વ્યાપકતાની ટૂંકી નોંધ આપવામ આવી છે.

જિલ્લો મહદ્અંશે ગ્રામવિસ્તારના સ્વરૂપનો છે લગભગ ૬૧% લોકો ખેતીવાડીના ઉત્પાદનન કાર્યોમાં કામે લાગેલા છે. ધીમે ધીમે શહેરીકરણનું પ્રમાણ વધતુ જાય છે. પાચસો અને એથી ઓછી વસતિવાળા ગામોનું પ્રમાણ ઘટી રહ્યુ છે. જ્યારે ૧૦૦૦ થી ૨૦૦૦ ની વસતિવાળા ગામોની સંખ્ય વધી રહી છે. શહેરીકરણ ઔદ્યોગિક કરતા વધારે પ્રમાણમા વેપારી સ્વરૂપનું થઈ રહ્યુ છે. વસતિમ મોટો ભાગ પછાત વર્ગના લોકોનો છે. કોઈ પણ પ્રકારના વિકાસના કાર્યક્રમમા આ વર્ગના સામાજિક અને આર્થિક પ્રશ્નો ખાસ લક્ષ માગી લે છે.

જિલ્લો કાયમી દુષ્કાળિયા પ્રદેશ જેવો છે દરેક ચોથું વર્ષ દુષ્કાળનું વર્ષ અને દરેક ત્રીજુ વર્ષ અછતનું વર્ષ હોય છે. કુલ પ્રદેશનો લગભગ ૬૧% જેટલો પ્રદેશ અને કુલ વસતિની લગભગ ૪૬% જેટલી વસતિને દુષ્કાળની યાતના વેઠવી પડે છે.

જિલ્લાના કેટલાક ભાગોમાં જમીન સારી છે અને જો તેને પાણીનો જરૂરી પુરવઠો મળી રહે તો તે જમીનમાંથી સારો પાક ઉતારી શકાય તેમ છે. પશ્ચિમના પ્રદેશની જમીનમાં ક્ષારનું પ્રમાણ ઘણુંજ છે અને પવનને લઈને જમીન ઘસાઈ જાય છે એ વિશિષ્ટ ઘટના છે. કચ્છનું રણ પણ આગળ વધી રહ્યાનો ભય છે. પૂર્વના પ્રદેશમાં અને તેમાયે ખાસ કરીને નદીના કાંઠાઓના પ્રદેશમાં પાણીને લઈને જમીન સારા પ્રમાણમા ધોવાઈ જાય છે. આ રીતે થતા જમીનના ધોવાણને અટકાવવા માટે તાકીદે પગલાં લેવાની આવશ્યકતા છે.

વરસાદ ઓછો છે અને વર્ષમાં બે પાક ઉતરી શકે એવો વિસ્તાર ઘણો નાનો છે. ચાલુ ખેતી માટેની જમીન પણ ઓછી છે. ખેડાણના ઉપયોગમાં લઈ શકાય એવી પડતર જમીનનો વિસ્તાર ઘણો મોટો છે. ખેડાયા વગર પડેલી જમીનમાંથી ૨૦% જમીન ખેડાણલાયક પડતર જમીન છે; જ્યારે ૫૮% જમીન પર ઘાસચારો વિગેરે ઉગે છે. આવી જમીનનો કેટલોક ભાગ ખેતીના ઉપયોગમાં લઇ શકાય. આવી બધી શક્યતાઓ હોવા છતાં જમીન મેળવવા માટેની કોઈ યોજના અમલમાં નથી એ દુઃખની વાત છે.

મહેસાણા જિલ્લાની મુખ્ય નીપજ અનાજ છે. ખેડાણલાયક જમીનમાં ૮૫% અનાજનો પાક ઉતરે છે. પરંતુ આવો પાક ઉતારતી જમીનના મોટા ભાગમાં જુવાર, બાજરી વિગેરે જાડા અને હલકી જાતના ધાન્યનું વાવેતર થાય છે. ઘઉં સિવાય બધા પાકની નીપજનું પ્રમાણ ઘણું ઓછું છે. કેટલાક ભાગમાં કુવાના પાણીથી ખેતી થતી હોઇને ઘઉની પેદાશ વધારે છે. સમગ્ર રીતે જોતાં છેલ્લાં ૩૦ વર્ષ દરમિયાન નીપજનું પ્રમાણ ક્રમશઃ ઘટી રહ્યું છે.

ખેતીવાડીની ઓછી નીપજ માટે અનિશ્ચિત અને ઓછા વરસાદ ઉપરાંત બીજા પણ અનેક કારણો છે ત્યા એકમો ખેડૂતો દીઠ ૫૭ હળો અને ૨૨ ગાડાઓ છે બળદોની સંખ્યામા પણ ઘટાડો થયો છે. બળદ દીઠ ખેતીનો વિસ્તાર ૧૯૧૦ મા ૧૧ વીઘા હતો, તે ૧૯૫૦ મા વધીને ૩૧ વીઘાનો થયો છે. ખાતરની માગ સાગ પ્રમાણમા છે પરતુ જિલ્લાને ખાતરનો પૂરતો પુરવઠો મળતો નથી આ પ્રદેશ માટે નીફાડ અને કાનફાડ ઘઉ અને ૨૦૭ બાજરી તથા વાગડ કપાસના બિયારણ અનુકૂળ છે એક હકીકત એ પણ જાણવા મળી છે કે આધુનિક જતુનાશક સાધનોના ઉપયોગ અગે લોકો સભાન નથી વ્યાપક પાયા પર ખેતીવાડીને લગતો પ્રચાર આવશ્યક છે

જિલ્લાની નોંધપાત્ર અને પ્રસશાપાત્ર વાત એ છે કે ૭૦% ખેડૂતો પોતેજ પોતાના ખેતરમા ખેતી કરે છે સરેરાશ માલિકીની જમીનનું પ્રમાણ ઘણુ ઓછુ છે જેઓનો મૂળધધો ખેતીનો ન હોય તેવા ખેડૂતોનુ પ્રમાણ પણ સારૂ છે. ધધાદારી કિસાનો સમા કણબીઓની સરખામણીમા તેઓ ઘણા ઓછા કાર્યદક્ષ છે ગણોતનુ પ્રમાણ ઓછુ છે પાકમા ભાગ પડાવનારાઓનુ પ્રમાણ વધારે છે. પરતુ છેલ્લા ત્રીસ વર્ષો દરમિયાન ગણોત તરફની વલણ વધતી જતી જણાય છે જિલ્લાના સૌથી વધુ કાર્યદક્ષ કિસાનો સમા કણબીઓની માલિકીની જમીન વધતી જાય છે પરતુ ઠાકરડાઓની બાબતમા વસ્તુસ્થિતિ આવી નથી વધુ જમીન પછાત વર્ગોના હાથમા જતી જાય છે અને તેઓ કાર્યદક્ષ કે નિપુણ ખેડૂતો નથી જમીન માલિકીનું પ્રમાણ ઘણુ ઓછુ છે ૪૦% થી વધુ કિસાનો ૦ ૫ એકર અને ૩૮% થી વધુ કિસાનો ૫ ૭૫ એકર જમીન ધરાવે છે ૦ થી ૫ એકર જમીનની માલિકીનુ પ્રમાણ વધવામા છે જ્યારે ૨૫ થી ૧૦૦ એકર જમીનની માલિકીનુ પ્રમાણ ઘટવામા છે જિલ્લામા જેને ખેતી માટે પાણી મળી રહે છે તેવી મીતવ્યયી જમીનની માલિકી માટે ૧૫ એકર જમીન અને સૂકા વિસ્તાર માટે ૨૫ થી ૩૫ એકર જમીનનુ પ્રમાણ નક્કી કરવામા આવ્યુ છે અનાર્થિક જમીન–માલિકીનુ પ્રમાણ ૪૫% થી વધુ છે

કાકરેજ જેવી ઉમદા જાતના પશુઓ આ વિસ્તારમા હોવા છતા લોકો તેની જાળવણી અને ઉછેરનુ મહત્વ સમજ્યા નથી જાનવરોની જાત અને સંખ્યાની પરિસ્થિતિ વણસી રહી છે છેલ્લા ૩૦ વર્ષમા જાનવરોની સંખ્યામા ઘટાડો થઈ રહ્યો છે દર રોજ વ્યક્તિદીઠ દૂધ પુરવઠાનુ પ્રમાણ ૧૯૨૧ માં ૦ ૯૫ શેરનું હતુ તે ૧૯૫૧ મા ઘટીને ૦ ૮૬ શેરનુ થઈ ગયુ છે પહેલા વાછરડાનો જન્મ આપવાની ઉમ્મર ૨½ અને ૩½ વર્ષ પરથી વધીને ૪ અને ૬ વર્ષની થઈ ગઈ છે વાછરડાના જન્મ વચ્ચેના સમયનુ અતર ૧૫ અને ૧૬ મહિના પરથી વધીને ૧૮ અને ૩૬ મહિના પર પહોચી ગયુ છે જાનવરોની જાળવણી માટેની રેન્ચ પદ્ધતિ સુધારો માગે છે જાનવરોને રાખવા માટેની ગમાણોની યોજના બહુ સતોષજનક નથી લાગતી સમગ્ર પ્રશ્ન ઝીણવટભરી તપાસ અને સુયોજિત નીતિ માગી લે છે. આ વણસેલી પરિસ્થિતિનુ કારણ જાનવરોને જાળવી રાખવા માટેની ગમાણ પદ્ધતિની સમયને અનુરૂપ થવાની નિષ્ફળતા છે પરિસ્થિતિ સુધારવા માટે કરાયેલા પ્રયાસોને ખાસ સફળતા સાંપડી હોય એમ લાગતુ નથી જિલ્લામા ઘેટાં–ઉછેર અને ઊન તથા દૂધના ઉદ્યોગના વિકાસ માટે સારો અવકાશ હોય એમ લાગે છે

જે પ્રદેશ મુખ્યત્વે ખેતીપ્રધાન હોય તે પ્રદેશ માટે પાણીની અગત્યતા પર ભાર દેવાની ભાગ્યેજ જરૂર હોય મહેસાણા જિલ્લામા વરસાદ ઓછો છે અને તેના પ્રમાણમા દરવર્ષે ઘટાડોજ થતો જાય છે. વળી વરસાદ અમુક નિયત અતર કે સમયસર પડતો નથી આ રીતે વરસાદ હમેશા

અનિશ્ચિત છે. જળ સિંચાઈ મોટે ભાગે કુવાઓદ્વારા થાય છે. કુવાઓની સંખ્યા પણ ઘણી થોડી છે. ભૂગર્ભનાં પાણીની તપાસ દરમિયાન ત્યાં પુષ્કળ પ્રમાણમાં પાણી હોવાનું જાણી શકાયું હતું. આ પાણી શક્ય તેવા કોઇપણ ઉપાયથી મેળવવું જોઇએ. જળસિંચાઇના કામમાં આવે એવાં તળાવો પણ સારી સંખ્યામાં છે; પરંતુ તે અવાવરૂ પડ્યાં છે. જો આ તળાવોનું સમારકામ કરવામાં આવે તો તે ખેડૂતો માટે ભારે લાભદાયી નિવડી શકે તેમ છે. પાતાળ કુવાઓ સાગ પ્રમાણમાં મદદરૂપ થઈ પડે. જળસિંચાઇ માટે સહકારી મંડળીઓ રચાય એ પણ ઇચ્છનીય છે. મૂળ અહેવાલમાં સહકારી ધોરણે પાતાળ કુવા દ્વારા જળસિંચાઇની યોજના સુચવવામાં આવી છે. સાબરમતી નદીની યોજના, રાધનપુરની રેલ યોજના અને નાની નદીઓ પરના નાના બંધો પ્રદેશની ઉન્નતિમા ખૂબ સહાયભૂત નિવડી શકે.

બજારની કાર્યદક્ષતાનો પ્રશ્ન અતિ મહત્વનો છે. ઇસબગુલ, એરંડાના બીયાં, વરિયાળી, જીરૂ વિગેરે માટે વિદેશમા સારા બજાર છે. અત્યારે બજારનું કામકાજ તદ્દન અવ્યવસ્થિત છે અને ગામડાના વેપારીઓ ઉત્પાદકોનું શોષણ કરે છે. વળી બજાર માટે નાણાંની જોગવાઇનો પ્રશ્ન પણ વિકટ છે. કેટલાક કિસ્સાઓમા વ્યાજનો દર પાયથી માંડીને પચ્ચીસ ટકા જેટલો હોય છે. ગેરરીતિઓ મોટપાયા પર ચાલે છે અને ભાવના ફેલાવા પર તથા માલની જાત પર તેની અસર પડે છે.

વાહનવ્યવહાર અને સંદેશવ્યવહારની બાબતમા જિલ્લો બહુ પછાત છે. રાધનપુર, સમી અને સાતલપુર જેવા તાલુકાઓ સિવાય બીજે બધે રેલવેની સગવડતાઓ સારી છે. આમ છતાં કેટલીક મહત્વની રેલવે લાઇનોના જોડાણ જરૂરી છે. રસ્તાઓની સ્થિતિ ઘણી ખરાબ છે અને આથી તેની સગવડતા નહીંવત છે. આખા જિલ્લામા માત્ર ત્રણ માઈલની લંબાઇનો એકજ પાકો માર્ગ છે. સારા રસ્તાઓનો અભાવ બજાર પર ભારે માઠી અસર કરે છે.

સહકારી પદ્ધતિ જિલ્લાના અમુક ભાગોમાજ સારી રીતે વિકસી છે. એકંદરે આ પદ્ધતિ નબળી છે અને સારી રીતે વિકાસ પામી નથી. ખેતીવાડી માટે ધીરધાર કરતી મંડળીઓની સંખ્યા મોટી છે પરંતુ તે માત્ર ૮% જનતાનેજ પોતાના ક્ષેત્રમાં આવરે છે. આ મંડળીઓની ચાલુ થાપણ પેટેની અનામતની રકમનું પ્રમાણ સારૂ છે. પરંતુ તેમાંની ઘણીખરીનો વહીવટ કાર્યક્ષમ રીતે થતો નથી અને લગભગ મૃતપ્રાય બની ગઈ છે. જીવનના બીજા તંત્રોમાં સહકારી પ્રવૃત્તિનો વિકાસ ખાસ નોંધપાત્ર નથી સેંટ્રલ બેંકે ભૂતકાળમાં પોતાનો ભાગ યોગ્ય રીતે ભજવ્યો નથી. મંડળીઓ પર યોગ્ય દેખરેખ રહેતી નથી. બહુલક્ષી મંડળીઓ રચવાના વિચારનું ખાસ કંઈ વજન પડયું નથી.

ગ્રામ ઉદ્યોગ અને ગૃહ ઉદ્યોગનો અભ્યાસ કરતાં મોટા ભાગના આ ઉદ્યોગોની પડતી થતી જણાય છે. હાથશાળ વણાટ, કંતાઈ કામ, ચામડા કમાવવાનું કામ અને ચામડાની બનાવટો તૈયાર કરવાનું કામ એ મહત્વના ગૃહઉદ્યોગો છે. નાણાનો અભાવ, ટેકનીકમાં સુધારણાનો અભાવ અને સારાં બજારના અભાવ જેવી સમસ્યાઓ તેની સામે પડેલી છે. કારીગરોની સહકારી મંડળીઓ રચવાના પ્રયાસો થઈ રહ્યા છે.

અક્ષરજ્ઞાનનું ધોરણ ૨૫% જેટલુ છે. તેમાં ગામડાઓની અને શહેરોની સ્થિતિમાં થોડો તફાવત છે. ગણોતિયાઓમા ભણેલાઓનું પ્રમાણ માત્ર ૯.૫ ટકા છે. શૈક્ષણિક ધોરણે જોતાં જિલ્લો અક્ષરજ્ઞાનમાં ઘણો પછાત છે. મેટ્રીકયુલેશન પછી આગળ અભ્યાસ કર્યો હોય તેવા લોકોની

સંખ્યા ઘણી નાની છે. પ્રાથમિક શિક્ષણના ધોરણે મળતી શૈક્ષણિક સગવડતાઓ સારી છે; પરંતુ તેનાં ધાર્યાં પરિણામ આવતાં જણાતાં નથી. સમગ્ર રીતે શિક્ષણના ધોરણને ઉંચુ લાવવામાં આવે એ ઇચ્છનીય છે. પ્રૌઢશિક્ષણ અને વાચનાલયની પ્રવૃત્તિ ખાસ લક્ષ માગી લે છે.

જનતાના સ્વાસ્થ્યનું ધોરણ ઘણું નીચું છે. બાળ મરણનું પ્રમાણ ઘણું વધારે છે. જિલ્લાને મળતી તબીબી સગવડો મળવી જોઇએ એ ધોરણે નથી મળતી. લોકોની ખાવાપીવાની એટલે કે આહારની ટેવોમાં પણ સુધારણા આવશ્યક છે. રહેવા માટેના મકાનોની સ્થિતિ ઘણી ખરાબ અને તંદુરસ્તીને હાનિ પહોંચાડે તેવી છે; તથા ગામડાઓમાં ચોકખા પાણીની જરૂર પૂરતી જોગવાઇ નથી.

આ પ્રદેશમાં લોકોની અને માલમિલ્કતની સલામતીનો પ્રશ્ન અતિ વિકટ છે. ગુન્હાઓનું, અને તેમાયે ખાસ કરીને ગંભીર પ્રકારના ગુન્હાઓનું પ્રમાણ લગભગ ચારગણું વધી ગયું છે.

લોકોના સામાજિક અને આર્થિક જીવનના આ વિવિધ પાસાંઓના અભ્યાસને પરિણામે જે ચિત્ર ખડું થાય છે તે વિકટ પ્રકારનું છે. એ બતાવી આપે છે કે લોકોને જુદાજુદા અંતરાયોને પહોંચી વળવા માટે હરહમેશ લડતા રહેવું પડે છે અને સમગ્ર સમાજની ઉન્નતિ માટેના પ્રયાસો હંરહમ કરતાં રહેવા પડે છે. એ સરકારની અને જનતાની જીવનની જુદીજુદી બાબતોમાં નિષ્ફળતાઓ અને સિદ્ધિઓ બતાવી આપે છે. ઉન્નતિ માટે સજાગ રીતે પ્રયાસ થઈ શકે એ માટે ભૂતકાળના આવા અનુભવોમાથી લાભદાયી પાઠ લેવામાં આવે એ ઇચ્છનીય છે.

તપાસ પરથી જણાઈ આવે છે કે ઘણી બાબતોમાં સાંપડેલી નિષ્ફળતા યોગ્ય ગોઠવણી અને સંગઠનનો અભાવ, આવશ્યક સંશોધન અને આયોજનનો અભાવ અને કાર્યમાં એકસૂત્રતા અને સાતત્યના અભાવને આભારી છે. કોઈપણ પ્રકારની ઝીણવટભરી તપાસ કર્યા વગર ઉતાવળા અને ઢંગધડા વગરના પ્રયાસો, યોગ્ય વહીવટીતંત્રનો અભાવ, યોજનાના અમલમાં એકસૂત્રતાનો અભાવ—આ બધાને કારણે ઘણી યોજનાઓ લાંબાગાળે નકામી બની જાય છે.

જિલ્લામાંના જળસિંચાઈ માટેના તળાવોની નિષ્ફળતા ખામી ભરેલી તપાસ યોજન વિશેની અપૂરતા અને વિશ્વાસ ન રાખી શકાય તેવા આધારની ગૂંચની દુઃખદ કથની કહી જાય છે. એમ કહેવાય છે કે કાઇરપુર તળાવ ખોદવામાં એન્જિનિયરે પાણી ઝીલવાના પ્રદેશના વિસ્તાર અંગે ગભીર ભૂલ કરવા ઉપરાંત જમીનના સાવકાશનો પ્રબંધ કરવામાં સાવ નિષ્ફળ નીવડ્યો હતો. મોટા ભાગની વિકાસની બાબતોમા યોગ્ય આયોજન અને પૂર્વજરૂરિયાત માટેના સંશોધનનો અભાવ નજરે ચડ્યા વગર રહેતો નથી.

પશુધનના સાધનો અને જમીનના ધોવાણ જેવા પ્રશ્નોમાં ભૂતકાળમાં પ્રયાસો થયા હતા. પરંતુ કામના અમલમાં સાતત્યના અને દીર્ઘ દૃષ્ટિના અભાવને કારણે ઘણાખરા પ્રયાસો નિષ્ફળ ગયા હતા. પશુધનની સંખ્યાબળ અને જાતના ધોરણની બાબતમાં પરિસ્થિતિ વણસી રહી છે. તેની સુધારણા માટે પુખ્ત વિચારણા સાથે તેમજ સુવ્યવસ્થિત પ્રયાસ કરવામા નથી આવ્યો. નીતિઓને અમલમાં મૂકવાની અણ આવડત તથા અનિયમિતતાને પરિણામે પાટણમાં ઘેટાં ઉછેર અને ઊન ઉત્પાદન માટેની, હીરાપુરા ખાતેની જમીન સંરક્ષણ માટેની અને ઘીનું વર્ગીકરણ કરવા માટેની યોજનાઓ પડતી મૂકવી પડી હતી. વિવિધ નીતિઓ અંગે યોગ્ય સંગઠન અને સહકારના અભાવે

ગૃહ ઉદ્યોગો તથા ગ્રામ ઉદ્યોગો ક્રમશઃ ઘસાઈ રહ્યા છે; તેમજ વાહન વ્યવહાર અને સંદેશ વ્યવહાર વિકાસ ધીમો પડી ગયો છે.

આ પ્રકારની પરિસ્થિતિ માટેનું એક મહત્વનું કારણ એ છે કે જનતા તરફથી જોઈએ તેટલો સહકાર સાંપડતો નથી. સરકારે પણ આમ જનતાનો વિશ્વાસ અને સહકાર મેળવવાનો પ્રયાસ કર્યો હોય તેમ જણાતુ નથી. સરકારે જનતાને પ્રોત્સાહિત કર્યા વિના અને તેનો સહકાર મેળવ્યા વિના, પોતાના કાર્યવાહક અમલદારોદ્વારા કેટલીયે યોજનાઓ અને નીતિઓ અમલમાં મૂકવા પ્રયાસ કર્યો છે. રબારીઓને એક સ્થાનેથી ખસેડીને બીજા સ્થાને વસાવવાનો પ્રશ્ન અતિ વિકટ બની ગયો છે તેનું કારણ પણ એજ છે કે એ માટે જનમત યોગ્ય રીતે કેળવવામાં આવ્યો નથી. અત્યારે પણ જમીનની જાળવણી, બજારોનું નિયમન અને જીવનના વિવિધ ક્ષેત્રોમાં સહકારી મંડળીઓની પ્રવૃત્તિને વેગ આપવાના પ્રયાસોને જનતા તરફથી અનુકૂળ પ્રત્યુત્તર નથી મળતો, તેનો સાથ નથી મળતો તેનું કારણ પણ એજ છે કે આ બધા પગલાંઓ દ્વારા પોતાને મળનારા લાભોથી જનતા વાકેફગાર નથી. સહકારી પ્રવૃતિના ધીમા અને પાંગળા વિકાસ માટે પણ એકંદરે પ્રચારના અભાવને અને જનમત કેળવવાની નિષ્ફળતાને દોષિત ગણાવી શકાય.

વિકાસનો કોઈપણ કાર્યક્રમ વહીવટી રીતભાતો અને તેની રચનામાં સુધારણા માગી લે છે. કોઈપણ નીતિના અમલ માટે હેતુની સ્પષ્ટ સમજણ, જરૂરી નાણાંકીય સાધનો, કામને પહોંચી વળે એટલું અને એવું વહીવટી તંત્ર અને નીતિના અમલમાં જેમની મદદ જરૂરી હોય તેમનો પૂરતો સહકાર મળી રહે એ ઇચ્છનીય છે. જે લક્ષ રાખવામાં આવ્યું હોય તેમજ જે આર્થિક નીતિ હોય તેને અનુરૂપ, વિકાસના કોઈપણ કાર્યક્રમના અમલની જવાબદારી શક્ય તેટલી વધુ હદે વહેંચી આપવામાં આવે એ મહત્વની બાબત છે. યોજનાના અમલની જવાબદારી સ્થાનિક બનાવવાનો ઉદ્દેશ હોવો જોઇએ.

અહીં સરકારની સમગ્ર વહીવટી નીતિનું પૃથક્કરણ કરવાનું કે તેની વિચારણા કરવાનું યોગ્ય નહીં ગણાય, તેમજ કેંદ્ર અને રાજ્ય સરકાર હેઠળ ચાલતા વહીવટી તંત્રની રચનાની વિગતોમાં ઉતરવાનું પણ ઇચ્છનીય નહીં ગણાય. આપણે જિલ્લાના વહીવટી તંત્રનોજ વિચાર કરશું અને પ્રદેશના આર્થિક વિકાસને સહાયભૂત થઈ પડે તે રીતે ફેરફારો કેવી રીતે થઈ શકે તે જોઇશું.

તપાસને પરિણામે જાણી શકાયું કે મોટા ભાગના લોકો છુટાછવાયા નાનાં ગામડાઓમાં વસે છે અને આ ગામડાઓ વાહનવ્યવહાર અને સંદેશ વ્યવહારની સગવડતાઓના અભાવને કારણે શહેરોમાંના સરકારી તંત્રથી વિછુટા પડી ગયેલાં છે. પરિણામે ગ્રામ ધોરણે વહીવટનો પ્રશ્ન અતિ વિકટ બની જાય છે. એ યાદ રાખવું જોઈએ કે મોટાભાગની રાષ્ટ્રીય સંપત્તિ આ ગામડાંઓના ઉત્પન્નમાંથી થાય છે. આથી ઉત્પાદન તેમજ કલ્યાણની દૃષ્ટિએ ગ્રામધોરણે યોગ્ય વહીવટી તંત્રનું મહત્વ ઘણું છે.

આમ વિકાસના કોઈપણ કાર્યક્રમને ગામડાંના લોકોનાં જીવનના દરેક ક્ષેત્રમાં વ્યાપક પ્રવૃત્તિની આવશ્યકતા રહેશે અને આથી વહીવટીતંત્ર લોકોમાં વિશ્વાસ અને ભરોસો પેદા કરે તેવું હોય તે જરૂરી છે. વળી એ તંત્ર એવું હોવું જોઈએ કે સરકાર દ્વારા લેવાતા સુધારણાના પગલાંઓને લોકોનો તાત્કાલિક અને પૂરતો સહકાર સાંપડી રહે. આથી સરકારનું સૌથી પહેલુ અને તાત્કાલિક કામ આ

અવિશ્વાસ દૂર કરવાનું અને ખેડૂતો તથા સરકારી કર્મચારીઓ વચ્ચે સમજૂતીની નવી ભાવના પેદા કરવાનું છે. આમ કરવામાં નહીં આવે ત્યાં સુધી સરકાર પોતે ઘડી કાઢેલા વિકાસના કાર્યક્રમોમાં પ્રગતિ સાધી નહીં શકે. સૌ પહેલાં તો લોકો સરકાર દ્વારા લેવાતાં પગલાંઓ પ્રત્યે સહાનુભૂતિથી જોતા થાય એ જરૂરી છે. સરકાર સામેની આ મોટામાં મોટી વહીવટી સમસ્યા છે. આ વસ્તુ નજરમાં રાખીને નીચેનાં સૂચનો કરવામાં આવ્યાં છે.

(૧) ગ્રામ પંચાયતને ગ્રામ વિસ્તારના વહીવટનું અસરકારક સાધન બનાવવું જોઈએ.

(૨) જિલ્લા લોકલ બોર્ડને પંચાયતો રચવાની અને તેના પર દેખરેખ રાખવાની કામગીરી સોંપવી જોઈએ.

(૩) જિલ્લા લોકલ બોર્ડની કામગીરી વિચારશીલ હોવી જોઈએ અને તેના અમલની કામગીરી કલેક્ટરને સોંપાવી જોઈએ.

ગ્રામવિકાસની કોઈપણ યોજનાની સફળતા મહદ અંશે એ હેતુ માટે રચવામાં આવેલ તંત્રની યોગ્યતા પર અવલંબે છે. તંત્ર એવું હોવું જોઈએ કે યોજનામાં સ્થાનિક લોકો રસ લેતા થાય અને સ્થાનિક બુદ્ધિશાળી લોકો તાલીમ પામે કે જેથી સમય જતાં તેઓ પોતાનું કામ પોતેજ સંભાળી લે. ધીમે ધીમે તેઓ પોતાની ખાધનો અંદાજ કાઢી શકશે, પોતાની માગણીઓ સ્પષ્ટ રીતે ઘડી શકશે અને સરકાર પાસેથી સહાય અને રાહત મેળવવાના આગ્રહી બનશે.

ગ્રામ જીવનના અને અર્થકારણના સર્વાંગી વિકાસ માટે દરેક ગામડામાં ત્રણ સંસ્થાઓ હોવી જરૂરી છે.

(અ) વહીવટ અને સામાજિક વ્યવસ્થા માટે પંચાયત.

(બ) આર્થિક વિકાસ માટે બહુલક્ષી સહકારી મંડળી.

(ક) શિક્ષણ અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે ગ્રામ-શાળા.

જેમાં લોકો પોતાની બાબતો પોતેજ સંભાળી શકે એવાં પ્રગતિક સહકારી જીવનનો પાયો નાખવા માટે અમે આ ત્રણે સંસ્થાઓને તાત્કાલિક મહત્વની ગણીએ છીએ. જો પંચાયતોને સબળ અને સુવ્યવસ્થિત બનાવવામાં આવે તો તે બીજી સંસ્થાઓની કાર્યક્ષમ કામગીરીના પાયારૂપ બની રહે.

## ગ્રામ પંચાયતો

દરેક ગામડા કે ગામડાઓનાં જુથ માટે અને જરૂર જણાય તો પછાત વિભાગવાળા આખા તહેસીલ કે તેના એક ભાગ માટે પંચાયત હોવી જોઈએ.

પંચાયતને ગામડાની માલમિલકતના વહીવટમાંથી થતી આવકમાંથી અમુક મહેસુલ, એ વિસ્તારના જમીનમહેસુલની આવકનો અમુક ભાગ કે કરવેરા અને પરવાના ફી જેવી પરચુરણ આવકોનો અમુક ભાગ મળવો જોઈએ. એ કરવેરા ઉઘરાવી શકે પરંતુ તેને મુખ્ય ફાળો તો દરેક સશક્ત નાગરિકની શારીરિક મહેનતના રૂપમાં મળવો જોઈએ.

અમે એવું સૂચન કરીએ છીએ કે પંચાયતો સુવ્યવસ્થિત રહે અને સાચી દિશામાં કામ કરે એ જોવાની જવાબદારી જિલ્લા બોર્ડની હોવી જોઈએ. તેણે પંચાયત માટે જરૂરી સ્ટાફ રાખવો જોઈએ અને પંચાયતો ચૂંટણીઓ દ્વારા યોગ્ય રીતે રચાય તથા તેને ચલાવવા માટે જરૂરી સાધનો મળી રહે એવો પ્રબંધ કરવો જોઈએ. વહીવટી તંત્ર રચાઈ ગયા પછી પંચાયત માટે પહેલું કામ દરેક ગામડાની જરૂરિયાતોની યાદી તૈયાર કરવાનું હોવું જોઈએ. અને એ યાદી 'પ્રથમ પસંદગી'ના ધોરણે થવી જોઈએ અને એ પછી અંદાજપત્ર ઘડવું જોઇએ. તેને ત્રણ ભાગમાં વહેંચી નાખવું જોઈએ. (અ) તેના પોતાનાં સાધનોમાંથી શું બની શકે, આને વળી બે ભાગમાં વહેંચી શકાય : નાણાં અને શારીરિક શ્રમ, (બ) જિલ્લા બોર્ડ પાસેથી શી સહાય મેળવી શકાય અને (ક) રાજ્ય પાસેથી બક્ષીસ કે લોનના રૂપમાં શું મેળવી શકાય. દરેક પંચાયતે કામગીરીનો કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ.

એવાં કામો પણ હોઇ શકે કે જે પડોશી ગામના સહકારથી થઈ શકે. આથી તાલુકાના ધોરણે તમામ તહેસીલોનું મહામંડળ હોય એ ઇચ્છનીય છે અને તેણે બધાં ગામડાઓ માટે સંપૂર્ણ કાર્યક્રમ ઘડી કાઢવો જોઇએ. જીલ્લા બોર્ડે સલાહ-દોરવણી મેળવીને તેને અમલમાં મૂકવો જોઇએ. જિલ્લા બોર્ડે તેને જરૂરી નિષ્ણાતો પૂરા પાડવા જોઇએ અને સામાન્ય સહાય આપવા ઉપરાંત, સુખાકારી, ખેતીવિષયક સેવાઓ, જાહેર જનતાને ઉપયોગી એવા કામોનો અમલ વિગેરે દરેક બાબતોમાં દોરવણી આપવી જોઇએ. તેણે તેને પોતાની દોરવણી આપવા અને નિરીક્ષણ કરવા માણસોનો પ્રબંધ કરવો જોઇએ. હકીકતમાં તો જિલ્લા બોર્ડની પ્રાથમિક જવાબદારી પોતાના વિસ્તારમાં પંચાયતો રચવાની છે. વિસ્તાર ઘણો મોટો હોઇને વચગાળાના તબક્કે વહીવટ માટે તાલુકા-મંડળો રચાય એ ઇચ્છનીય છે.

સરકારે પણ, પોતે પંચાયતોને જુદા જુદા હેતુઓ માટે કયા પ્રકારની લોનો કે સહાય આપી શકશે, તેનો કાર્યક્રમ તૈયાર કરવો જોઈએ.

કાર્યક્ષમ ગ્રામ સંસ્થાં રચાયા પછી બીજું પગલું ગામડાં અને જિલ્લા વચ્ચેના સંપર્કરૂપે પંચાયતોનું તાલુકા મહામંડળ રચવું જોઈએ. તમામ ક્ષેત્રોમાં વિકાસ માટે અમર્યાદિત અવકાશ છે અને પંચાયતો જેમજેમ પાંગરતી જાય તેમતેમ વધુને વધુ કામગીરી હાથ ધરી શકે.

## જિલ્લા લોકલ બોર્ડ

બીજું પગલું જિલ્લા લોકલ બોર્ડની પુનર્રચના કરવાનું છે. જિલ્લામાં સ્થાનિક સ્વરાજની કામગીરીને વધુ સબળ બનાવવાના હેતુથી જિલ્લા લોકલ બોર્ડને વધુ કાર્યક્ષમ અને ઉપયોગી બનાવવા માટે આ સંસ્થામાં કેટલાક સુધારાઓ કરવામાં આવે એ ઇચ્છનીય છે. જિલ્લા લોકલ બોર્ડ અત્યારે જાહેર બાંધકામ, સ્વાસ્થ્ય, સુખાકારી અને શિક્ષણના ક્ષેત્રે કેટલીક પાંગળી કામગીરી બજાવે છે. જિલ્લા બોર્ડનો વહીવટ સારો ન હોઇને મુંબઈ સરકારે શાળાઓનો વહીવટ પોતાના હસ્તક લઈ લીધો છે. જિલ્લામાં જાહેર બાંધકામ ખાતામાં નાના કામો માટે જિલ્લા બોર્ડ અને મોટા કામો માટે જાહેર બાંધકામ ખાતું એવી બે સંસ્થાઓ હોવી જરૂરી નથી-બેવડી કામગીરી ટાળવી જોઇએ અને નાના કામો જાહેર બાંધકામ ખાતાને અથવા ગ્રામ પંચાયતોને સોંપી દેવા જોઇએ. જિલ્લા બોર્ડે તો સમગ્ર જિલ્લાના વિકાસ પાછળ લક્ષ આપવું જોઈએ, પ્રવૃત્તિઓનો કાર્યક્રમ ઘડવો જોઈએ અને તેના અમલ માટે અંદાજપત્રો તૈયાર કરવાં જોઈએ. જિલ્લા બોર્ડની કામગીરી નીચે મુજબ દોરી જોઇએ.

(૧) ગ્રામ પંચાયતો રચવી, તેની કામગીરી પર દેખરેખ રાખવી અને તેને વિકસાવવી, અને રાજ્ય તેના હસ્તકના કામો માટે જેટલી અગવડો આપવા તૈયાર હોય તેની તેને જાણ કરવી.

(૨) રાજ્ય દ્વારા અપાતી સેવાઓનો યોગ્ય ઉપયોગ થાય અને બધા લોકોને તેનો લાભ મળે તેનો ખ્યાલ રાખવો. આપણે અસંખ્ય સામાજિક, આર્થિક અને વહીવટી પ્રશ્નો આવરી લેવાના છે અને તે દરેકમા જિલ્લા બોર્ડ લોકોને મદદ કરી શકે. તેણે દરેક ગામડા માટે, આતર-ગ્રામ કામો અને પ્રવૃત્તિઓ માટે કાર્યક્રમ તૈયાર કરવો જોઈએ અને એ માટે જરૂરી ભડોળ તેને મળી રહે તથા તેનો યોગ્ય રીતે ઉપયોગ થાય તેનું ધ્યાન રાખવું જોઈએ

બોર્ડ ખેતીવાડી, શિક્ષણ, સુખાકારી, રહેઠાણ અને તંદુરસ્તી, પંચાયતોનો વિકાસ અને ગૃહઉદ્યોગો માટે ખાસ સમિતિઓ દ્વારા કામ કરી શકે આ તબક્કે તમામ સરકારી ખાતાઓના મુખ્ય જિલ્લા અધિકારીઓએ કાર્યક્રમોનો ભાગ ઘડવામાં અને તેના અમલમા સહકાર આપવો જોઇએ. આપણે એટલાં બધા વિવિધ કામો કરવાના છે કે જે સજોગોમા સામાજિક સેવાનો જુસ્સો છે તેઓને પુરતો અવકાશ મળી રહેને.

જીલ્લા બોર્ડનો કાર્યવાહક અધિકારી કલેક્ટરના હાથ નીચે હોવો જોઇએ અને તેણે તેની દોરવણી હેઠળ કામ કરવુ જોઇએ. તેને કચેરી સભાળવા માટે તથા બોર્ડના રોજબરોજના કામકાજની દેખરેખ રાખવા માટે એક અધિકૃત માણસ આપવો જોઇએ.

પંચાયતોની સફળ કામગીરીનો આધાર પંચાયતોના 'સ્ટેટ રજીસ્ટ્રાર'ની યોગ્યતાઓ પર રહેશે. એવા યે પંચાયત અધિકારીઓ છે કે જેઓ તદ્દન આવડત વગરના, કોઈ કામ મનથી કરી ન શકે તેવા અને માત્ર ગમેના મુજબનુંજ કામ કરી શકનારા છે. બીજા કેટલાક એવા છે કે જેઓ લોકોનો જુસ્સો પણ ભાંગી નાખે છે. આથી આ નવી સંસ્થામાં માણસો નીમવા બાબતમા સરકારે ખૂબજ સાવધ અને સજાગ રહેવું જોઇએ.

જો અહીં બતાવેલી રીતે ગ્રામપંચાયતો અને જિલ્લા બોર્ડની રચના કરવામાં આવે તો જિલ્લા કે તાલુકા વિકાસ બોર્ડ જેવી બીજી સમવાયી સસ્થાની આવશ્યકતા નહીં રહે જિલ્લા બોર્ડની રચના ચૂંટણીના ધોરણે થતી હોઈને તે અનેક પક્ષીય સંસ્થા બની રહેશે જ્યારે ગ્રામ વિકાસ બોર્ડની રચના નીમણુંક દ્વારા થતી હોઈને તે મહદ્અંશે બહુમતી પક્ષના મતવ્યોનેજ પડઘો પાડશે. આમ હોઈને બંન્ને સસ્થાઓ વચ્ચે અવારનવાર અથડામણો થનારો આથી અલગ જિલ્લા બોર્ડ વગર ચલાવી શકાય. સબળ પાયા પર અને પૂરતી સભાળથી રચાયલી સ્થાનિક સંસ્થાઓ માત્ર વિશિષ્ટ માનદ મંડળો કરતા ખૂબ વધુ ઉપયોગી નિવડશે.

# પરિશિષ્ટ : ૧

૧. રાધનપુર, સમી, સાંતલપુર, વડગામ તાલુકાના બે ગામડાઓ, કાંકરેજ તાલુકાના ૧૬ ગામડાઓ અને પાલણપુરના એક ગામડાને બનાસકાંઠા જિલ્લામાંથી બાકાત રાખવામાં આવ્યા છે અને તેનો મહેસાણા જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૨. ગઢવાડા મહાલના ૭૫ ગામડાઓ અને ઇડર તાલુકાના પાંચ ગામડાઓને સાબરકાંઠા જિલ્લામાંથી બાકાત કરવામાં આવ્યા છે અને તેનો મહેસાણા જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૩. કાલીસાણ થાણાના ૨૦ ગામડાઓ, પાલજ તાલુકાના બે ગામડાઓ, કટોસણ રાજ્યના ૬ ગામડાઓ, માણસા અને વરસોડા રાજ્યોના ૧૬ ગામડાઓ અને દસ્ક્રોઈ તાલુકાના બીજા ૪ ગામડાઓ તથા અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકાના એક ગામડાને તેમાંથી બાકાત કરી તેનો મહેસાણા જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૪. દેહગામ તાલુકામાં આવતા પ્રદેશો અને મહેસાણા જિલ્લામાં વતરક નદીની પશ્ચિમે આવેલા અત્તરસુમ્બા મહાલના ગામડાઓને તેમાથી બાકાત કરવામાં આવ્યા છે.

૫. વતરક નદીની પૂર્વે આવેલા અત્તરસુમ્બા મહાલના ગામડાઓ અને મહેસાણા જિલ્લાના સાદિસર નામના ગામડાને તેમાંથી બાકાત કરીને તેનો ખેડા જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૬. કલોલ તાલુકાના નબોઈ નામના ગામડાનો અને મહેસાણા જિલ્લાના કડી તાલુકાના બોરજ નાદોદા નામના ગામડાને તેમાંથી બાકાત કરીને તેનો અમદાવાદ જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે. મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકાના સારોલી નામના ગામડાને તેમાંથી બાકાત કરીને તેનો સાબરકાંઠા જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

